# સહચરી
અથવા
# સ્નેહઘેલી—સુંદરી.

## સચિત્ર સંસારી નવલકથા.

"अनाश्रया न शोभन्ते पण्डिता वनिता लता"

*

સ્ત્રીઓને સ્વતંત્રતા અનાધિકારરૂપ હોવાથીજ, તેમને પતિ-શરણમાં રહેવાનો શાસ્ત્રધર્મ કહેલો છે.

લેખકઃ—ગો. ક. દેલવાડાકર.

વિ. સં. ૧૯૭૮. ઇ. સ ૧૯૨૧

આ ચોપડી ભારત-સેવા પ્રિન્ટીંગ પ્રેસ, ૫૯, ઘસવાડી, ધોબીતલાવ, લુહારચાલ સ્ટ્રીટ, મુંબઇમાં રા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપી છે અને રા ગો. ક દેલવાડાકરે ગીરગામ બેક રોડ, કિન્ડરગાર્ટન સ્ટોલ મધેથી પ્રગટ કરી છે

કિમ્મત રૂપિયા સવા બે.

# દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

(તા. ૧ જાન્યુઆરી ૧૯૨૧ થી કિમ્મત વધારેલી છે.)

| | | |
|---|---|---|
| સેટ (૧) | **નીલમ-માણેક**-ભાગ ૧ થી ૮ (સચિત્ર) | ૧૨- ૦-૦ |
| | **નીલમ-માણેક** (સન્તતિ) ભા. ૧-૨ ... | ૨- ૪-૦ |
| | | રૂ. ૧૪- ૪-૦ |
| સેટ (૨) | **નિરજની** અથવા વર-ઘેલી વનિતા ... | ૩- ૦-૦ |
| | **મધુરી**— ,, પ્રેમ-ઘેલી પ્રમદા | ૪- ૦-૦ |
| | **મંદારિકા** ,, મદ-ઘેલી મનોરમા ... | ૩- ૦-૦ |
| | **સહચરી** ,, સ્નેહ-ઘેલી સુંદરી .. | ૨- ૪-૦ |
| | | રૂ. ૧૨- ૮-૦ |
| સેટ (૩) | ચન્દ્રકળા અથવા ચડતી પડતીનો ચમકારો ... | ૨- ૪-૦ |
| | બેરીસ્ટરની બૈરી (B. A. બનાકે) .. | ૨- ૪-૦ |
| | બીફ્લેસ બેરીસ્ટર . | ૧-૧૨-૦ |
| | શાન્તિપ્રિયા (સુખ-દુ:ખની સાથી) . | ૨- ૪-૦ |
| | નવલગંગા-ભાગ ૧-૨ (નવી આવૃત્તિ) . | ૩- ૮-૦ |
| | | રૂ. ૧૨- ૦-૦ |
| (૪) | બહાદુર કસો (અનાથતારા-પ્રમાદસુંદરી) .. | ૪- ૦-૦ |
| | લાલન-વણજારી- .. .. .. | ૧-૧૨-૦ |
| | પ્રયુ .. | ૨- ૦-૦ |
| | મહિ .. | ૧- ૪-૦ |
| | દીલા ... .. ... . | ૨- ૪-૦ |
| | | રૂ. ૧૧- ૪-૦ |

આ ચાર સેટ ખરીદનારને રૂ. ૫૦) પચાસ રૂપિયા ઉપર ડાબાર ટકા કમીશન મળશે.

કિન્ડરગાર્ટન સ્ટોલ.
માણેક બીલ્ડીગ.
ગીરગામ બેકરોડ.

3

# અર્પણ.

પ્રિય મધુર બાલિકા બાલી !

લાડકા નામથી, પ્રભાવશાળી અને આયુર્વર્દ્ધી, સ્મિતમુખી
કન્યારત્ન, પશ્ચાતવયમાં અખંડ રહી, શ્વસુરપક્ષ
અને પિતૃપક્ષને યશસ્વી બનાવી, દમ્પતીનાં
સાચાં સુખોથી શુદ્ધ આશિર્વાદ સાથે જીવન
પ્રભા ઝળકાવજે; 'સહચરી' જેવી
કન્યા અને કુળવધુ થજે, એ આશાના
ફળસહ આ ગ્રંથ તનેજ
અર્પણ કરૂં છું !

કલ્યાણ ભુવન
દેલવાડા.
(કાઠિયાવાડ)

પિતાજી.

# આગલી–પાછલી બે વાતો–પ્રસ્તાવના.



"**ઘેલી**" સુંદરીયોની કથા સહચરી સહિત ચાર ભાગમાં હવે સપુર્ણ થઈ છે, જન્મ–વિજન્મ પાત્ર જનોનો ભેટો, જ્યાં ત્યાં, નવી નવી કથાના પ્રસગમા થશે, ને તેથી તેનુ જીવન અમ્મર ગણાશે ! હવે પછી '**દીલ–ઘેલી દીલાવરી**" નામની નવી **ઇસ્લામી વાર્તા** પ્રગટ થશે, જેમાં જુની '**નરગીજ નાટકકાર**" નો પ્રસગ પણ દષ્ટિએ પડશે.

નવલ કથાનો રસમય જમાનો વ્યતિત થયો, તે સાથે સ્વકલ્પિત લેખકોનો ઉત્સાહ ને સ્પર્ધાવાળા વિદ્વાનોનોયે અક ઘટી ગયો–હવે મુબઇને બદલે અમદાવાદી જમાનો ખીલ્યો છે, ને વ્યવહારીક વાતો બદલે નાટકી કથા પ્રકટી નીકળી છે, બલ્કે ઉભરાઇ ગયલી છે ! અસ્તુ !'

પ્રારંભથી તે અત્યાર સુધી પ્રભુની કૃપા, અમારી ૨૬ નવલ કથાપર ઉતરી છે, નવીન આવૃત્તિઓ અને નવીન લેખ પ્રગટ થયાજ કરે છે. એજ ભાવ અને એજ ઉત્સાહ તટસ્થ છે, તેમ વાચક વર્ગની મમતા ખસી નથી–છ, પાચ, ચાર અને ત્રણ ત્રણ આવૃત્તિઓની હારમાળા ચાલુ છે, એજ તે કથાના જીવનની સાફલ્યતા છે.

અમારી કથાના નવા ગ્રાહકો, કેટલાક મફતચદ નાટકકાર હજી કૃપાવત છે, ત્યા સુધી કથાના અમરપણા વિષે બહુ શક નથી ! અસ્તુ ! તેનોયે વિજય થાઓ ! !

કલ્યાણ ભુવન
**દેલવાડા**
( કાઠિયાવાડ. )
૧૯૭૭, આશ્વિન.

લેખક.

# સ્ત્રી ધર્મ વા પ્રમદા–પ્રબોધ.

भर्त्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना ।
एषा निरहिता तेन शोभते नैव सर्वथा ॥

સ્ત્રીયોને પોતાનો ભરથાર, તે વગર આભૂષણે, આભૂષણરૂપ છે. જે સ્ત્રીને ભરથાર નથી, (યા ને કુવારી છે) તે સ્વરૂપા છતાયે શોભતી નથી !–

अन्तः करण तत्वस्य दम्पत्योः स्नेह संश्रयात् ।
आनन्द्ग्रान्थिरेकोऽयमपत्यमिति वध्यते ॥

સ્ત્રી–પુરૂષના અન્તઃકરણના તત્વની, સ્નેહના આશ્રયથી થયલી જે આનન્દની એક ગ્રથી, ને સન્તાનરૂપે બધાય છે, અર્થાત્ સ્ત્રીથી જે પ્રજા–ઉત્પત્તિ થાય છે, તેથી સૃષ્ટિની રચના બધાય છે, માટે સ્ત્રીઓએ લગ્નવતી–વિવાહિતી થવુંજ જોઇએ–વિશેષે કરીને માબાપ હીણ બાળાઓએ તો અવસ્ય શિર–છાયા, જીવન છાયા માટે પતિ–શરણ ગ્રાહ્ય કરવુંજ જોઇએ. કુવારી અવસ્થા, યુવાન–રૂતુમતી કન્યા માટે મહા પાતકરૂપ છે ! લગ્ન કરીને પણ શિયળ ધર્મ પ્રતિપાદન કરવો જોઇએ.

वन्हिस्तस्य जलायते जलनिधि· कुल्यायत्ते तत्क्षणाम्र ।
मेरुः स्वल्पशिलायते मृगपतेः संद्यः कुरङ्गायते ॥
व्यालो माल गुणायते विषरसः पीयूष वर्षायते ।
यस्यांगेऽखिललोकवल्लभत्तमं शीलं समुन्मीलति ॥

જે પ્રમદા, વલ્લભરૂપ શિયળવતી છે, તે સ્ત્રીની કને અગ્નિ જળ સમાન શિતળ થઇ જાય છે. સમુદ્ર ખાબોચીયા જેવો, મેરૂ પથ્થરના આકારમાં, સિંહવૃન્દ માત્ર મૃગરૂપ, સર્પ એક પુષ્પમાળા, અને વિષરસ તે અમૃત બની જાય છે। યા ને દમ્પતિ-જીવનજ, દેવરૂપ છે; એકલો પુરૂપ કે એકલી સ્ત્રી, દેવ સેવાને, યજ્ઞ કાર્યને પણ અયોગ્ય છે।

> દેશ સેવા માટે, જીવનના ઉદ્ધાર માટે, સૃષ્ટિ અને ધર્મનાં સરક્ષણ માટે, દરેક કન્યાઓએ, સસારજ્ઞાન સપાદન કરી, ગુરૂકૂળમા ગૃહ-ધર્મ પતિવ્રતધર્મ, અને દેહ ધર્મનો અભ્યાસ કરીને લગ્નવતી થવુ।

# સાભાર !



અમારા લેખ સાથે બીજાના બોધક વિષયોનું સંમેલન એમના પ્રયત્નને પણ ફળદાયી હોવાથી, કેમકે તેમનો આશય પણ પોતાના લેખોનો લાભ જન-સમુદાયમાં વૃદ્ધિયુક્ત માનેલો હોવાથી, જે સગ્રહવામા આવ્યો છે, તે માટે સાભાર માનવામા આવે છે.



ૐ

હેલવાડકર (સચિત્ર) વાર્ત્તામાળા નં. ૨૮.

# સહચરી

અથવા

# સ્નેહ-ઘેલી સુંદરી.

## ભાગ (સચિત્ર) પહેલો.

सखि मम चतुरो भर्त्ता परमपि लिखितं स्वयं न वांचयति ।
सखि मम चतुरो भर्ता स्वयमपि लिखितं स्वयं न वाचति ॥

"હે સખી? મ્હારો ભરથાર તો એવો છે, કે "બીજાનું લખેલું તો વાંચીયે શકતા નથી!

"ઓ બ્હેન! એ તો હજી ઠીક, પણ મ્હારો પતિ તો એવો વિદ્વાન્ છે, કે "પોતાનું લખેલુંયે પોતે વાંચી શકતા નથી"

"સખિ—વિનોદ"

## પ્રકરણ ૧ લું



### ભાવી-પ્રયાણ યાને પ્રેમનું પહેલું પગથીઉં!

"મ્હેં વરમાળ આરોપી, રૂડા રઘુરામને જોઇ!" "પંડિતજી! તમને મ્હેં જોયા! વિદ્વાન છો સનાતન વેદધર્મના પંડિતાચાર્ય

છો. નમ્ર છો. વયમાં યુવાન છો. વિદ્યામાં વૃધ્ધ છો. હું તો માત્ર અજ્ઞાત, અવિદ્વાન, અરસિક અને રંક છતાં આહા! તમારી જમાનાની જોડી બનવાની છુ. કેવાં મ્હારાં ધન્ય ભાગ્ય ”

“ તો હુંયે તે પ્રિયાને તાબે થઇશ! પણ લોકો જેને જમાનાનો સુધારો કહે છે, તે મને માન્ય નથી!”

“હુ મુંબઇમાં ઉછરી છુ, વસી છું, તેથી તમને શકા થઇ હશે ખરી, પરંતુ એ નકલી અને પાપિષ્ટ ઉચ્છૃંખલતાને નામે અજ્ઞાની યુવાન ફાંટાની રગમાંથી નીકળેલો, ગદો ધૂમો છે! જેમાં વડીલના વિવેકની હદ ઉલ્લધી જવાય છે, અને સંસારની મર્યાદા લોપાય છે! અધુરી કેળવણીનાં યુવાન એ માર્ગને સુધારાને નામે કલકિત કરે છે, અને તે પશ્ચિમમાંથી આવેલો ગણીને તે લોકની સ્વતંત્રતા ઉપર આક્ષેપ મુકે પણ છે; તે પ્રજાની સ્વતત્ર ઇચ્છાઓ અને મનની દૃઢતા કેટલી ઉચ્ચ પ્રકારની છે, તેનો દેશીયોને ખ્યાલ નથી! હીન્દની પરતંત્ર સ્થિતીમાં રહેલી પ્રજાને અગ્રેજોના છુટાપણા માટે હલકો મત ભલે હોય, પણ તેમની વિવેકતા અને નિયમ માટે તો તે મગરૂર હોવાંજ જોઇએ. જ્યાં સુધી બન્નેનો પરસ્પર મન મેળાપ ન હોય, ત્યાં સુધી એક BAL (નાચ) જેવી સ્વચ્છદી રમતમાં પણ યુવાન કુવારા જનો, સહજ પણ અમર્યાદીત છુટ લઇ શકતાં નથી; અલબત આપણી નજરે તે અયોગ્ય લાગે છે, પણ ઉડી નજરે અનુભવથી જોયા પછી વખાણ કરવાં પડે છે, એવી મનની દૃઢતાનું અનુકરણ કરવા બદલે આપણે વિવેકહીન સ્વતંત્રતા, અયોગ્યતા વર્તન અને અનુચિત ખરચોથી ભપકો કરીને ‘ સુધારા ’ માં ખપીએ, એથી તો આપણા આર્ય સંસારનો બગાડો થાય છે, ને બીજા દેશના લોકોને હસવાનું થાય છે. એ લોકોની રીત ભાત ને વિવેકમાં ખપવા જતાં, નથી કાગન્નહમાં રહેવાતુ કે નથી હુકવનમાં રહેવાતું! હું એ સુધારાને પસદ કરનારી નથી!”

"વાહવા! મને એમ લાગતું હતું, કે મધુરી જેવાં ઉત્તમ જાતિનાં ફૂળવાન બાનુની પુત્રી 'સુધારા' ને શરણે જાય, તે એમનાથી કેમ સંખાયું?"

"માત્ર સુધરેલી સોસાઇટીમાં રહેવાની યોગ્યતાને લીધે, દેખાવ, પરંતુ દીલ, નહિ મહારાજ!"

"તમારી આ હૃદયની ઉત્તમતા માટે હું મગરૂર છું!"

"અને તમે મને માનાર્થે, વિવેકથી બોલાવો છો, તે માટે દીલગીર છુ!"

"જો તમે મ્હારાં ભાવી પત્નીજ થવાનાં છો, તો પછી—"

"એજ કારણસર હું દીલગીર થાઉં છું, કેમકે પ્રેમનાં ફૂલડાંની વેરાતી સુગંધીમાં તો શબ્દના તુંકારવાળો પવન ઉડવો જોઇએ. હૃદયમાં ઉભરાતો આનન્દ કંઈ માનાપમાનથી ઉડતો નથી; એ ગજરો ખાનગી છે, એ કંઇ જાહેર વરમાળ નથી, વ્હાલા!"

"ત્યારે તો મ્હારૂં પાંડિત્ય પોપટીઉજ!

"ના રે! સનાતન પાઠશાળાના આપ વિદ્વાન સ્કોલર, અને વળી પ્રોફેસર, તેનું જ્ઞાન પોપટીયું? ત્યારે હું ફક્ત થોડુ ગુજરાતી અંગ્રેજી શીખી, તેનું જ્ઞાન વધારે! અહીં જ્ઞાનનો સવાલ નથી, અહીં તો ગાંડપણની વાતો છે! વળી પતિ–પત્નીના ખાનગી પ્રસંગમાં તે પંડિતાઇ કેવી? અહીં તો રસની રેલ અને પ્રેમના ઘૂંટડા!"

"ત્યારે તમે—

"વળી તમે કહ્યું! મને તો તુ–તાં ગમે છે. હું તમારી વડીલ નથી. તમને હું માનાર્થે બોલાવું તે યોગ્ય!"

"ત્યારે તો સુધારામાં વરને પણ તું તાં કહેછે! કેટલીક પારસણો તો જહાંગીર વરને જાંગલો–જાંગુ કહીને બોલાવે છે, તેમ તમે—

"જો તમને તેમ ગમશે તો—

"ખાનગીમાં તેમ બોલાવું તો ના ચાલે ? કહો, ત્યારે તમને શું કહીને બોલાવું ?

"પણ તમને મ્હારે—

"વળી તમને ?—

"તને ! લ્હે, ડીયર ! તને શું કહું ?

"જે મ્હારૂં નામ હોય તે !

"પણ તે તો ખાનગી—જાહેરમાં ?

"તમને ગમે તે—

"વસુ—મતી ! ધન અને બુદ્ધિ ! સોનું

"હા—ખરેજ ! અને સુગંધ સાથે ! "

"વારૂ, પ્રાણ" વસુ હસીને, વ્હાલાને વળગી પડી—

વાંચનાર ! આ વસુમતીની પ્રસ્તાવના પુરી થઇ છે, હવે તો તેનો ઢોળાતો રસ ઝીલવાનો છે. થોડામાં વધુ મીઠાશ, તેમ આ જોડલાનો સ્વભાવ અને હૃદયનું દર્શન થઇ ગયું છે; માત્ર તે કોણ છે એજ જાણવાનું છે. વસુ, તે આપણી મૂળ વાર્તાની ઉપનાયિકા 'મધુરી' ની એકની એક વ્હાલી પુત્રી છે; અને તેનો વિવાહ (Bithrodhal) વેવીશાળ, આપણા મૂળ નાયક સુમનના પુત્ર ભગીરથની (વીરમતીનો પુત્ર) સાથે થયો છે. ભગીરથ, બનારસની સેંટ્રલ કોલેજમાં સંસ્કૃતનો પ્રોફેસર છે, અને મધુરી, યાત્રાર્થે અહીં આવેલી છે. વિશેષ વૃતાંત હવે પછી જાણીશું, પણ તે પહેલાં મદારિકા તરફ દૃષ્ટિ કરીએ.

---

# પ્રકરણ ૨ જું



## અસત્કારી સંસાર.



रे! रे! पक्षि दुराचारि अनृतं किमुभाष्यते ।
जलमध्ये कुतो ज्वाला कुतो अग्नि प्रवर्त्तते * ॥

"भोजप्रबन्ध"

"મંદારિકા! તમને પરણીને હું સુખી થયો નથી, ને થવાનોયે નથી! મ્હેં એમ ન્હોતું ધાર્યું કે તમે વૈરભાવે વનિતા થશો, અને પૂર્વનો કોઇ બદલો લ્હેવાને, મ્હારે ભાગ્યે જડશો!'

"તમે મ્હારે માથે શા આધારે અણગમતા ભાવનો દોષ મુકો છો?"

"આધાર? તમારી ચાલ ચલણના કંઇ વધુ પુરાવાની જરૂર છે, ખરી! મિ. રોય સાથે—

"બોલવું બંધ કરો, સમજી. મિ. રોયને મારા અંગનું એક રૂંવાડું પણ અડક્યું નથી!

---

* ભોજરાજાના દરબારમા કવિ કાલિદાસનુ સન્માન જોઈને બીજા કવિઓને ઈર્ષા આવી, અને કવિપર આક્ષેપ મુકી કહડાવી મુકયો; પછી તે કવિના પોપટે રાજાને સમસ્યાપૂર્તિમા સમજાવેલુ તેનો રાજાને શક જતાં કહયુ કે, હે પક્ષી? જળમાં અગ્નિ કેવી? ત્યારે પોપટે કહયુ, કે अश्वानि जायते वत्स कामधेनु तुरगना. "ઘોડીને વાછરૂ અને ગાયને વછેરૂ કેમ આવે?" એ જાણીને બીજા કવિનાં ભોપાળાં ફૂટયાં, ને ખરી વાત પ્રકટી હતી।

"હશે ! એ માટે હું પ્રત્યક્ષ, નજરે જોયલો પુરાવો આપી શકવાને સમર્થ નથી; પણ મારા પુત્ર ભગીરથનો પત્ર તો હું રજુ કરી શકયો છું !"

"ને તેમાં મ્હેં તેને પુત્ર કરતાં વધારે પ્રિયભાવથી બીજુ લખ્યું નથી ! હા; તમારી અનિશ્ચિત પ્રકૃતિ માટે તો મ્હારાથી લખાયું છે ખરૂ !"

"ને તે પણ કેટલી હદ સુધી !"

"ભગીરથ જેટલું સમજે છે, જે જાણે છે, તેટલી હદસુધી !

"તમે શું એમ કહેવાને સમર્થ છો, કે મધુરી પ્રત્યે મ્હારી દુષ્ટ વાસના હતી ?"

"નિઃસંદેહ ! નિર્વિવાદ ! પણ તેમાં તમે ફાવી શકયા નથી ! એટલાજ વિષાદથી તમે હજી પણ સ્થિર થઇ શકયા નથી, પરણેલી ...માં પણ સુખ મેળવી શકયા નથી !"

"ત્યારે તમે જો મને પરણીને નિષ્ફળજ નિવડયાં હોય, તો—

"શું મારે છુટા છેડા કરવા ?

"હા; જ્યારે જીવન સુખ મળવુ અશકય હોય, તો પછી રિબાવુ શા માટે ? સ્વતંત્ર સુખનો માર્ગ મળે ત્યાં જઇને રહેવું !

"તમેજ તે માર્ગ સુચવોની ?"

"મિ. રાયને—

"હજી પણ તમને તે માણસ ખટકે છે, ખરૂં ? જો તમને એમ લાગતું હતું, કે એ માણસ જોડે મારે ખરો કે ખોટો, રાગી યા વિરાગી, કે શુદ્ધ વા અશુદ્ધ સ્નેહ છે, તો મને તમે પરણ્યા શા માટે ?



(૧) ત્યારે ક્યાં જાઉં? દરિયામાં પડું?" મંદારે કહ્યું. પૃ-૬

"માત્ર એક અબળા, એવા દયાજનક સન્જોગમાં, એક ભોંયરાની તળેટીમાં, દેહ છોડતી હતી, તેને ઉગારવાને—ફક્ત આ દેહનો ભોગ દીધો !—

"તો પછી સહન કરો ! ભલી કે ભૂંડી પણ હવે તો હું તમારી છું ! માત્ર હું એટલું માગુ છું, કે મને થોડા દિવસ, ભગીરથને ત્યાં સુખે રહેવા દો ! મારે પિયરની વાટ નથી ! ઉદયગઢ એજ હવે મારે મન પિયર, અને વિશ્રાન્તિનો એકજ આશ્રમ ! મારે મન તો સ્વપુત્ર જેવા ભગીરથનુ નિવાસ—સ્થાન ! બનારસ પુરીમાં હું મોટી થઇને ત્યાંજ દેહ પણ કદી પડે, તો કાશીતિર્થ—ને ગંગા સ્નાન મને સ્વર્ગ આપશે. !

"ઠીક છે, વિચારીને કહીશ; પણ વળી બિચારો ભગીરથ, હવે સંસારી થયો છે. તેને નડતર કરીને, લોકાપવાદ—

"તમારી બુદ્ધિમાં કોઇ અજબ્ય ભ્રષ્ટતા ઉત્પન્ન થઇ છે. તમારી દૃષ્ટિમાં જગતની સ્ત્રીયો જાણે કેમ કૂલટા—

"જે માનો તે, પણ ભગીરથને ત્યાં નહિ જવાય !—

"ત્યારે કયાં જઉ ? દરિયામાં પડું કે કૂવા—વાવને—

"છેવટની વાત એજ કે કાં તો સાથે મરવું, યા છુટુ પડવું !—

"તે માહેતું કંઈ નહિ બને. કશું કરવાનુ નથી ! મને થોડા રોજ ગમે ત્યાં પણ શાન્તિમાં મોકલો—ને તમે શાન્તિ ભોગવો !—

"વારૂ, ઠીક છે. વિચાર કરીને કાલે કહીશ. બાર વાગ્યા. રાત્રી બહુ વીતિ છે. શાન્ત નિદ્રા લ્હો ! જાઓ—

એટલામાં મહારાજા સાહેબનો સ્વાર એકદમ હાજર થયો. ને એકાએક મહારાજાની તબીયત બગડી છે, તેની ખબર લાવ્યો—એટલે સુમનરાય રાજમહેલ તરફ રવાના થયો !—

વાંચનાર ! મદારિકા અથવા "મદઘેલી મનોરમા" નવલ-કથાના અંતિમ પ્રકરણમાં તો તુ વાંચી ગયો છું કે મદારિકા તો મુંબઇથી બનારસ પોતાના પિત્રાઇના કેસની તાકીદથી એકદમ ટ્રેનમાં રવાના થઇ છે, તે હજી કુંવારી અવસ્થા ભોગવે છે, ને મિ. રોયને માટેજ પોતાનું જીવન ગુજારે છે ! વળી કેટલીક નિરાશામાં તેમણે પોતાની જીંદગી દેશ-સેવામાં સમર્પણ કરી કહેવાય છે, તો તે બધી વાત કયાં અધુરી રહી, અને સુમનરાય સાથે કયા સંકેતથી પરણી ? આ વૃત્તાંત જાણવા માટે હવે આપણે મૂળ કથાના પ્રકરણોમાં પ્રવેશ કરવો પડશે.—આ નવલ કથાની આગલી સહચરીઓ નિરંજની અને મધુરીની કઇક વાતો પણ વલોવવી પડશે-પુરાવાની પુરતી માટે અનુસંધાન કરવી પડશે.

---

## પ્રકરણ ૩ જું.

### ઉદયગઢના મહારાજાનું અવસાન

દેશી રાજ્યની જાહોજલાલી અને ઉદારતાનો જમાનો હવે વીતિ ગયો છે ! પરબન્ધન સ્થિતીમાં ઉછરતા દેશી કુમારોની સ્વાતંત્રતાનુ હૃદય શૂન્ય થઇ ગયું છે. ને જે કોઇ હશે, તેનો માનસિક વિલાપ પ્રભુના દ્વારમાં સંભળાય તેવુ જ નથી; કાળની ગતિ વિચિત્ર છે. એ સ્થિતીનુ મૂળ કારણ કુસપ, લોભ અને સ્વચ્છંદ છે. અજ્ઞાનતા, અને આલસ્ય, તેના શત્રુ થયા છે, અને નિબંળતા તથા મિથ્યાભિમાને તેમને નબળા બનાવ્યા છે. આ સર્વ સંજોગે દેશી પ્રજામાંયે અવિશ્વાસ તથા લાગણીવિહીન સેવા ઉદ્દભવી છે. આ સર્વ વિચારોથી ઉદયગઢના મહારાજાનું મન ખિન્ન થયું છે. અવસ્થા ભેદને લીધે, તેમની શરીર સ્થિતી નબળી પડી, ને અવસાનપર બેઠા, તેમણે

પોતાના કુંવરને થોડીક યોગ્ય શીખામણ આપી. "રાજ્ય બધારણનો પેઠી હક કદી પણ ગુમાવવો નહિ. એક ઉપર વધારે રાણી પરણવી નહિ. બ્રિટીશના ન્યાયને માન આપવું. પ્રજામાં કદી અવિશ્વાસ થવા દેવો નહિ. પરદેશી દિવાન લાવવો નહિ અને સ્વતંત્રતા પર હાથ નાખવા દેવો નહિ. અહિંસા કરવી નહિ, કરવા દેવી નહિ, અને ગોવધ કરનારને દેહાન્ત શિક્ષા પણ કરવી ઘટે, તો કરવી, નીકર દેશપાર કરવો. રિવાજ અને ધર્મ ત્યજવો નહિ. તેમ પુરાવો જોઇને ઇન્સાફ કરવો." આ રીતે મહારાજાએ થોડીક કડીઓ બતાવી. પોતાના કુવરની અવસ્થા પંદર વર્ષની પુરી હતી, પણ બ્રિટીશ ધારાનુસાર યુવરાજ્યપદ મેળવી શકતો ન હોવાથી બીજાં થોડાં વરસો માટે પોતેજ દીવાનને નકી કર્યો હતો. ને તે માટે એક તંત્ર સ્થાપ્યું. ખુદ રાણી સાહેબ, અને મી. સુમનરાય ઉપરાંત પોતાના રાજ્યનો વિશ્વાસુ એડીકાંપ રાયસિંહને રાખ્યો હતો. આ ત્રણ જણથી રાજ્ય ચલાવવાનું જણાવ્યું હતું, ને તેમાટે સાહેબ મારફત સરકારની બહાલી મેળવવાને યત્ન કર્યો હતો. હજી તેનો નિકાલ આવ્યો ન હતો.

ઉદયગઢ મહારાજાની શાન્ત પ્રકૃતિ અને ધાર્મિક લાગણી ઉત્તમ હોવાથી તેનું અવશાન બગડયું ન હતું. પોતાના શ્રીમાન ગુરૂ મહારાજ સચ્ચિદાનંદના ઉપદેશથી તે ભકતજન બન્યા હતા. સનાતન ધર્મપર તેમની શ્રદ્ધા હતી. ને તેથી અવશાન કાળે પણ એજ વૃત્તિ રાખીને ગુરૂજ્ઞાન સંપાદન કરતા હતા.

મહારાજાની નબળાઇ વધવા લાગી. સંસારની માયાનો ત્યાગ થવા લાગ્યો ને કર્મયોગથી મનોભાવના પરલોક તરફ ધસડાવા લાગી. ગુરૂશ્રીએ છેવટે તેમને મોક્ષ અને જ્ઞાનનો મહિમા સંભળાવા માંડયો. અવધૂત તપસ્વીનાં માનસિક તપનો માર્ગ જણાવવા માંડયો. યોગવાસિષ્ઠ રામાયણ, પ્રિય કર્યું અને તેમાંજ અવશાન થયું.

---

# પ્રકરણ ૪ થું



## મનોવિહાર અને મોક્ષ.

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः એ સૂત્ર પ્રમાણે, હે ઉદયરાજ? જન્મ મરણની અવસ્થા છે!–કર્મ તે પ્રમાણે બુદ્ધિ, અને બુદ્ધિ પ્રમાણે ફળ મળે છે; મોક્ષ તો દુર્લભ છે; પણ સત્કર્મથી જન્મફળ ઉચ્ચ મળે છે; ને તેમ કરતાં એક સમયે મોક્ષ પ્રાપ્ત થઇ જાય છે!" ગુરૂજીએ ઉદય મહારાજને અવશાન જ્ઞાન આપવા માંડયુ–

"ગુરૂજી? મારો દેહ હવે આ માયાથી વિમુખ થવા બેઠો છે, મન પણ વૈભવથી છુટતુ તો નથીજ; તોપણ અવશાન જ્ઞાને કરીને પુનર્ભવ પ્રાપ્ત થતાં સત્કર્મ કરાય, તેટલુયે શ્રવણ થયું ભલું છે! જો કે આખા જીવનમાં તો એક ઘડી પણ પ્રભુના નામની સત્ય માળા જપવામાં આવતી નથી, ને અવશાન કાળે ગીતાજ્ઞાન, ભાગવત કે રામકથા શુ કામેની? એ કાળે જ્ઞાન એ તો ચોરને સજા થયા પછીનોજ પસ્તાવો કહેવાય; તોપણ જેટલુ ગાંસડામાં બંધાય તેટલું બાપનુ! તપતા સૂરજ વેળા ન સુજ્યુ, તો સાયંકાળનુયે સહી! મહારાજ? મનને સાધ્ય કરતાં જે મોક્ષપદ મેળવી શકાય છે, એ મહિમા મને આ વેળા શ્રવણ કરાવો. શ્રીરામે એ વિષે યોગ વાસિષ્ઠમાં કરેલા મનોધર્મ અને મોક્ષના પ્રશ્નોત્તર તમે મને સંભળાવેલા છે, તે મને સ્મરણમાં આવે છે, માટે તે કહો કે મારી વૃત્તિ શિથિલ થાય? જો કે अवश्य भावि भावानाम् એ વાક્ય હુ વિસરી ગયો નથી, પણ જેટલું મેળવ્યું, તેટલું વધારે સારૂ!"

"વાહ! મહારાજ ઉદયસિંહ? તમારી મુળથીજ શુધ્ધ મનોવૃત્તિ છે, ને તેથીજ આ ટાણે પણ વૈભવી આળ પંપાળ પ્રત્યે પ્રીતિ રહી નથી, રાજા જનકનો ભાવ તમને આ ટાણે સાંપડયો છે.

તમને યોગવાસિષ્ઠ રામકથા પર બહુજ પ્રેમ છે; અને તુલસીદાસજીનાં રામકથનપર તો તમે ઘેલા છો; તો આટાણે પણ કેવળ રામભજનનો મહિમા સાંભળો. મનને વશ ન થતાં મોક્ષમાર્ગ મેળવવાના સાધનો તરફ જુઓ—મહાગુરૂ વસિષ્ઠનાં વચનો શ્રવણ કરો—પ્રભુશ્રી રઘુનંદજીના મનનુ નિવારણુ સાંભળો—અંતે પણ મોક્ષ થશે—

स्वसंकल्पवशान्मूढो मोहमेति न पंडितः ।
अक्षये क्षयसंकल्पान्मुह्यते शिशुरेव हि ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! અજ્ઞ જન, પોતાના સંકલ્પથી મોહ પામે છે. તત્ત્વજ્ઞ, મોહ પામતો નથી. અક્ષય (પરમાત્મા) વિષે નશ્વરના સંકલ્પથી બાળક ભય પામે છે. ૧

રામ પૂછે છેઃ—હે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ! આ સંકલ્પેલો ક્ષય કયો, ને કોણે સકલ્પ્યો છે ? એ ક્ષય અસત્ છે, તોપણ તેણે કરી આ આત્મા સસાર ભ્રમણે સત્ય માને છે? "તાત્પર્ય નિત્યાત્મા, નશ્વરાત્માને સંકલ્પે છે કે ૨ નશ્વરાત્માજ પોતાને સંકલ્પે છે? એવા બે વિકલ્પ થાય છે. તેમાં પહેલો વિકલ્પ ઘટતો નથી. કારણુ કે, નિત્યાત્માને પોતાથી વિરુદ્ધ સંકલ્પની કલ્પનાનો અયોગ છે. તેમ બીજો વિકલ્પ સભવતો નથી. કેમકે તેમાં આત્માશ્રય દોષ આવે છે. વળી સંકલ્પેલો નશ્વરાત્મા, જડ છે, વા ચેતન છે? તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી. કેમ કે, જડને આત્માની સાથે એકતા પ્રાપ્ત થતી નથી. તેમ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણુ કે, ચિત્, સંકલ્પનો વિષય નથી.

વસિષ્ઠ કહે છે.—જેમ બાળકે, વેતાલ, મિથ્યા કલ્પ્યો છે. તેમાં સિંહ, વાઘ આદિ પ્રાણી વિષે અહભાવની વાસનાવાળો માયા શબ્દે અહકારવાળો નશ્વરાત્મા કલ્પ્યો છે જ્યારે એકજ પરમાત્મા, સર્વ વસ્તુરૂપે છે ત્યારે અહકાર, કોણુ? કયાંથી? અને કેમ. ઉત્પન્ન થયો?

વસ્તુતઃ અભિન્ન પરમાત્મા વિષે અહંકાર નથી, તોપણ જેમ તીવ્ર તડકા વિષે મૃગનદી જોવામાં આવે છે, તેમ અજ્ઞાનથી અહંકાર જોવામાં આવે છે. ૫ આ સંસાર, મનરુપી ચિંતામણિથી થયો છે. જેમ જલે કરી જલ, તરંગ રુપે સ્ફુરે છે, તેમ આત્મા, આત્માનો આશ્રય કરી સંસારરૂપે સ્ફુરે છે. ૬ માટે હે રામ! જગત્‌-ભ્રાંતિને તજો, ને પરમાત્માનાં અપરોક્ષ જ્ઞાનનો આશ્રય કરો. ૭ વિચાર ધર્મવાળી અને મોહવર્જીત એવી બુદ્ધિવડે હવે સદ્વસ્તુનો વિચાર કરો ને અસત્યનો ત્યાગ કરો, એજ ભ્રાંતિ તજવાનો ઉપાય છે. ૮ હે રામ ! બંધન રહિત છતાં 'બદ્ધ' છું, એમ કહી વૃથા શું શોક કરો છો? આત્મતત્ત્વ અનંત છે, તેને બંધન કેમ થાય? ને શું થાય? ૯ બ્રહ્મતત્ત્વ, એક છે ને સર્વ સ્વરૂપ છે, તેને વિષે કોણ બદ્ધ છે? ને કોણ મુક્ત છે? ૧૦ દુઃખવર્જિત છતાં દુઃખવાળો હોય તેમ ભાસે છે, ને શરીર છેદાવાથી દુઃખ પામે છે, પણ આત્મા વિષે તો ભેદ, અભેદ, વિકાર કે પીડા કાંઇ પણ નથી. ૧૧ દેહ નષ્ટ થાય, વિંધાય કે ક્ષીણ થાય, તેમાં આત્માને શું ક્ષતિ છે? ભસ્ત્રા (ધમણ), બળે તેમાં વાયુ બળતો નથી. ૧૨ દેહ, પડો અથવા ઉદય પામો, તેમાં આત્માને શું ક્ષતિ છે? પુષ્પ નાશ પામે તોપણ સુગન્ધ નષ્ટ થતો નથી, તે તો આકાશમાં રહે છે. ૧૩ જેમ કમલમાં હિમ પડે, તેથી ભ્રમરને શું ક્ષતિ? તે તો આકાશમાં ઉડી જાય છે. તેમ દેહ વિષે ભલે દુઃખ પડે, તેમાં આત્માને શું? તે તો દેહથી અળગો છે. ૧૪ દેહ પડે, ઉદય પામે અથવા આકાશમાં જાય પણ હું, (આત્મા) તો દેહથી ભિન્ન છું, મને શું ક્ષતિ છે? ૧૫ હે રામ ! જેમ મેઘ તથા વાયુનો સંબંધ છે, જેમ ભ્રમર અને કમલનો સંબંધ છે, તેમ તમારા શરીર તથા આત્માનો સંબંધ છે. ૧૬ હે રામ! મન, સર્વ જગતનુ સ્વરૂપ છે, કેમ કે, મન આદિ કારણ છે. માટે ચિદાત્મા,

કદાપિ નષ્ટ થતો નથી. તાત્પર્ય કે, મન, શરીર આદિનું કારણ છે, એટલે શરીરના નાશથી મનનો પણ નાશ થતો નથી, તો આત્માના નાશનો સંભવ ક્યાંથી? માટે સર્વથા આત્માના નાશની ભ્રાંતિ તજવી. ૧૭ જે આ આત્મા છે, તે જતો નથી, આવતો નથી ને કદાપિ નાશ પામતો નથી. તમે વૃથા શામાટે પરિતાપ કરો છો? ૧૮ જેમ વાદળાં વિખરાઈ જવાથી વાયુ, આકાશમાં જાય છે, કમળ સુકાઇ જવાથી ભ્રમર આકાશમાં જાય છે, તેમ દેહનો ક્ષય થવાથી આત્મા *પરમપદ પામે છે. ૧૯ આ સંસારમાં વિચરતા જીવનુ મન પણ જ્ઞાન વિના નષ્ટ થતું નથી તો આત્માના નાશની શું વાત કરવી? ૨૦ જે †કુંડબદરનો ન્યાય છે, જેમ ઘટ તથા આકાશનો ન્યાય છે, તેજ ન્યાય, દેહ તથા આત્માના વિનાશ અને અવિનાશમાં છે. ૨૧ જેમ બદર (બોરું) હાથમાં આવે છે ને તેજ બદર કુડમાં નાશ પામે છે, તેમ આત્મા વાસનાકાશને પામે છે, ને દેહના નાશથી નાશ પામતો હોય તેમ જોવામાં આવે છે. ૨૨ જેમ ઘડો નાશ પામે છે, ને ઘટાકાશ, મહાકાશમાં રહે છે, તેમ દેહ ક્ષીણ થાય ત્યારે આત્મા, ક્ષયરહિત રહે છે. ૨૩ પ્રાણીનો મનોદેહ, દેશ તથા કાળે કરી અંતર્હિત રહે છે ને વારવાર મરણરૂપી પટે (વસ્ત્રે) કરી લખાય છે. માટે એવા શઠનો શોક શું કરવો? ૨૪ મૂઢ જન, દેશકાલના તિરોધાનરૂપ અન્યનું મરણ જોઈ શું ભય પામે છે? હે રામ! પોતાનો નાશ કોઇપણ જોતું નથી. ૨૫ હે રામ! જેમ જેને પાંખો આવી હોય તેનું પક્ષીનું બચ્ચું, ઉડવા માટે ઇંડાને તજે છે, તેમ 'હુ' એ પ્રકારની મિથ્યાવાસનાને તજો. ૨૬ રાગે કરી ઇષ્ટ પદાર્થમાં અને દ્વેષે કરી અનિષ્ટ પદાર્થમાં અભિનિવેષરૂપ બંધન કરવાવાળી આ માનસી શક્તિ છે. એ

---

* જ્ઞાન થયુ હોય તો પરમ પદનો અર્થ મોક્ષ, નહી તો અન્ય શરીર.

† કુંડબદરનુ વિવેચન પાછલા એટલે (૨૨) મા શ્લોકમાં છે

ભ્રાંતિવડે સ્વપ્નની પેઠે મિથ્યા કલ્પના છે.૨૭ આ *અવિદ્યા (ભ્રાંતિ), દુરંત (ઘણા પ્રયત્ને કરી જેનો નાશ થાય તેવી) છે. એ, દુઃખ માટેજ વૃદ્ધિ પામે છે. એ ભ્રાંતિ, જ્યાંસૂધી ન જાણવામાં આવી હોય, ત્યાં સૂધી આ અસન્મય જગતને વિસ્તારે છે.૨૮ જેમ ઝાકળે કરી આકાશને મલિન જુએ છે, તેમ આ (ભ્રાંતિ), સ્વભાવથી આત્માને તુચ્છવત્ (સંસારી જેવો) જુવે છે.૨૯ આ ભ્રાંતિએ, દીર્ઘ સ્વપ્નની પેઠે આ જગત્ અસત્ છતાં પણ આરંભવાળું, વિસ્તારવાળુ ને સત્ ઉત્પન્ન થયું હોય, તેવું કલ્પ્યું છે.૩૦ જેમ તિમિર આદિ દોષવાળું ચક્ષુ, પિચ્છ (મયૂર પિચ્છ) તથા કેશના ગુચ્છ જેવા આકારનું કારણ છે પણ અન્યનુ કારણ નથી; તેમ ભ્રાંતિ, જગતના આકારની ભાવના માત્રમાં કારણ છે, પણ તેથી અતિરિક્તના નિર્માણમાં કારણ નથી.૩૧ જેમ સૂર્ય, પોતાના તાપથી હિમશિલાનો લય કરે છે, તેમ તમે પણ વિચારથી ભ્રાંતિના સ્વરૂપનો લય કરો. કેમ કે એ ભ્રાંતિનુ સ્વરૂપ અવિચારે કરી થયું છે.૩૨ જેમ હિમની શાંતિની ઇચ્છાવાળા પુરુષનો ઇષ્ટ વિચાર, સૂર્યોદયે કરી સિદ્ધ થાય છે, તેમ મનો (ભ્રાંતિ) ના નાશની ઇચ્છાવાળા પુરુષનુ ઇષ્ટ કાર્ય વિચારે કરી સિદ્ધ થાય છે.૩૩ જેમ શબરાસુર (માયાવીનો અગ્રેસર દૈત્ય), માયાએ કરી મિથ્યા હેમની વૃષ્ટિ કરે છે, તેમ ન જાણવામા આવેલી માયા, મિથ્યા નાના પ્રકારનાં ઇંદ્રજાળને વર્ષે છે.૩૪ મનજ ચિરકાલ પર્યંત જગદ્રૂપે નૃત્ય કરી અંતે તત્ત્વજ્ઞાનરૂપ પરિણામે કરી અવિદ્યા સહિત પોતાનો નાશ કરે છે, એટલે મન આત્મવધ (પોતાના વધ) નામનું પોતે રચેલું નાટક ભજવી બતાવે છે. ૩૫ ચિત્ત, કેવળ પોતાના નાશ માટે આત્માને જુવે છે, પણ કુમતિયું મન, પાસે આવેલા પોતાના નાશને જાણતુ નથી. ૩૬ મનો નાશના ઉપાયને શોધવાવાળા વિવેકી જનોને મન પોતેજ સંકલ્પ માત્રે કરી મનોનાશ સિદ્ધ કરી આપે

---

* ભ્રાંતિ અવિદ્યાનુ કાર્ય છે, માટે અહી ભ્રાંતિને અવિદ્યા કહી છે.

છે. તેને માટે ક્લેશ ભોગવવો યોગ્ય નથી. ૩૭ વિવેકી મન, આગળના સંકલ્પ વિકલ્પને તજીને બ્રહ્માકારે કરી વિસ્તારવાળો આત્મસાક્ષાત્કાર વૃત્તિરૂપ પોતાનો પરિણામ કરે છે. ૩૮ મનોનાશ, પરમપુરૂષાર્થનો લાભ કહેવાય છે. તે સર્વ દુઃખનો ઉચ્છેદ કહેવાય છે. માટે હે રામ ! તમે મનોનાશ માટે પ્રયત્ન કરો, પણ મનના બાહ્ય વ્યાપારને અટકાવવા પ્રયત્નની જરૂર નથી. ૩૯ આ સંસારરૂપ અસિપત્રવનમાં ગાઢ સુખ દુઃખરૂપ વૃક્ષ ઝુંડ છે. દુઃખપ્રદ મૃત્યુ મહાસર્પ છે ને તે વન ન કાપી શકાય તેવું છે. તેને વિષે વિવેક વગરનુ મન, મહા આપત્તિનું કારણ છે ને સમર્થ છે. ૪૦ એ પ્રમાણે મુનિ કહેતા હતા, ત્યારે દિવસ, સાયંકાલના વિધિ માટે ગયો એટલે પૂર્ણ થયો. અર્થાત્ સૂર્ય, અસ્તાચલ પ્રત્યે ગયો. રાત્રિ, સૂર્યના કિરણોનો ક્ષય થયો.

परस्मादुत्थितं चेतस्तत्कल्लोल इवार्णवात् ।
स्फारतामेत्य भुवनं तनोतीदमितस्ततः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—જેમ સમુદ્રથી તરંગ ઉત્પન્ન થાય, તેમ પરમાત્માથી મન ઉત્પન્ન થાય છે. તે વિસ્તાર પામી ચારે તરફ આ ભુવનને ઉત્પન્ન કરે છે.૧ એ મન, તત્કાલ હ્રસ્વને દીર્ઘ કરે છે, ને દીર્ઘને હ્રસ્વ કરે છે. અન્યને પોતાનું કરે છે, ને પોતાનાને અન્ય કરે છે. તાત્પર્ય કે, વસ્તુસ્વભાવને અન્યથા કલ્પવાનું સામર્થ્ય મનનું છે, તેથી મન આત્માને અનાત્મા (દેહાદિ) કલ્પે છે ને અનાત્માને આત્મા કલ્પે છે. ૨ મન, પ્રાદેશ (તર્જની તથા અંગુઠાને પહોળાં કરવાથી જે પ્રમાણે થાય તે) માત્ર વસ્તુને આત્મભાવે કરી સંપન્ન થયેલી કલ્પનાએ કરી મોટા પર્વત જેવડી કરે છે. ૩ બ્રહ્મની સત્તાવડે સત્તાવાળું મન નિમેષ માત્રમાં સંસાર કરે છે, ને લય પણ કરે છે. મનનું એ સામર્થ્ય બ્રહ્મની સત્તાથી છે. ૪ સ્થાવર જંગમાત્મક જે આ જગત્ જોવામાં આવે છે, તે સર્વ

ચિત્તથી થયેલું છે. ૫ જેમ નટ, એક વેશને ઉતારી બીજા વેશને ધારણ કરે છે, તેમ દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને શક્તિએ કરી વ્યાકુલ મન, એક વસ્તુના આકારથી અન્ય વસ્તુના આકારે થાય છે. ૬ સંસ્કારવાળું મન, સત્‌ને અસત્‌ તથા અસત્‌ને સત્‌ કરી બતાવે છે. તેમજ સુખરૂપને દુઃખરૂપ અને દુઃખરૂપને સુખરૂપ બતાવે છે. ૭ ચંચલ મન, કર્મે કરી પ્રાપ્ત થયેલી ભોગ્ય વસ્તુને જ્યારે અનુકૂલતાએ કરી ગ્રહણ કરે છે ત્યારે હાથ પગ આદિ અવયવસમુદાય, તે વસ્તુના ગ્રહણ માટે પ્રવૃત્ત થાય છે ને પ્રતિકૂલતાએ કરી ગ્રહણ કરે છે ત્યારે અવયવસમુદાય, તેના ત્યાગમાં પ્રવૃત્ત થાય છે, એટલે મનજ, સર્વ વ્યવહારમાં સ્વતંત્ર છે. ૮ જેમ વખતસર જલ પામેલો લતા તેવાં ફલને આપે છે, તેમ ભોગ્ય અર્થને આપવાવાળી ક્રિયા, મને કલ્પેલાં સુખદુઃખ રૂપ ફલને આપે છે. ૯ જેમ બાલક, પોતાના ઘરમાં માટીનાં વિચિત્ર ખેલવણાં કરે છે, તેમ, મન, વિકલ્પથી જગતને ઉત્પન્ન કરે છે. ૧૦ એટલા માટે સર્વ જનરૂપે મનની ક્રીડા છે. તેમાં મનુષ્ય આદિ પદાર્થમાં જે રૂપ, સત્ય જેવું કલ્પ્યું છે, તે શું છે? ( કાંઇ પણ નથી. ) એટલે સર્વ જગત, મન કલ્પિત છે, તેમાં વાસ્તવ કાંઇ પણ નથી. ૧૧ જેમ ઋતુના વિભાગ કરવાવાળો કાળ, વૃક્ષનાં રૂપને અન્યથા કરે છે, તેમ ચિત્ત પણ આ દૃશ્ય પદાર્થોને અન્યરૂપે કરતુ હોય તેમ જણાય છે. ૧૨ મનને મનોરથસ્વપ્ન તથા સંકલ્પ આદિ પોતાની લીલા વિષે બહુ યોજનો, ગોષ્પદ ( અતિ અલ્પ ) જેવાં થાય છે. ૧૩ મન, કલ્પને ક્ષણ કરે છે ને ક્ષણને કલ્પ કરે છે. માટે દેશકાળનો સર્વ ક્રમ, મનને અધીન છે, એમ સર્વ કોઇ જાણે છે. ૧૪ રજોગુણની વૃદ્ધિથી તીવ્રતા તથા તમોગુણની વૃદ્ધિથી મંદતા, એવી રીતે સંવેગના ભેદથી અને બહુ આહારથી વૃદ્ધિ અને અલ્પ આહારથી ક્ષીણતા, એ પ્રમાણે ભેદથી અને તે

તે વસ્તુ સ્રજવા અનુકૂલ ઉપાસના આદિના વિલએ કરી મન, સર્વ સૃષ્ટિમા અશક્ત છે. તેથી મનની સ્વાભાવિક સર્વ સર્ગશક્તિનો ત્યાગ કરી શકાય નહીં. ૧૫ એટલાજ માટે જેમ વૃક્ષથી પલ્લવો થાય છે, તેમ મનથી વ્યામોહ, સભ્રમ, અનર્થ, દેશ, કાલ, જવુ, આવવું, એ સર્વે થાય છે. ૧૬ જેમ સમુદ્ર, જલજ છે, જેમ અગ્નિ ઉષ્ણતા જ છે, તેમ વિવિધ પ્રકારનો સસાર ચિત્તજ છે. ૧૭ ૧ કર્તા; ૨ કર્મ, ૩ કરણ, ૪ ભોક્તા, ૫ ભોગ્ય, તથા ૬ ભોગ, ૭ દ્રષ્ટા, ૮ દર્શન તથા ૯ દૃશ્ય એ નવ પ્રકારનો પણ સસારચિત્તજ છે. ૧૮ જેમ મનુષ્યો બાજુબધ, મુકૂટ તથા કટક આદિ બુધ્ધિને તજી, તેને કનક જાણે છે, તેમ જગત્ ભુવન અને વન, એ સર્વરૂપે મનજ રહ્યું છે, એમ તત્ત્વજ્ઞો જાણે છે. ૧૯

अत्र ते शृणु वक्ष्यामि वृत्तांतमिममुत्तमम् ।
जागती हिंद्रजालश्रीश्चित्तायत्ता यथास्थिता ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ જગદ્રૂપી ઇન્દ્રજાલ, ચિત્તાધીન છે, એમ યથાર્થ જાણવામાં આવે, તે માટે એક ઉત્તમ આખ્યાન કહું છુ, તે તમે સાંભળો. ૧ આ ભૂતલમાં ઉત્તરા પાંડવ નામનો મોટો દેશ છે, એમાં અનેક પ્રકારનાં વન છે. જે ઘણાં ઘાટાં અને ગંભીર છે. જેમા તપસ્વીઓ વસે છે. જેના બગીચામાં વિદ્યાધરીઓ, લતાના દોલા (હીંડોળા) કરે છે, તેવાં શહેરો છે. ૨-૩ એ દેશમાં વાયુએ ઉડાવેલા કમલના કિંજલ્કોના સમુદાયે કરી પર્વતો પીળા થઇ ગયા છે. સુશોભિત પુષ્પવાળી વનમાલા છે ૪ જેના જંગલોમાં કરંજ વૃક્ષની મંજરી તથા લતાગૃહના ગુચ્છો છે. ઘાટાં ખજૂરનાં વૃક્ષો છે; જે આકાશમા ઘુમઘુમાટ શબ્દો કરે છે. ૫ એ દેશ પીળા મણિની પંક્તિ જેવા શાળના કયારાવડે પીળો જણાય છે. મયૂરના સુંદર શણ્દોવડે શોભે છે. ૬ તેમાં સારસ પક્ષીઓ શબ્દ કરે છે. તમાલ,

પાટલા આદિ સુશોભિત વૃક્ષો છે. ૭ નાના પ્રકારનાં પક્ષીઓ અવ્યક્ત મધુર શબ્દ કરે છે. નદીઓના કિનારા ઉપર લીંબડાનાં વૃક્ષોએ કરીએ દેશ રાતો જોવામાં આવે છે. ૮ શાળાનાં ક્ષેત્રનું રક્ષણ કરતી કન્યાઓ, કામદેવ ઉત્પન્ન થાય, તેવુ ગાન કરે છે. પુષ્પો તથા ફળોને ચલાયમાન કરતા વાયુની સાથે પુષ્પો ઉડયા કરે છે. ૯ મેરૂ પર્વતની ગુફામાંથી નીકળતા સિદ્ધ, ચારણ તથા બંદીઓએ, સ્વર્ગમાથી લાવણ્ય લઇ આવી રહ્યા હોય, તેમ એ દેશ શોભે છે. ૧૦ કદલી (કેળ) ની ઘટામાં કિન્નર અને ગંધર્વો ગાન કરતા હતા. એ દેશ મદવ વનના શબ્દવડે ઉત્કૃષ્ટ જણાતો હતો ને પુષ્પવાળા બગીચાએ કરી શ્વેત જોવામાં આવતો હતો. ૧૧ તેમા લવણ નર્મિનો પરમ ધાર્મિક રાજા છે. એ, હરિશ્ચંદ્રના કુળનો છે ને જાણે પૃથ્વીનો સૂર્ય હોય તેવો શોભે છે. ૧૨ એ રાજાની કીર્તિરૂપ પુષ્પોનાં રજવડે શ્વેત થયેલા પર્વતો જાણે ભસ્મ ચોળેલા શકરો હોય તેમ જોવામાં આવે છે. ૧૩ તેણે તલવારે કરી સર્વ શત્રુમડલને કાપી નાંખ્યાં છે. તેના સ્મરણથી શત્રુઓ, સતાપ પામે છે. ૧૪ મનુષ્યો વિષ્ણુ ભગવાનના ચરિત્રોને ચિરકાલ સૂધી સંભાળે છે. તેમ ઉદારતા ભરેલુ આ રાજાએ કરેલું આર્ય જનનું પાલન, ચિરકાલ પર્યંત સભાળશે. ૧૫ મોટા મોટા પર્વતોનાં શિખર ઉપર દેવાલયમાં બેઠેલી અપ્સરાઓ અતિ પ્રેમથી તેના ગુણોનુ ગાન કરે છે. ૧૬ તે રાજાની ગુણગી-તિઓ-(પ્રબંધો) ને સ્વર્ગમાં દેવાંગનાઓ ગાય છે. ૧૬ આદિ લોકપાલો તેના ગુણો શ્રવણ કરે છે ને બ્રહ્માના હસો તેનું અનુકરણ કરે છે. ૧૭ હે **રામ**! એ રાજાને અન્ય રાજાની પેઠે દીનતા આદિ તુચ્છ ગણો સ્વપ્નમાં પણ જોવા કે સાંભળવામાં આવ્યા નથી ૧૮ તેણે કુટિલતા જાણી નથી, અવિનય જોયો નથી ને જેમ બ્રહ્માએ રૂદ્રાક્ષમાળ ધારણ કરી છે. તેમ તેણે ઉદારતા ધારણ કરી છે.૧૯ એ રાજા કદાચિત ચાર ઘડી

દિવસ ચદ્રગે સભામાં સિંહાસન ઉપર બેઠો હતો. ૨૦ તેમાં જેમ આકાશમાં ચદ્ર શોભે તેમ એ રાજા શોભતો હતો. તે વખતે ત્વરાથી માંડલિક રાજાઓ આવતા હતા. ૨૧ સુંદરીઓ ગાન કરતી હતી. સામંતો પોતપોતાને સ્થાને બેઠા હતા. મનોહર વીણાનાદ થતો હતો. ૨૨ દાસીઓ, વિલાસસહિત ચામર કરતી હતી. બૃહસ્પતિ જેવા મંત્રીઓનુ મંડલ, આરામથી બેઠું હતુ. તે મંત્રીઓ પોતપોતાનુ કામ કરતા હતા. નિપુણ મંત્રીઓ જુદા જુદા દેશની વાતો કરતા હતા.૨૩-૨૪ પુણ્યજનક ઇતિહાસનુ પુસ્તક વંચાતુ હતુ. પાસે નમ્રતા ભરેલા બંદીઓ શુભ ગુણોની સ્તુતિ કરતા હતા ૨૫ તે વખતે વૃષ્ટિ માટે વીજળી, ગર્જના આદિ જેણે ધારણ કર્યા છે, એવો મેઘ, જેમ પૃથ્વી ઉપર આવે, તેમ સાટોપ (ઉચિત વેષ, અલંકાર અને બિરુદ કહેતા ગુણદર્શક ચાંદ આદિને ધારણ કરતો) કોઇ ઐન્દ્રજાલિક (જાદુગર) સભામાં આવ્યો. ૨૬ જેમ ફૂલવાળું વૃક્ષ, પાસે રહેલા પર્વતને નમે, તેમ તે મુકુટવાળા મસ્તકવડે મહીપાલને નમ્યો (નમસ્કાર કર્યો). ૨૭ ઉત્તમ છાયાવાળાં, ફુલવાળાં, પુષ્પવાળા અને ઉંચા વૃક્ષની પાસે વાનર જેમ બેસે, તેમ તે રાજા પાસે બેઠો. ૨૮ જેમ ભ્રમર ઉંચા કમલને કહે (ગુંજાર કરે), તેમ એ ઐન્દ્રજાલિક કે જે, ચપળ તથા ધનલપટ હતો, તે, સુખમા બેઠેલા રાજાને કહે છે ૨૯ હે વિભો! જેમ આકાશમાં રહેલો ચદ્ર પૃથ્વીને જુવે, તેમ તમે સિંહાસન ઉપર બેઠેલાજ એક આશ્ચર્યજનક ખરોલિકા (જાદુગરનો ખેલ) જુવો ૩૦ એમ કહી પરમાત્માની માયાની પેઠે ભ્રમ આપવાવાળી ને નાના પ્રકારની રચનાનુ કારણ એવી પિચ્છિકા (મયૂરપિચ્છનો સમુદાય) તેણે ફેરવી. ૩૧ દેવના વિમાનમાં બેઠેલો ઇદ્ર, જેમ પોતાના ધનુષને જુવે, તેમ તે રાજાએ નાના પ્રકારના વર્ણવાળી પીંછી જોઇ. ૩૨ તે વખતે જેમ મેઘ નક્ષત્રથી ભરપૂર આકાશમાં પ્રવેશ કરે તેમ અશ્વપાલકે (ઘોડાના રક્ષકે)

સભામાં પ્રવેશ કર્યો. ૩૩ તેની પછવાડે સ્વર્ગમા જતા ઇંદ્રની પછવાડે ઉચ્ચૈઃશ્રવા (ઇંદ્રનો ઘોડો) જેમ જાય, તેમ વેગાવાળો સુંદર ઘોડો ગયો, એટલે સભામાં આવ્યો. ૩૪ પછી જેમ ક્ષીર સાગર ઉચ્ચૈશ્રવાને લઇ ઇંદ્રને કહે, તેમ એ અશ્વપાલક ઘોડાને લઇ રાજાને કહે છે. ૩૫ હે મહીપાલ! આ અશ્વ (ઘોડો) ઉચ્ચૈઃશ્રવા જેવો છે તમે જુવો. આ મૂર્તિધારી વાયુની પેઠે વેગથી ઉડે છે. ૩૬ મારા સ્વામીએ આ અશ્વ તમારે માટે મોકલ્યો છે કેમ કે ઉત્તમ પદાર્થો મોટા પુરૂષોને અર્પણ કરવાથી શોભે છે. ૩૭ અશ્વપાલકે એમ કહ્યું, ત્યારે મેઘની ગર્જના શાંત થાય ત્યારે ચાતક જેમ મેઘને કહે તેમ ઐન્દ્રજાલિક કહે છે કે, ૩૮ જેમ સૂર્ય પોતાના પ્રતાપે કરી, અતિ શોભાવાળી પૃથ્વીને જૂએ છે, તેમ હે પ્રભો! તમે પણ આ ઉત્તમ ઘોડા ઉપર બેસી ભુવનમાં ફરો ને પૃથ્વીને જુવો. ૩૯ ગર્જનાવાળા મેઘને ઉંચુ મસ્તક કરી મયૂર જેમ જુવે, તેમ ઐન્દ્રજાલિકના કહેવાથી રાજાએ ઘોડો જોયો. ૪૦ અશ્વને જોતો રાજા ક્ષણવારમાં તો ચિત્રમા ચિતરેલો હોય તેવો થઇ ગયો. ૪૧ જેમ સમુદ્રના પાન માટે ઉદ્યોગવાળા અગસ્ત્ય ઋષિની દૃષ્ટિવડે સમુદ્ર, જલજંતુ સહિત, સ્થિર થઇ ગયો, તેમ અશ્વને જોઇને તેજ ક્ષણે સિંહાસન ઉપરજ તે, રાજા સ્થિર થઇ ગયો. ૪૨ વૈરાગ્યવાળો અને બાહ્યદૃષ્ટિશૂન્ય એવો મુનિ, સ્વસ્વરૂપના ધ્યાનમાં રહે, તેમ એ રાજા ચાર ઘડી સૂધી ધ્યાનમા હોય તેમ રહ્યો. ૪૩ એ રાજા મહા પ્રતાપી હતો, તેથી તેને કોઇએ જગાડયો નહિ ને તેથી તે મહા વિચારમાં પડયો હોય તેમ જોવામા આવતો હતો. ૪૪ ચામર કરવાવાળી દાસીઓના હાથમા પણ શ્વેત ચામર એમને એમ રહ્યા અને તેઓ સ્થિર થઇ ગઇ, તેથી સ્થિર ચંદ્ર કિરણવાળી રાત્રીઓની પેઠે શોભતી હતી. ૪૫ જેમ મૃત્તિકાના

કમલ, સ્થિર કેસરા તથા પત્રવાળા હોય છે તેમ સભાસદો પણ વિસ્મય ભરેલા નિશ્ચેષ્ટ થયા. ૪૬ વર્ષા ઋતુ જવાથી આકાશમાં મેઘના શબ્દો જેમ શાંત થાય, તેમ સભામાં જનકોલાહલ, ધીમે ધીમે શાંત થયો. ૪૭ દૈત્યોનાં યુદ્ધમાં વિષ્ણુ ખેદ પામે ત્યારે દેવતાઓ જેમ ચિંતામાં પડે તેમ મંત્રીઓ સંદેહસાગરમાં મગ્ન થયા ને ચિંતામાં પડયા. ૪૮ રાજા મોહ પામ્યો ને નેત્ર સ્થિર થઇ રહ્યાં ત્યારે સર્વ જનો, વિસ્મય પામ્યા ને ઉત્સાહરહિત થયા. તેઓ ભયમાં અને મોહમાં પડયા તથા ખેદ પામવા લાગ્યા ને મુકુલિત (બંધ થયલાં) કમલની પેઠે નિસ્તેજ થયા. ૪૯

मुहूर्तद्वितयेनाथ बोधमाप महीपतिः ।
प्रावृषेण्यांबुनिर्मुक्तमंभोरुहमिवोत्तमम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-ચાર ઘડી પછી વર્ષાઋતુના જળથી મુક્ત થયેલું કમળ જેમ જાગ્રત્ (પ્રફુલ્લ) થાય, તેમ રાજા જાગ્રત્ થયો. ૧ ભૂકંપ થાય ત્યારે જેમ વન તથા શિખર સહિત પર્વત કંપે, તેમ રાજા જાગ્રત થયો ત્યારે તેનું આખું શરીર કંપવા લાગ્યું. ૨ જેમ દિગ્ગજ ચલાયમાન થાય ત્યારે કૈલાસ પર્વત કંપે, તેમ રાજા આસન ઉપર કંપવા લાગ્યો. ૩ જેમ પ્રલય વખતે ક્ષોભ પામેલા મેરૂ પર્વતને કુલ પર્વતો (મંદર આદિ આધાર પર્વતો) તટે કરી ધારણ કરે, તેમ પાસેનાં માણસોએ ભુજવડે રાજાને ધારણ કર્યો ૪ આગળનાં માણસોએ ધારણ કરેલા અને વ્યાકુલ મનવાળા રાજાને તરંગવડે ક્ષોભ પામેલ સાગરનાં જલની શોભા આવી. ૫ 'આ કયો પ્રદેશ છે!' 'આ સભા કોની છે?' એ પ્રમાણે બુડતા કમલ કોશમાં રહેલા ભ્રમરાની પેઠે રાજા ધીમેથી બોલ્યો. ૬ ત્યારે રાહુથી મુક્ત થયેલા સૂર્યને શબ્દ કરતી ભ્રમરીએ કરી કમલિની (કમલવૃક્ષ) જેમ કહે, તેમ 'આ શું?' એ પ્રમાણે આદરપૂર્વક સભાએ રાજાને કહ્યું ૭ ને પ્રલયજલથી ત્રાસ પામેલા માર્કણ્ડેય ઋષિને

જેમ દેવ પૂછે, તેમ આગળ બેઠેલા મંત્રીઓ, રાજાને પૂછવા લાગ્યા. ૮ હે દેવ! તમો મોહમાં હતા ત્યારે અંગે અતિ આકુળ હતા. ભ્રમો, બાહ્ય કારણ વિના, ભય, વિષાદ આદિએ કરી મનને ક્ષોભ કરે છે, ૯ જે ઉપરથી સુંદર જણાય છે, પણ પરિણામે વિરસ છે. એવા કયા વિકલ્પ વિષે અથવા કયા ભોગો વિષે વિષયી જનનું મન જેમ, તેમ તમારૂં મન લંપટ હતું ? ૧૦ તમારૂં મન, સદા વિવેક ચર્ચા વિષે આસક્તિથી શીતલ હતું, છતાં તે સંભ્રમમાં કેમ ડૂબે છે ? ૧૧ મન તુચ્છ વિષયમાં આસક્ત હોવાથી વિષયનો નાશ થવાથી નષ્ટ થયું હોય, વિષય શિથિલ થવાથી શિથિલ થયું હોય. તેમ લોકવ્યવહારમાં મોહ પામે છે, પરંતુ વિવેકી મન મોહ પામતું નથી. ૧૨ અવિવેક દશામાં આ મનની વૃત્તિ, સ્ત્રી પુત્રાદિ જે વિષયમાં ઉત્પન્ન થાય છે. તેને મન અનુસરે છે. ૧૩ હે દેવ! તમારૂં મન તુચ્છ વિષયમાં આસક્ત નથી, વિવેકી છે. ગુણવાળું છે તથાપિ મોહ પામ્યું હોય તેમ જણાય છે એ આશ્ચર્ય છે. ૧૪ જે મન વિવેકથી અજાણ્યું હોય. દેશ તથા કાળના વશમાં હોય, તે મન, મંત્ર તથા ઔષધિના વશમાં થાય છે, પણ વિવેકી મન થતું નથી. જેમ વાત્યા (વટોળીયો વાયુ), મેરૂ પર્વતને કંપાવે, તેમ મોહ. તમારા વિવેકવાળાં તથા ઉદાર મનને કેમ કંપાવે છે? એ પ્રમાણે સભાસદોએ મધુર વાણીથી ધીરજ આપી ત્યારે જેમ પુનમને દિવસે પૂર્ણતા, ચંદ્રને શોભાવે તેમ કાંતિ, રાજાના મુખને શોભાવતી હતી, એટલે મુખ શોભવા લાગ્યું. ૧૫–૧૭ મુખ શોભવા લાગ્યું, નેત્ર પ્રફુલ્લિત થયાં, તેથી તે રાજા શિશિર ઋતુ સમાપ્ત થવાથી મનોહર પુષ્પવાળો વસંત જેમ શોભે તેમ શોભતો હતો. ૧૮ જેનો અસ્ત થવાનો હોય એવો ચંદ્ર રાહુને જોઇને આકાશમાં જેમ શોભે, તેમ ઐન્દ્રજાલિકને જોઇને અતિ સંભ્રમ. આશ્ચર્ય તથા પૂર્વાપર સર્વ વૃત્તાંતના અનુસંધાને કરીને રાજા શોભતો હતો. ૧૯ ક્ષુદ્ર

સર્પરૂપે થયેલો તક્ષક નામનો સર્પરાજ, જેમ નોળીયાને કહે તેમ રાજા હસતો હસતો ઐન્દ્રજાલિકને કહે. ૨૦ હે જાલ્મ (વિચાર વગર કરવાવાળા!) તેં આ શુ માયા રચી, કે જેણે કરી નિશ્ચલ તથા પ્રસન્ન સમુદ્ર જેવુ મારૂ મન ક્ષણુ વારમાં મોહ પામ્યુ. ૨૧ દેવ (ઇશ્વર અથવા માયાના આચાર્ય શબરઆદિ) ની વિચિત્ર માયા, આશ્ચર્યજનક છે. જેણે મારાં અડગ મનને મોહમાં નાંખી દીધુ. ૫૨ લોકવ્યવહારનાં તત્ત્વને જાણવાવાળા અમે ક્યાં અને મનના મોહને આપવાવાળી હમણાં અનુભવેલી આપત્તિઓ ક્યાં? એટલે અમને એવો મોહ હોય નહીં ૨૨ જ્ઞાનના અભ્યાસવાળુ મતિમાનનુ મન, પણ દેહ વિદ્યમાન છતાં કદાચિત્ ક્ષણવાર મોહ પામે છે. ૨૪ હે સભાસદો! આ જાદૂગરે મને મુહૂર્તવાર જે બતાવ્યું તે આશ્ચર્યજનક આખ્યાન કહુ છુ, તમે સાંભળો ૨૫ જેમ પ્રાર્થના કરાયેલા બ્રહ્માજીએ ક્ષણ વારમા ઇન્દ્રની સૃષ્ટિનો અનુભવ કર્યો, તેમ મે બહુ ચલ દશાનો અનુભવ કર્યો. ૨૬ એ પ્રમાણે મુખ્ય પ્રધાનો પાસે કહી, જાણે હસતો હોય તેમ એ રાજાએ વિચિત્ર વૃત્તાત કહેવા માટે આરભ કર્યો. ૨૭

अस्ति तावदयं देशो नानावननदीयुतः ।
वसुधामंडलस्यास्य सहोदर इवानुजः ॥ १ ॥

રાજા કહે છે—જે વિવિધ પદાર્થથી ભરેલી છે, જેમાં હૃદ, નદ, નગર તથા પર્વતો ઘણા છે. અને હિમાલય આદિ મોટા મોટા

---

* 'પૂર્વ કોઈ સ્થળે સહાય વિનાના ઈદ્રને જોઈ તેને બલવડે બાધી મૂકયો.' એવો બલિ રાજાનો અભિપ્રાય જાણી, માયાસૈન્ય રચી, માયાબધને કરી બલિને ઈદ્રે મોહ પમાડયો, ત્યારે તેથી છુટવા માટે બ્રહ્માની સ્તુતિ કરી એટલે પ્રસન્ન થઈ બ્રહ્મા ત્યા આવ્યા ને ઈદ્રની સૃષ્ટિનો નાશ કરતા હતા ત્યારે ઈદ્રે પ્રાર્થના કરી તેથી ઈદ્રની સૃષ્ટિનો નાશ કર્યા વિના ક્ષણવાર બ્રહ્માજીએ એ માયાકૌતક જોયુ

મોહ પામેલા, સ્મરણ ભૂલી ગયેલા અને મરવા પડેલાની જેમ રાત્રિ જાય, વેચેલા કંગાલની જેમ રાત્રિ જાય અને અંધકૂપમા પડેલાની જેમ રાત્રિ જાય, તેમ એ મારી રાત્રિ દુઃખમાં ગઇ ને એકાર્ણવમાં તણાતા, માર્કણ્ય ઋષિને જેમ, તેમ મને કલ્પ જેવી થઇ પડી.૨૭-૨૮ મે સ્નાન ન કર્યું, ચંદન ન ચોપડયું ને ભોજન પણ ન કર્યું. કેવલ મહા આપત્તિમાં એ રાત્રિ ગઇ.૨૯ મને નિદ્રા આવતી ન હતી, ધૈર્ય રહ્યું નહોતુ ને પલ્લવની સાથે તરફડતો હતો. એ પ્રમાણે મહા દુઃખમાં એ રાત્રિ વ્યતીત થઇ.૩૦ જેમ હું નિસ્તેજ હતો તેમ ચંદ્ર, તારા અને ચંદ્રવિકાસી કમલ નિસ્તેજ થયાં; અંધકાર લેખા પારવી પડી ૩૧ એ મહારણ્યમાં વેતાલલીલા શાંત થઇ ત્યારે દુઃસહ શીતની પીડાથી ખડખડતા દાંતની પંક્તિના શબ્દવડે મને મહાદુ ખમા પડેલો જોઇ હસતી હોય ને મદ્યપાનથી જાણે રાતી હોય, તેમ સૂર્યોદયના પ્રારંભે કરી રાતી થયેલી પૂર્વ દિશા મારા જોવામાં આવી. ૩૨-૩૩ અજ્ઞાની, જ્ઞાનને જેમ જુવે, દરિદ્ર કનકને જેમ જુવે, તેમ ક્ષણવારમાં ઉદય પામતા સૂર્યને મે જોયો.૩૪ સંધ્યા સમયે નૃત્યમા અનુરાગી શંકર, હાથીનાં ચર્મને જેમ ઝાટકે, તેમ મે તે વખતે ઉઠી બીછાવેલુ વસ્ત્ર ઝાટકયુ.૩૫ પ્રલય વખતે સર્વ પ્રાણીઓનો દાહ થવાથી શૂન્ય જગત્કુટીમાજેમ કાળ વિહાર કરે, તેમ હુ એ મહા જંગલમાં વિહાર કરવા લાગ્યો ૩૬ જેમ મૂર્ખના શરીરમા કુલીનતાના ગુણનો લેશ પણ જોવામાં ન આવે, તેમ એ મહાજંગલમાં કોઇ પણ પ્રાણી જોવામાં આવ્યુ નહી. ૩૭ કેવળ જાતિસ્વભાવથી નિષ્ફલ વૃક્ષની ઘટાના ભ્રમથી પક્ષીઓ 'ચી. ચી. કૂચી' ઇત્યાદિ શબ્દો કરતાં હતા ને ફરતા હતા. ૩૮ જ્યારે ચાર ઘડી દિવસ ચડયો, ઝાકળનું જળ શુષ્ક થયું ને જાણે લતાઓ સ્નાત (નાયેલી) હોય તેમ જણાતી હતી, ત્યારે ૩૯ ફરતાં કરતા જેમ અમૃતના ઘડાવાળી માધવી (મોહિની સ્વરૂપવાળા વિષ્ણુ), દૈત્યોના જોવામાં આવી તેમ એક કન્યા, મારા જોવામાં આવી. તેણે હાથમાં

ભાત લીધા હતા. ૪૦ તેનાં નેત્ર ચપલ હતા, શ્યામ વસ્ત્ર પહેર્યા હતાં ને પોતે પણ શ્યામ હતી. ૨૬, જેમ રાત્રિ પાસે જાય, તેમ હું, એ કન્યા પાસે ગયો. ૪૧ ને કહ્યું કે હે બાલે! હુ બહુ ભૂખ્યો છુ, માટે મને જલદી એ ભાત આપ દુ:ખીનુ દુ:ખ દૂર કરવાથી સપત્તિઓ વૃદ્ધિ પામે છે. ૪૨ હે બાલે! મહાવૃક્ષના કોતરમાં પ્રસૂત થયેલી *સર્પિણીને જેમ ક્ષુધા વૃદ્ધિ પામે, તેમ મારી ક્ષુધા, અદર મહા વૃદ્ધિ પામી છે. ૪૩ જેમ યત્ન તથા પ્રાર્થનાએ કરી પ્રાપ્ત થતી લક્ષ્મી, પાપીને ધન આપતી નથી, તેમ એ કન્યાએ યાચના કરવાથી પણ સ્વલ્પ પણ અન્ન આપ્યુ નહી ૪૪ તોપણ હુ તો ને કન્યાની પછવાડે એક વનમાંથી બીજા વનમાં છાયાની પેઠે ફર્યો ૪૫ ત્યારે તેણે કહ્યુ કે, હે રાજન! તુ ઉત્તમ વર્ણનો છે ને હુ તો પુરૂપ, અશ્વ તથા હાથીને ખાવાવાળી રાક્ષસી જેવી ક્રૂર છુ ને ચાડાલણી છુ ૪૬ જેમ ગ્રામ્ય (ગામડાના) જનની ઇચ્છા પૂર્ણ કર્યા વિના તેની સાથે સ્નેહ થતો નથી, તેમ કેવલ માગવાથી મારી પાસેથી તુને ભોજન મળશે નહી, ૪૭ એમ કહીને આગળ ચાલી જતી હતી. પગલે પગલે ગમત કરતી હતી. લતાગૃહમા સતાતી હતી ને કટાક્ષ આદિ લીલાવડે પોતાનો અભિપ્રાય સૂચવતી હતી. પછી નમ્રતાથી તેણે કહ્યુ કે, ૪૮ જો તું મારો પતિ થાય તો હુ તુને આ ભોજન આપુ કેમ કે, પામર જન પ્રેમ વિના ઉપકાર કરતો નથી ૪૯ ચાડાલ મારો પિતા, સ્મશાનમાં વેતાળની પેઠે ધૂળ ધૂળ ભર્યો છે, ભૂખ્યો છે ને ખેતરમા ખેડ કરે છે. ૫૦, આ અન્ન, મારા પિતા માટે છે જો તું મારો પતિ થાય તો હું અન્ન આપુ કેમ કે, પ્રિય પતિ પ્રાણે કરીને પણ પૂજવા યોગ્ય છે. ૫૧ ત્યારે 'હુ તારો પતિ થઇશ.' એમ મે કહ્યું. કારણ કે, આપત્તિમાં વર્ણ, ધર્મ અને કુલના ક્રમનો વિચાર

* સર્પિણી પોતાના ઇંડાને પણ ખાય છે એટલે ક્ષુધા અનુચિત કાર્ય કરાવવાવાળી છે એટલે રાજાને પણ અન્ન માગવાની ઇચ્છા થઈ.

કોણ કરે છે ? ( કોઇ નહી ). ૫૨ ત્યારપછી જેમ મોહિનીરૂપ વિષ્ણુએ, ઇંદ્રને અર્ધું અમૃત આપ્યુ હતુ, તેમ તે કન્યાએ મને અર્ધા ભાત આપ્યા. આપત્તિ વખતે તે મને સંતોષજનક થયા. ૫૩ જાંબુનો રસ પીધો, ચાંડાલનો ભાત ખાધો ને પછી મોહથી હું તો ત્યાંજ વિશ્રાંત થયો. ૫૪ જેમ વર્ષાઋતુની મેઘમાળા સૂર્યને ઢાંકી દે, તેમ તે કન્યા, મને ત્યાંજ અંતર્હિત કરીને જાણે બહાર રહ્યો હઉં તેમ પ્રાણને હાથમાં લઇને ગઇ. ૫૫ જેમ યાતના, અવીચિ નામના નરકને પ્રાપ્ત થાય, તેમ પોતાના પિતાને પ્રાપ્ત થઇ, જે પિતા, કટુ પો, દુષ્ટ કર્મ કરવાવાળો, ભયંકર અને પુષ્ટ શરીરવાળો હતો. ૫૬ જેમ ભ્રમરી શબ્દવડે ભ્રમરને કહે, તેમ એ કન્યાએ મારા સબંધથી પોતાનો સ્વાર્થ ને ચાંડાલને કહ્યોકે, ૫૭ હે બાપ ! તમને રૂચે તો આ મારો પતિ થાય. 'ઠીક' એમ ચાંડાલે કહ્યું સાયંકાલનો સમય થયો ત્યારે યમ, જેમ કિંકર ( દૂત ) ને છોડે, તેમ બળદને છોડી મૂકયા, ને જ્યારે દિશાઓ, રાતી થઇ ધૂળ ઉડવા લાગી, ત્યારે અમે સર્વે, જેમા ઘણા પિશાચો રહેતા હતા એવા વનમાથી ચાલ્યા. ૫૮-૫૯ ને જેમ વેતાલો, એક સ્મશાનમાંથી બીજા સ્મશાનમાં જાય, તેમ ક્ષણવારમા તો પક્કણ (ચંડાલસ્થાન)મા આવ્યા. ૬૦ તેમા કાપેલા વાનરા, કુકડા તથા કાગડાના કટકા પડયા હતા. જ્યાં જ્યાં રુધિર પડયુ હતુ, ત્યાં ત્યા માખીઓ બમણતી હતી. ૬૧ સૂકવવા નાખેલા આંતરડા ઉપર પક્ષીઓ પડતાં હતા. ઘરના બગીચામા રહેલા લીંબુની ઘટામા પક્ષીઓ શબ્દ કરતાં હતા. ૬૨ અલિન્દ (ઓટલા) ઉપર સૂકાના ચરબીના પિંડા ઉપર પક્ષીઓ ઉડતાં હતાં. તાજા ઉતારેલાં ચામડામાંથી રૂધિર, ટપકતા જોવામા આવતા હતાં. ૬૩ બાલકના હાથમાં માંસના કકડાઓ ઉપર માખીઓ બમણતી હતી. વૃદ્ધ ચાંડાલો, બાલકોને ધમકી આપતા હતા. તેથી બાલકો

રોતાં હતાં. ૬૪ જ્યાં ત્યાં આતરડાં તથા નાડીઓ પડી હતી. તેવા ભયકર પકકણમા પ્રલય વખતે જેમાં પ્રાણી મરણ પામ્યાં છે, એવા જગતમા યમના દૂતો જેમ પ્રવેશ કરે, તેમ અમે પ્રવેશ કર્યો ૬૫ ત્યા નવા સસરાને ઘેર સભ્રમથી મોટુ, કેળનુ ચાદ્દરૂ નાંખી દીધુ તથા આસન ઉપર હુ બેઠો. ૬૬ રૂધિરવાળા નેત્ર જેના હતા એવા ચડાલે 'આ જમાઇ છે' એમ કહ્યું તે, ઉગ્ર દૃષ્ટિવાળી સાસુએ પ્રીતિથી માન્ય કર્યું. ૬૭ પછી આરામ લઇ મૃગચર્મ ઉપર એકઠાં કરેલા ચાંડાલના ભોજનો, જાણે પાપના ઢગલા હોય તેમ ભોગવ્યાં (ખાધાં). ૬૮ તે તે પ્રણયવચનો જો કે મનોહર ન હતા, કાનને પ્રિય લાગે તેવાં ન હતાં અને અનત દુખનાં સાધનો હતાં, તો પણ સાભળ્યાં ૬૯ પછી કોઇ એક શુભ દિવસે ચાડાલ જાતિને ઉચિત એવી સામગ્રી અને વસ્ત્ર આદિ એકઠા કરી જેમ પાપ, ભયજનક યાતના આપે, તેમ એ ચાંડાલે આગળથી હતી તો પણ ભયજનક અને શ્યામવર્ણવાળી એ કન્યા મને પરણાવી. ૭૦-૭૧ આ વિવાહોત્સવ વિષે જાણે મોટા પાપના ઢગલા હોય તેમ તે ચાડાલો, મદિરાનુ પાન કરી, તેના મદથી, વેગથી શબ્દો કરતા હતા, ઢોલ વગાડતા હતા ને વિલાસ કરતા હતા. ૭૨

बहुनात्र किमुक्तेन सोत्सवावर्जिताशय ।
तदा प्रभृति तत्राहं संपन्नः पुष्टपुल्कसः । १ ॥

રાજા કહે છે—હે સભાસદો! વિશેષ શુ વર્ણન કરૂ? વિવાહોત્સવે કરી મને વશમા કરી લીધો. ત્યારપછી હુ મોટો ચાડાલ થયો. ૧ સાત દિવસ વિવાહોત્સવ ચાલ્યો. પછી આઠ માસ ગયા ત્યારે મારી સ્ત્રી રજસ્વલા થયા બાદ ગર્ભવતી થઇ. ૨ જેમ વિપત્તિ, દુઃખક્રિયાને ઉત્પન્ન કરે તેમ દુઃખજનક કન્યાને જન્મ આપ્યો. તે કન્યા, મૂર્ખાની ચિતા જેમ વધે, તેમ જલદીથી વધવા લાગી. ૩ જેમ દુર્બુદ્ધિ આશાને વધારવાવાળા અનર્થને ઉત્પન્ન કરે તેમ ત્રણ વરસ પછી

વળી કુરૂપા પુત્રને જન્મ આપ્યો ૪ વળી પુત્રીને જન્મ આપ્યો ને વળી પણ પુત્રને જન્મ આપ્યો તેથી હુ વનમાં કુટુંબવાન થયો ને વૃદ્ધ થયો. ૫ જેમ બ્રહ્મહત્યારો, ચિંતા સાથે નરકયાતના વ્યતીત કરે, તેમ મે વનમા તે સ્ત્રી સાથે ઘણાં વર્ષો વ્યતીત કર્યા ૬ જેમ વૃધ્ધ કાચબાઓ પલ્વલ (નાના તલાવડા) માં ચિરકાલ લોટ તેમરૂ વનમાં શીત, વાત અને તડકાના દુઃખને લીધે વનમાં ચિરકાલ લોટયો છું ૭ કુટુંબની ચિંતાએ કરી સદા બળતી બુધ્ધિવડે જાણે બળતી હોય, તેમ દુ:ખદાયી દિશાઓ જોઇ. ૮ જેમ મૂર્તિમાન્ પાપને ધારણ કરે, તેમ મે વનમાં જૂના શણના વસ્ત્રમાં બાંધેલો કાષ્ટનો ભારો, માથે ઇદ્વાળી મૂકી ઉપાડયો. ૯ કેવળ જુવાળાં, મેલા, અને દુર્ગંધી વસ્ત્રનુ કૌપીન ધારણ કરી " ધવલિકા ' ના વૃક્ષ તળે ઘણાં વર્ષો કાટયાં.૧૦ જેમ હેમત ઋતુમાં દર્દુર ( દેડકુ ), જેમ લકાઇ બેસે, તેમ હુ વૃદ્ધ થયો હતો, તો પણ કુટુંબના પોષણની ચિંતાવડે શીત પવન લાગવાથી લતાગૃહમાં લકાઇ બેઠો હતો.૧૧ નાના પ્રકારના કલેશને લીધે તાપથી જાણે લીન થયાં હોય, તેમ નેત્રમાથી લોહીનાં આંસુ પડયાં છે.૧૨ વર્ષાઋતુતા વર્ષતા મેઘમા વનમાં સુવરના માંસ ખાઇ શિલા ઉપર જ કેટલીક રાત્રિઓ કાઢી છે.૧૩ જેમાં સર્વ બીજો ઉગે છે, એવી વર્ષાઋતુ, વ્યતીત થઇ ત્યારે ભાઇઓની સાથે સ્નેહના અભાવને લીધે ને સદા કલેશે કરી મે સર્વત્ર શકાવાળાં અને દુઃખી મને કરી બાળકો સાથે પર ઘેર રહી, કેટલાક વર્ષો કાઢયાં છે.૧૪–૧૫ રાહુના દાંતવડે ચદ્ર જેમ જર્જરિત થઇ જાય, તેમ મારા ઘરવાળી ચાંડાલિની સાથે કલેશ થવાથી તેનો પિતા કે જે ક્રૂર ચાંડાલ છે તેના તિરસ્કારે કરી મુખ જર્જરિત થઇ ગયુ.૧૬ નરકમાં પડેલાં, નરકમાંથી લીધેલાં, નરકનાં આંતરડાં જેમ ચાવે, તેમ મેં ચીતરાનાં માંસની પેશીઓ હોઠ હલાવી ચાવી છે.૧૭ મેં શિશિર ઋતુમાં હિમાલયની ગુફામાંથી નીકળેલા, ઝરણાના

સૂક્ષ્મ બિંદુવાળા કઠોર અને મૃત્યુનાં બાણ જેવા દુઃખદાયી શીતળ વાયુ, વસ્ત્ર વગરના શરીરમાં ચિરકાલ સહન કર્યા છે.૧૮ હું ઘરડો હતો, તો પણ મે એકલે ખડભળી ગયેલાં વૃક્ષોનાં ઘણાં મૂલો જાણે પુન્યનાં મૂલો હોય તેમ ઉખેડ્યાં છે.૧૯ મેં ચાંડાલ અવસ્થામા સ્ત્રીની સાથે વનમાં શરાવલામાં માસ પકવી આદરથી ખાધુ છે.૨૦ ગ્રહણ કરેલા તેજના ક્ષય માટે મે મુખવિકાર કરી જાણે * પોતાનુ માસ હોય, તેમ મૃગ તથા બ્રેટાનું માંસ, બીજાની પાસેથી લીધુ૨૧ ને તેમાથી ઉખેડી ઉખેડી લોઢાના પાત્રમાં પકવી વિંધ્ય-પર્વતના પક્કણ (ચાંડાલભૂમિ)મા જાણે હજારો જન્માંતરનુ પાપ ઉડયું હોય, તેવું તે માંસ મેં અધિક લાભ માટે વેચ્યુ.૨૨-૨૩ બાકી રહેલુ માંસ, સૂકવવા માટે ચડાલના બગીચામા પહોળુ કરી નાંખ્યું, જે અપવિત્ર મલમૂત્રથી વ્યાપ્ત થયુ હતું. હું રૈરવ જેવુ દુઃખ ભોગવતો હતો, વિંધ્યપર્વતના ગુલ્મથી પોષણ કરતો હતો, કંદ, ફૂલ, મૂલ, માંસ આદિમાં વિકારરૂપ હોવાથી સંધ્યા કાલમાં ઢેપવાળી દૃષ્ટિવડે તે વખતે મિત્રભાવને પ્રાપ્ત થયેલો કેવલ કૂવાડો જોયો. કેમ કે, તે પોષણનું સાધન હતુ.૨૪-૨૫ એ દુર્દશામાં લાકડીઓ મારી મારી શ્વાન હાંકતો હતો ને પૂર્વ કર્મપરંપરાના સબંધે કરી દૈવે આવેલાં સ્ત્રી પુત્રાદિકનુ બટી. કોદરા, બાળ ઇત્યા ક્ષુદ્ર અન્ન, કે જે ગામડાનાં માણસોને ઉચિત હતું, તેણે કરી પોષણ કરતો હતો.૨૬ વૃષ્ટિના ધારાપાતવડે શબ્દ કરતાં પાંદડાંવાળાં તાળ વૃક્ષની તળે ખડખડતા દાંતે વનના વાંદરાની સાથે રાત્રિઓ વ્યતીત કરી છે.૨૭ મેં મોતીને વીંધવાની સોય જેવા રૂવાડાં ઉભા થાય તેવું શીત સહન કર્યુ છે ને વર્ષાઋતુમા મોતીના કણ જેવા મેઘજલના બિંદુઓ ધારણ કર્યા છે.૨૮ વાદળાંના લેશ જેવા બકરીના માંસના કકડા માટે ભૂખને લીધે વનમાં મે મોટો કલહ કર્યો હતો.૨૯ શીત કાલમાં વનમાં દાંત ખડખડતા હતા, નેત્ર

* આ વચન, નિન્દિત કર્મ કર્યુ એવા સૂચન માટે છે. એ પ્રમાણે અન્યત્ર પણ જાણી લેવું

શીતથી વિકારવાળાં હતાં, ને શરીર સાહી જેવુ મેલુ હતુ. એવી રીતે વેતાલની પેઠે હુ રહ્યો છું ૩૦ જેમ પ્રલય વખતે જગતના નાશ માટે પાશ લઇ યમ ફરે, તેવી રીતે હુ માછલાં માટે બડિશ (માછલાં મારવાનો લોઢાનો કાંટો) લઈ નદીના કિનારા ઉપર ફર્યો છું. ૩૧ જેમ બાળક માતાના સ્તનનુ પાન કરે, તેમ તત્કાળ કાપેલા મૃગનાં ઉરૂસ્થલમાંથી ગરમ ગરમ રૂધિર મે પીધુ છે. ૩૨ હુ સ્મશાનમાં વસતો હતો, સ્મશાનના બલિમાંસને ખાતો હતો ને રૂધિરથી વ્યાપ્ત હતો. તેથી મારાથી વેતાલો, ચડિકાથી જેમ ભાગે, તેમ ભાગતા હતા ૩૩ પુત્ર, સ્ત્રી અને કુટુબની આશા જેમ વૃદ્ધિ માટે ફેલાવાય છે, તેમ મૃગ તથા પક્ષીઓને બાધવામાટે વનમા જાળ હુ ફેલાવતો હતો. ૩૪ મે માયાવડે લોકને બાધ્યા તથા સૂત્રની જાળે કરી પક્ષીઓ બાધ્યા. એ જાળે કરી દિશાઓ જર્જરિત કરી એવી રીતે મારૂ સર્વ આયુષ પાપાચરણમાં જ ગયુ તેવા પાપકર્મમા પણ મે મનને અવકાશ આપ્યો ૩૫–૩૬ જેમ વર્ષાઋતુમાં નદી બહુ દૂર ફેલાય, તેમ મે મોટી આશા ફેલાવી જેણ રીછણથી સર્પ દૂર ભાગે, તેમ હુ શુદ્ધિથી દૂર ગયો. ૩૭ જેમ સર્પ, કાચળી દૂર તજે તેમ મે અન્ય દેહ વિષે દયા દૂર તજી ને ક્રોધથી બાણની વૃષ્ટિ કરતો હતો ને કઠોર ભાષણરૂપી ગર્જના કરતે હતો એ પ્રમાણે ગ્રીષ્મઋતુના અતમાં આકાશ જેમ શ્યામ મેઘને સ્વીકારે, તેમ મે ક્રૂરતા સ્વીકારી. ૩૮ મનુષ્યોએ તજેલી, વિકાસ પામેલી, દુર્ગંધવાળી મજુરીઓને જેમ શ્વભ્ર (ખાડો) ધારણ કરે. તેમ મે દુઃસહ આપત્તિ, ધારણ કરી ભોગવી. ૩૯ 'આટલા વખત સુધી આ કર્મફલ ભોગવવુ', એ પ્રકારનો નિયત કાળ જેમા પૂર્ણ છે એવી નરક ભૂમિઓ વિષે જેનુ મોહવૃક્ષથી પોષણથી પોષણ થાય, એવાં પાપરૂપી બીજની મહીઓ વાળી ૪૦ જેમ યમ પ્રાણીઓને મારવા પ્રયત્ન કરે, તેમ મે વિધ્ય પર્વતની ગુફામા રહી, જાળો પાથરી, નિર્દયપણાંથી મૃગોને મારવાના

પ્રયત્નો કર્યા છે.૪૧ જેમ વિષ્ણુ ભગવાન્ શેષ નાગ ઉપર સૂવે, તેમ હુ વિવેકના અભાવથી ચમરી ગાયના કાંધ ઉપર મસ્તક રાખી સૂતો છું. ૪૨ મારાં ચરણ અને વસ્ત્ર, ચચલ હતા. હુ શબ્દ કરતો હતો. શરીર ભૂખરૂં હતું, તેથી મારૂં શરીર, ઝાકળથી ઢંકાયેલા વિંધ્ય પર્વતની જળવાળી ગુફા જેવું જણાતુ હતુ.૪૩ જેમ વરાહ ભગવાને પાણીવાળી પૃથ્વી ઉપાડી હતી, તેમ મે ગ્રીષ્મઋતુમા પણ જુઓવાળી કંથા ( ફાટેલી ગોદડી ) ચિરકાલ સૂધી શ્યામ કાંધ ઉપર ઉપાડી છે. ૪૪ મે ઘણીવાર ઉઠેલા વનાગ્નિમાં પ્રાણીઓને બાળવાથી જેણે પ્રલયના અગ્નિવડે જગતનુ ભક્ષણ કર્યું છે, એવા કાળનુ અનુકરણ કર્યું છે.૪૫ જેમ મૈથુનવ્યસની, ક્ષય આદિ રોગને જન્મ આપે છે, જેમ દુરાગ્રહી, વૈર, કલેશ આદિ અનર્થને ઉત્પન્ન કરે છે, તેમ મારી સ્ત્રીએ સુખરૂપ તથા દુઃખરૂપ બાલકોને જન્મ આપ્યો.૪૬ રાજાનો એક પુત્ર છતાં મે મહાદોષે કરી દુઃખમાં સાઠ કલ્પ જેવાં સાઠ વર્ષો વ્યતીત કર્યાં. ૪૭ હે સભ્યો! મે ક્રોધથી પોકારો કર્યા, વિપત્તિ વિષે રૂદન કર્યું , ક્ષુદ્ર અન્ન ખાધુ, મહા નીચ પકકણમાં વાસ કર્યો, એ પ્રમાણે તમે અનુભવેલાથી અન્ય કાળમાં દુષ્ટ વાસનારૂપી નિગડ (બેડી)નાં બંધનમાં રહી બહુ દુઃખ વેઠ્યુ.૪૮.

अथ गच्छति कालेऽत्र जराजर्जरितायुषि ।
तुषारपूर्णशष्पेव समश्मश्रुभृते मयि ॥ १ ॥

રાજા કહે છે—પછી એ જ પકકણમા કેટલોક કાળ ગયો ત્યારે હું વૃદ્ધ થયો. શરીર જર્જરિત થયુ. ડાઢી, મૂછ, હિમવ્યાપ્ત ઘાસ જેવી ધોળી થઇ ગઇ. ૧ પાકેલાં પાંદડાની પેઠે કર્મરૂપી વાયુની પ્રેરણાથી સુખના અને દુઃખના દિવસો પડતા ( આવતા ) હતા. ૨ જેમ યુદ્ધ વિષે બાણો આવે જાય, તેમ સુખ, દુ.ખ, કલહ, વધ, બધન, ચોરી ઇત્યાદિ કાર્યો આવતાં હતાં ને જતા હતા. ૩ જડ ચિત્ત તરંગવાળા સમુદ્રના પેઠે ક્ષોભ પામતું હતુ ને પક્ષીની પેઠે સકલ્પરૂપ આકાશમાં

ભમતું હતું. ૪ જળમાં તણાતા તૃણની પેઠે મારૂ મન, કાલસાગરમાં ચક્ર (ભ્રમરી) માં જાણે આવેલુ હોય તેમ જ્યારે ભમતું હતુ, ૫ ને જ્યારે, વિંધ્ય પર્વતના વનના કીડા જેવો હુ કે જેને પેટ ભરવાનુ પ્રયોજન હતું ને બે હાથવાળા ગધેડા જેવો હતો, તેનાં વર્ષોનાં વર્ષો એમ ને એમ (શબની પેઠે) ક્ષીણ થયાં. રાજસ્વરૂપ ભૂલી ગયો. જેમ પર્વતને પાંખો કપાઇ જવાથી અચલ ભાવ સ્થિર થયો, તેમ મહા પ્રબલ ચાંડાલ ભાવ સ્થિર થયો, ૬–૭ ત્યારે જેમ પ્રલય, સંસારને પ્રાપ્ત થાય, જેમ વનાગ્નિ વનને પ્રાપ્ત થાય, જેમ સાગરનો તરંગ તટને પ્રાપ્ત થાય, જેમ વિજળી શુષ્ક વૃક્ષને પ્રાપ્ત થાય. ૮ તેમ દુષ્કાલ પ્રાપ્ત થયો. તેમાં અકાલ મરણ થતુ હતું. તે વખતે જેમાં મહા ચડ ચાંડાલો રહેતા હતા એવુ તે વિન્ધ્યાચલનું સ્થાન પણ અન્ન, જલ, ઘાસ તથા પાંદડા વગરનું થઇ ગયુ. ૯ મેઘ વરસતો ન હોતો. કોઇ સ્થલે મેઘ દેખાઇને પાછો અદૃશ્ય થતો હતો. વાયુની સાથે સૂક્ષ્મ અગ્નિના કણ ઉડતા હતા. ૧૦ નવસ્થલીઓ પણ જાણે ચિરકાલની સંન્યાસિની હોય તેમ શૂન્ય હતી ને ખરી પડેલાં પાંદડાંના શબ્દથી તથા વનાગ્નિ વ્યાપ્ત હોવાથી પીળી જટાવાળી હોય તેવી જણાતી હતી. ૧૧ એવી રીતે અકસ્માત્ દુષ્કાળ પડયો. તેમાં મહા દાવાગ્નિ બળતા હતા. સર્વ વન શોષાઇ ગયાં હતાં, ને ઘાસ, ભસ્મશેષ રહ્યાં હતાં એટલે બળી ભસ્મ થયાં હતાં. ૧૨ પૃથ્વી ઉપર ધૂળ ઉડતી હતી. સંપૂર્ણ માણસો ભૂખ્યે મરતાં હતાં, કોઇ સ્થલે અન્ન, ઘાસ કે જલ હતું નહીં; તેથી દેશ જંગલ જેવા થઇ ગયા હતા. ૧૩ વૃદ્ધિ પામેલાં મૃગજલમાં પાડાનાં યૂથો નહાતાં હતાં વનના પવનમાં જળનો છાંટો પણ ન હતો. ૧૪ 'જળ' એવા શબ્દ શ્રવણ માટે પણ જનો ઉત્કંઠિત હતા. જોરથી તડકો તપતો હતો, તેમાં સર્વ માનવો સૂકાતાં હતાં. ૧૫ પાંદડાં ખાવા જાય તેટલા વખતમાં તો ક્ષુધિત માણસોના પ્રાણ

નીકળી જતા હતા. પોતાના શરીરને ખાવા માટે દાત, પોતપોતામાં ખડભડતા હતા. ૧૬ માણસો ખેરના ઉગ્ર અંગારાને માંસના ભ્રમથી ગળતાં હતાં. વનના પાષાણુના કકડાને અંડક (ખડઅડા)ની શંકાથી ખાતાં હતાં. ૧૭ માતા, પિતા અને પુત્ર એક બીજા ભેગા થઇ બેસતાં હતાં. આખી ને આખી ગળી જવાથી સારિકા, ગીધના પેટમા શબ્દ કરતી હતી. ૧૮ પરસ્પરના અગ કાપવાથી પૃથ્વી રૂધિરથી ભરેલી હતી. મદોન્મત્ત હાથી ક્ષુધાને લીધે સિહને ગળવા ત્વરા કરતા હતા. ૧૯ ગુફાઓ ગળી જશે એવા ભ્રમથી સિહો, ભિન્ન ભિન્ન કરતા હતા, તેથી એ દુષ્કાલ ભયકર જણાતો હતો. લોક પરસ્પર ખાવા દોડતા હતા, તેથી જાણે દુષ્કાલ, મલ્લલીલા કરતો હોય. ૨૦ વૃક્ષનાં ઠુંઠામાંથી બળતા અગારાવાળો વાયુ, નિકળતો હતો. રૂધિરપાનમાં લાલચુ માર્જાર (મીંદડા), ગૈરિકાદિ ધાતુવાળી ભૂમિને ચાટતા હતા. ૨૧ ખાડા, વન અને પવન, જવાળાની ઘટાથી ભરપુર હતા. સર્વ સ્થળે ભભકતા અગ્નિના ઢગલાવડે વનો પીળાં થઇ ગયાં હતાં. ૨૨ જેમાં અજગર ગળી ગયા છે, એવા લતાગૃહમાંથી ઉત્પન્ન થયેલા ધૂમાડાવડે ગુચ્છો પુષ્ટ થયા છે. વાયુવાળી જવાળાએ કરી સંધ્યાનાં વાદળાંવાળું આકાશ જણાતું હતુ. ૨૩ ઘણી ઉડેલી ભસ્મ, દડ વગરનાં છત્ર જેવી જણાતી હતી. સ્ત્રી તથા પુરૂષો પોકારતા હતા. તેની આગળ બાળકો રોતાં હતાં. ૨૪ વ્યાકુલ થયેલા પુરૂષો દાંતવડે શબનાં બચકાં ભરતા હતા. માંસના લેશને વેગથી ખાવા જતાં દાંતમાં આવી જવાથી આગળીઓ રૂધિરથી ભરાતી હતી. ૨૫ જે તેઓ ધાટા ધૂમાડાની કાંતિને લીલાં પાંદડાંવાળી લતાના ભ્રમથી પીતા હતા. આકાશમાં ઉડતા ગીધના મુખમા રહેલાં ઉલ્મુક (ઉંબાડિયાં) વિષે માંસનો ભ્રમ થતો હતો. ૨૬ પરસ્પરનાં શરીર ભેદવાથી વ્યાકુલ થઇ લોકો ભાગતા હતા. પ્રજ્વલિત અગ્નિમાં હૃદય તથા ઉદર ટૂટતાં હતાં. તેના ટણકારો

થતા હતા. ૨૭ ખાડામાં પેસતા વાયુનો 'ક્રાંકાર' શબ્દ જેમ, તેમ દાવાગ્નિની ચેષ્ટા ભયંકર હતી. ભય પામેલા અજગરના ફૂત્કારમાં નીકળતા અંગાર, વૃક્ષો ઉપર પડતા હતા.૨૮ તે વિંધ્ય, કચ્છ સ્થલ, પ્રથમ રમણીય હતુ, તોપણ જેમા અકસ્માત્ દેશો ફૂટતા હતા તેવા દુષ્કાલને લીધે બાર સૂર્યના તાપે કરી બળી ગયેલાં જગત્ જેવું જણાતું હતું. ૨૯ પ્રજ્વલિત અગ્નિની જ્વાળાવાળાં વૃક્ષો વિષે વિચારતા વાયુના પ્રચારે કરી જેમાં લોક પીડા પામતાં હતા એવો તે દેશ, અગ્નિ, સૂર્ય તથા શનિનું ક્રીડાસ્થાન હોય, તેમ જણાતુ હતું. ૩૦

तस्मिंस्तदा वर्तमाने कष्टे विधिविपर्यये ।
अकालोल्बणकल्पांते नितांतं तापदायिनि ॥ १ ॥

રાજા કહે છે—દૈવની પ્રતિકૂલતાથી તે મહા કષ્ટ વર્તતું હતું, જે અકસ્માત્ પ્રલય જેવુ ને અતિ સંતાપજનક હતું. ૧ જેમ શરદૃઋતુમા મેઘો, આકાશમાથી નીકળી જાય તેમ કેટલાંક મનુષ્યો, સ્ત્રી, પુત્ર, મિત્ર સહિત પોતાના દેશમાંથી નીકળી દેશાંતરમાં ગયાં. ૨ કેટલાક જનો તો વનમાં કાપેલા વૃક્ષોની પેઠે દેહના અવયવો જેમ, તેમ વળગેલા સ્ત્રી, પુત્ર તથા બાંધવને તજવા અશક્ય હોવાથી પોતાના સ્થળમાં જ નાશ પામ્યા. ૩ જેને પાંખો આવી નથી એવાં પક્ષીઓને, બહાર નીકળવાથી જેમ બાજ ખાઇ જાય, તેમ પોતાના ઘરમાંથી નીકળેલા કેટલાકને તો વાઘો ખાઇ ગયા. ૪ કેટલાક, પતંગીયાની પેઠે પ્રજ્વલિત અગ્નિમા પડયા. કેટલાક પર્વત ઉપરથી પડેલી શિલાની પેઠે ખાડામાં પડયા. ૫ હું તો તે સસરા આદિને તજીને પોતાની સ્ત્રી કે જે અનુકૂલ હતી, તેને લઇ દુ:ખદાયક દેશથી નીકળી ગયો. ૬ હુ તો સ્ત્રી સહિત, અગ્નિ, વાયુ, વાઘ આદિ અને સર્પોને પણ ભૂલાવો ખવરાવી મૃત્યુના ભયથી નીકળી ગયો. ૭ તે દેશના પ્રાંત ભાગમાં જઇ તાલ વૃક્ષની તળે, ભયંકર

અનર્થને જેમ તેમ ભોગવી તે બાલકોને કાંધ ઉપરથી ઉતારી જાણે રૌરવ નરકમાથી નીકળ્યો હઉ તેમ થાકી ગયો હતો, ને ગ્રીષ્મઋતુમાં જલ વિના કમલ જેમ સુકાય તેમ ઉગ્ર તડકાથી સૂકાતો હતો, તેથી વિશ્રામ લીધો. ૮-૯ પછી ચાંડાલ કન્યા પણ વૃક્ષ તળે વિશ્રાંત થઇને બે બાલકોને બાથમાં લઇને સૂતી. ૧૦ એક બાલક મારી પાસે રહ્યો. તેનું નામ 'પૃચ્છક' હતું. તે અમને અતિપ્રિય હતો, નાનો હતો, તે અણસમજુ હતો. ૧૧ તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં તે મને કહેવા લાગ્યો; 'હે બાપ! મને હમણાં જ માંસ આપ ને પીવા માટે લોહી આપ.' ૧૨ એ બાલક, વારંવાર માંસ માગતો હતો, ક્ષુધાવડે મરણદશાને પહોચ્યો હતો, ને વખતો વખત રોતો હતો. ૧૩ તેને મેં 'હે પુત્ર! માંસ નથી.' એમ ઘણીવાર કહ્યુ. તો પણ તે, અજ્ઞાનથી 'માંસ દે' એમ કહેતોજ હતો. ૧૪ ત્યારે પુત્ર વિષે અતિ પ્રીતિ હોવાથી ને મહાદુ:ખ થવાથી મેં કહ્યું કે, 'પુત્ર! પરિપકવ થયેલુ મારુ માસ ખા.' ૧૫ ત્યારે અતિ ક્ષુધાવાળો હોવાથી મને બાથમાં લઇ, 'ભલે તમારૂ માંસ આપો,' એમ તેણે મારૂં માસ ખાવાનું પણ સ્વીકાર્યુ. ૧૬ મને સ્નેહે કરી અતિ દયા આવી, મહા દુ:ખ થયુ, તે મહા આપત્તિ સહન કરવા અસમર્થ હતો, તેથી ને વળી તે પુત્રની મહા ક્ષુધાની પીડા જોઇ, તેથી સર્વ દુ:ખ દૂર કરવા માટે મેં અલ્પ બુદ્ધિને લીધે મનમાં મરવાનો નિશ્ચય કર્યો. ૧૭-૧૮ પછી ત્યાં કાષ્ઠ એકઠાં કરી, ચિતા ખડકી, તેમાં અગ્નિ નાંખવાથી પ્રજ્વલિત થઇ ચડચડાટ શબ્દ થવા લાગ્યા. તે મારી ઇચ્છા કરતી હતી. ૧૯ તે ચિતામાં હું દેહ નાંખતો હતો, તેટલામાં તો હુ વેગથી આ સિંહાસન ઉપરથી ચલાયમાન થયો ને રાજા થયો છું. ૨૦ પછી વાદ્યના નાદે કરી તથા જય શબ્દે કરી જાગ્યો છું. એ પ્રમાણે આ ઐંદ્રજાલિકે મને મોહ ઉ૰

કર્યો. ૨૧ જેમ જીવને અજ્ઞાને કરી સકડો દશા થાય, તેમ મને મોહે કરી સેંકડો દશા પ્રાપ્ત થઇ, એમ મહા તેજસ્વી લવણ રાજા કહેતા હતા, તેટલામાં તો એ જાદુગર ત્યાંજ અતર્હિત થઇ ગયો. પછી વિસ્મયે કરી પ્રફુલ્લિત નેત્રવાળા સભાસદો કહે છે કે, ૨૨–૨૩ હે દેવ ! એ જાદુગર ન હોય. કેમ કે, તેને કાંઇ ધનની ઇચ્છા નથી. એ તો સંસારની સ્થિતિનુ બોધન કરવાવાળી કોઇ પણ દૈવી માયા જાણવી, ૨૪ જે માયા વિષે આ સસાર, મનોવિલાસ છે, એમ પ્રતીત થાય છે. સર્વ શકિતવાળા માયા શબલનો વિલાસજ મન છે ને તે જ સંસાર છે. ૨૫ સર્વ શકિતમાન્ બ્રહ્માની વિચિત્ર પ્રકારની સેંકડો માયા છે, જે માટે આ બ્રહ્મા માયાએ કરી વિવેકી મનને પણ મોહ પમાડે છે. ૨૬ જેણે લોકવૃત્તાંત જાણ્યો છે, એવો આ રાજા કયાં ? અને પામર જનની મનોવૃત્તિને યોગ્ય આ મહા ભ્રમ કયાં ? ૨૭ જાદુગરો તો નિત્ય ધન માટે જાદુના ખેલો કરે છે. એટલા માટે પ્રીતિજનક કૌતુક બતાવે છે, પણ દુઃખજનક મનને મહાભ્રાંતિ ઉત્પન્ન કરે, તેવી માયા બતાવતા નથી. માટે એ જાદુગરની માયા ન હોય. ૨૮ જાદુગરો તો પ્રીતિ પૂર્વક ધન માગી લે છે પણ અતર્હિત થતા નથી. ઇત્યાદિ કારણોથી અમે તો સંદેહમા પડયા છીએ. ૨૯

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! તે વખતે હું સભામાં હતો એટલે એ બનાવ મે પ્રત્યક્ષ જોયો છે પણ અન્ય પાસેથી સાંભળ્યો નથી. ૩૦ એવી રીતે બહુ પ્રકારની રચનાવડે રૂઢ થયેલું અને સંસારરૂપે અતિ વિસ્તાર પામેલુ મન, આત્મસ્વરૂપને ઢાંકી દઇ, પોતે શ્રેષ્ઠ થઇ રહે છે. એ મન શાંત થઇ પરમાત્મસ્વરૂપે થશે ત્યારે તમે પરમ પવિત્ર આત્મપદને પ્રાપ્ત થશો, તેથી મનની શાંતિ માટે તે ઉપાયે કરીને પ્રયત્ન કરો. ૩૧

**परस्मात्कारणादादौ चित्त्वेत्यपदपातिनी ॥**
**कलनापदमासाद्य कला कलिलतां गता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! મન, વાસનામય છે, તે માટે દ્વૈત વાસનાનો અત્યંત ઉચ્છેદ, મનની શાંતિનો ઉપાય છે. શાસ્ત્ર, ગુરૂ અને પોતાના અનુભવે કરી 'સર્વ દ્વૈત ભ્રમમાત્ર છે. એવો નિશ્ચય કરવાવાળો તથા સાતમી ભૂમિકામાં જઇ શકાય તેવાં જ્ઞાનનો પરિચય કરવા વાળો મનોનિરોધનો પ્રયત્નજ અત્યંત વાસનાના ઉચ્છેદનો ઉપાય છે. એટલા માટે મનના સ્વરૂપના શોધન વાસ્તે પ્રથમ મનનું સ્વરૂપ કહુ છું. ચિત્, માયા શબલથી પ્રથમ ચૈત્ય (દ્વૈત) ગોચર થઇ છે, તેથી 'દ્વૈત પ્રથા' એવા નામને પ્રાપ્ત થઈ. તેજ વાસનાનો પ્રથમાંકુર કહેવાય છે.૧ એવી વૃત્તિવાળા પદાર્થો, ભાસના ભ્રમો ઘનતાને પામ્યા ત્યારે તેજ ચિત્, પોતાની પૂર્ણતાને વિસરી જઇને અસત્ મનોરૂપતાને પ્રાપ્ત થઇ, અનાદિ કાલથી જન્મ મરણાદિકના ભ્રમે કરીને મોહ પામે છે. તાત્પર્ય–ચિત્‌ની ચૈત્યોન્મુખતાજ અનર્થરૂપ મનનુ બીજ છે, માટે તેનો નિરોધ કરવો. ૨ જેમ બાલા વેતાલોને કલ્પે છે, તેમ તુચ્છ હજારો વાસનારૂપી દોષે કરી મલિન થયેલી મનોવૃત્તિ (મનો ભાવે કરી રહેલી તે ચિત્) મિથ્યા દુઃખને ઉત્પન્ન કરે છે. ૩ વાસનાનો ક્ષય થાય ત્યારે શુદ્ધ મનોવૃત્તિ (ચિત્) ક્ષણવારમા જેમ સૂર્યની કાંતિ અંધકારને દૂર કરે છે, તેમ મહા શૂન્ય કરે છે, એટલે બોધે કરીને મહાદુઃખનો બોધ કરે છે. ૪ જેમ બાલક, ખેલવડાંની રમત કરે છે, તેમ મન, દૂર રહેલા પદાર્થોને સમીપમાં લાવે છે અને સમીપમાં રહેલાને દૂર લઇ જાય છે. ૫ પણ જેમ અવિચારી પાંથ (વટેમાર્ગુ)ને દૂરથી સ્થાણુ (ઠુંઠ) પિશાચ ભાવને પ્રાપ્ત થાય છે. તેમ વાસનાવાળાં અજ્ઞાની મનને અભય પદાર્થ ભયરૂપ જણાય છે. ૬ વાસનાવાળું મન જેમ નિશાવાળો પુરૂપ ભૂતલને ભમતુ જુવે છે, તેમ મિત્ર વિષે શત્રુ

ભાવની શંકા કરે છે. ૭ મન વ્યાકુલ હોય ત્યારે ચંદ્રમાથી વિજળી ચતી જોવામાં આવે છે ને અમૃતને વિષ બુદ્ધિથી ખાય તો, તે વિષ વિકારને ઉત્પન્ન કરે છે ૮ વાસનાવાળું મન, સ્વપ્નની પેઠે જાગ્રતમાં પણ મિથ્યા ગંધર્વ નગરને સત જેવું જુવે છે. ૯ મનની ઉગ્ર વાસના જીવના મોહનું મૂલ કારણ છે, માટે મહા પ્રયત્ન લઇને પણ વાસનાને મૂલમાંથી કાઢી નાખવી. ૧૦ સંસારરૂપ ગહન વનમાં પ્રાણીનો મનોમૃગ વાસના જળમાં બંધાય છે, ને તેથી મહાપરાધીન થઇ પડે છે. ૧૧ જેણે વિચાર કરી જીવની દ્વૈત વાસના ઉખેડી નાંખી છે, તેને વાદળાં વિનાના સૂર્યની પેઠે આત્મા પ્રકાશે છે. ૧૨ માટે હે **રામ**! આ મનનેજ નર જાણો. દેહને નર ન જાણો. કેમ કે દેહ તો જડ છે ને મન જડ પણ નથી ને ચેતન પણ નથી. ૧૩ હે **રામ**! મને જે કર્યું તેને કર્યું જાણવું ને મને જે તજ્યુ તેજ તજ્યું જાણવું ૧૪ સર્વ જગત, મનોમાત્ર છે. પૃથ્વીમંડલ મન છે. મન, આકાશ છે, મન પૃથ્વી છે ને મન મહાન વાયુ છે. ૧૫ જો મન, તેતે પદાર્થ વિષે તેતે ભાવની યોજના ન કરે, તો પ્રત્યક્ષ સૂર્યાદિક પણ કદાપિ પ્રકાશે નહિ કેમ કે, ધૂળ આદિ વિષે વિપરીત ભાવ જોવામા આવે છે. ૧૬ જેનુ મન, મોહને ગ્રહણ કરે, તે મૂઢ કહેવાય છે પણ શરીર મોહ પામે ત્યારે શબ મૂઢ કહેવાતુ નથી. ૧૭ મન, જોવા માટે ચક્ષુ થાય છે, સાભળવા માટે શ્રવણ થાય છે, સ્પર્શથી ત્વગિંદ્રિય થાય છે ને સુંઘવાથી ઘ્રાણેન્દ્રિય થાય છે. ૧૮ રસ લેવા માટે રસના થાય છે! એ પ્રમાણે જેમ નટ, નાટકમાં બહુ વેષ ધારણ કરેતેમ મન વૃત્તિઓવિષે ઘણા વેષ ધારણ કરે છે છે એટલે સર્વ રૂપે થાય છે. ૧૯ મન, હ્રસ્વ (ટુંકા)ને દીર્ઘ કરે છે, સતૂને અસતૂ કરે છે, મધુરને કડવા કરે છે ને શત્રુને મિત્ર બનાવે છે. ૨૦ વૃત્તિને અનુસરતાં મનને જે પ્રતિભાસ (સંકલ્પ) થાય છે. ૨૧ તેજ પ્રત્યક્ષ જોવામાં આવેછે; કારણ કે, તેવો અનુભવ થાય છે.

સ્વપ્નમાં વ્યાકુલ મનવાળા હરિશ્ચંદ્ર રાજાને પ્રતિભાસના વશથી એક રાત્રિ, બારવર્ષની થઇ. ૨૨ *રૈવતક રાજા, બ્રહ્મલોકમાં બે ઘડી રહ્યાં, પણ મનના પ્રભાવથી પૃથ્વી ઉપર એક યુગ નીકળી ગયો. ૨૩ જેમ 'તું બંધનમાં રહે તો પ્રાતઃકાળે રાજ્ય મળશે.' એવી આશાથી દૃઢ બંધનમાં રહેલા પુરુષને દૃઢ બંધન પણ સુખકારી થાય છે. તેમ હરિસ્મરણરુપ મનોહર વૃત્તિએ કરી રૌરવ નરક પણ સુખરૂપ થઇ જાય છે. ૨૪ જેમ તંતુ (પરોવેલો દોરો) બળવાથી આખી મોતીની માળા શિથિલ થઇ જાય છે, (વીખાઇ જાય છે) તેમ મન જિતાય તો સર્વે ઇંદ્રિયો જિતાઈ જાય છે. ૨૫ હે રામ ! અર્થની વિપરીત કલ્પનામાં મનના સામર્થ્યનું અન્ય શું વર્ણન કરું ? સર્વત્ર સ્વચ્છ, નિર્વિકાર, સમાન, સૂક્ષ્મ, ચિદ્રૂપ, સાક્ષીરુપ, સર્વ પદાર્થમાં અનુગત અને દ્વૈતથી પણ ભિન્ન નહિ એવી પોતાની શક્તિવડે વાગ્ ચક્ષુ આદિ સર્વ ક્રિયારહિત એવા પણ બ્રહ્મને દેહતાદાત્મ્યની કલ્પનાએ કરી દેહ જેવું એટલે જડ કરીને અંદર મનન, કામ, સંકલ્પ ઇત્યાદિ ભ્રાંતિએ કરીને તથા બહાર પર્વત, નદી, આકાશ, સમુદ્ર અને નગરની ભ્રાંતિએ કરીને મન, વૃથા ભમે છે. ૨૬-૨૮ વિવેક જાગરુક મન પણ, સ્વાદ વગરના અને ઉચ્છિષ્ટ એવા સ્ત્રીના અધરોષ્ઠ આદિને રાગવશ થઇ અમૃત જેવા સ્વાદુ અને ઉત્તમ માને છે, કેમ કે કામીને તેમાં પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ થાય છે. વળી વિવેક જાગરુક મન, પ્રિય એવાં અમૃતને પણ અપ્રિય માને છે. કારણ કે, વિરકત પુરુષોને અમૃત

---

*પોતાની પુત્રી રેવતી, કોને સોંપવી ? એ પુછવા રૈવતક રાજા બ્રહ્મલોકમાં ગયા. ત્યારે નૃત્ય થતું હતું તેથી બે ઘડી ઉભા, નૃત્ય થઈ રહ્યું ત્યારે બ્રહ્માજીને પૂછ્યું ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે, તમે આંહી બે ઘડી રોકાણા, પણ પૃથ્વી ઉપરનો યુગ નીકળી ગયો હવે તો તમારી પુત્રી બલભદ્રને આપો આ વાત શ્રીમદ્‌ભાગવતમાં છે.

વિષે પણ ત્યાજ્ય બુદ્ધિ જોવામાં આવે છે. માટે જેમ અવિવેકી મનના નાશનો વિચાર કરવો જોઇએ, તેમ વિવેક જાગરૂક મનના નાશનો પણ વિચાર કરવો જોઇએ ૨૯ જેણે સર્વ પદાર્થ બ્રહ્મરુપ છે, એવી રીતે બ્રહ્મની પૂર્ણતાનો સાક્ષાત્કાર કર્યો નથી, એવા અજ્ઞ જનોને મન, પોતાની ઇચ્છા પ્રમાણે આકાર સ્રજી પોતાનો ચમત્કાર દર્શાવે છે. પણ તત્ત્વવેત્તાને દર્શાવતુ નથી એટલે ભ્રાંતિ ઉત્પન્ન કરી શકતું નથી. કેમ કે તત્ત્વજ્ઞોએ મિથ્યા બુદ્ધિવડે સર્વનો બાધ કર્યો છે. ૩૦ ચિત્ શકિતવાળુ મન, સ્પદ વિષે વાયુભાવને પામે છે, પ્રકાશો વિષે પ્રકાશભાવને પ્રાપ્ત થાય છે ને દ્રવ વિષે દ્રવતાને પ્રાપ્ત થાય છે. ૩૧ એજ મન, પૃથ્વી વિષે કઠિનતા પામે છે, શુન્ય દૃષ્ટિ વિષે શૂન્યતાને પામે છે, એ પ્રમાણે સર્વત્ર ઇચ્છા પ્રમાણે ચિચ્છકિતવાળું મન, સ્થિતિ પામે છે. ૩૨ મન, દેશકાલ્ વિના શ્વેતને કાળુ કરે છે ને શ્યામને શ્વેત કરે છે. એ મનની શકિત તમે જુઓ. ૩૩ મન, અન્ય વિષયમાં હોય તો સ્વાદ ભોજન, ચાવીને કર્યું હોય તો પણ તેનો સ્વાદ-રસનાના અનુભવમાં આવતો નથી: ૩૪ મને જે દૃષ્ટ, તેજ દૃષ્ટ ને દૃષ્ટ નથી, તે અદૃષ્ટજ છે મન વિનાનું ઇંદ્રિય તો અધકારમાં રૂપ જેવુ છે. ૩૫ મન ઇદ્રિયે કરી સાકાર છે. કારણ કે તે, ઇંદ્રિયે અનુભવેલા વિષયરૂપે થાય છે. ને ઇદ્રિય, મનવડે સાકાર છે. કેમ કે, જે વિષયમાં મન લાગે છે તેને ઇદ્રિય ગ્રહણ કરે છે. એવી રીતે મન તથા ઇદ્રિયની સમાનતા છે. તથાપિ મન ઉત્કૃષ્ટ છે. કેમ કે ઇન્દ્રિયો મનથી ઉત્પન્ન થાય છે. પણ મન, ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતું નથી. ૩૬ એ મનને, મૂઢજનો, આત્મા માને છે. ને તત્ત્વવેત્તા, દેહાદિકની પેઠે જડ માને છે. એટલા માટે અજ્ઞ દૃષ્ટિથી અત્યંત ભિન્ન એવાં મન અને શરીરની એકતાને એટલે 'બન્ને જડ છે.' એમ જાણવાવાળા મહાત્મા તત્ત્વજ્ઞ પુરૂષો માન્ય છે. ૩૭ એટલાજ માટે તત્ત્વજ્ઞોને કામાદિ-

વિકારો જોવામાં આવતા નથી. જેના ધમ્મિલ (ચોટલા) માં સુગંધી પુષ્પો ગુંથ્યા છે, જેનાં નેત્ર વિલાસવાળાં છે, એવી સુદરી, શરીરનું આલિંગન કરે, તો પણ તત્ત્વવેત્તાને તે, કાષ્ટની ભીંત જેવી છે એટલે મનોવિકાર ઉત્પન્ન કરી શકતી નથી. ૩૮ વીતરાગ મુનિ ધ્યાનમાં હતા ત્યારે તેનો હાથ ક્રવ્યાદ (માંસ ભક્ષી પ્રાણી) ચાવી ગયું, તો પણ એ મુનિને ખબર પડી નહી. એટલે તત્ત્વવેત્તાઓને દુઃખનાં કારણો છતાં દુઃખ થતુ નથી. ૩૯ મુનિનાં મનની અભ્યાસવડે દૃઢ કરેલી ભાવના, સહજમાં સુખને દુ.ખ કરી શકે છે ને દુઃખને સુખ કરી શકે છે. ૪૦ મન, અન્ય વિષયમાં લાગ્યું હોય તો વિવેચનપૂર્વક કથા કહેવાતી હોય તો પણ તે, કુવાડાથી કાપેલી લતાની પેઠે વિચ્છેદ પામે છે. એટલે બરાબર સમજવામાં આવતી નથી. ૪૧ સ્વપ્નમાં મન, પર્વત ઉપર ચડયુ હોય, તો પોતાના ભવનમાં સૂતેલા પુરૂષને પણ પર્વતમાં ફરવાનુ દુ.ખ અનુભવમા આવે છે. ૪૨ સ્વપ્ન વિષે મન, સકલ્પ કરે છે, ત્યારે વિસ્તારવાળાં આકાશમા જેમ જોવામાં આવે તેમ હૃદયમાંજ નગર તથા પર્વતો જોવામાં આવે છે. ને તે કાય ક્ષમ પણ હોય છે. ૪૩ મન જ્યારે વિક્ષેપ પામે છે ત્યારે સ્વપ્નમાં પોતાના હૃદયમાંજ ક્ષોભ પામેલો સાગર પોતાવિષે જેમ તરગોને વિસ્તારે છે. તેમ નગર તથા પહાડની પક્તિને વિસ્તારે છે. ૪૪ જેમ સમુદ્રની અદર જલથી તરંગની માલા નીકળે છે, તેમ શરીરની અંદર મનથી સ્વપ્નનાં નગર તથા પર્વતની પક્તિઓ નીકળે છે. ૪૫

ગુરૂજીએ આ વિષય સભળાવ્યો. યોગ વાસિષ્ઠરામાયણનો એક અંગભાગ જણાવ્યો અને પછી રામ નામની જપ–માળ શરૂ કરી.

હરે રામ હરે રામ હરે રામ હરે!

× × ×

પ્રાતઃકાળે ચાર વાગે, મહારાજાશ્રીયે દેહ છોડયો, અને ઉદયગઢની વૈભવી સત્તાનો અસ્ત થયો. દાન, ધર્મ, દયા અને શાન્તિનો વિનાશ થયો. ઉદારતા, સ્વતંત્રતા અને ક્ષત્રીવટનો નાશ થયો, અર્થાત પૂર્વની દેશી રાજસત્તાનુ સૌંદર્ય ઉડી ગયુ, હવે પરતંત્રતાના પર્વતની તળેટી નીચે બેસીને માળા જપવી રહી, જમાનામા કૌતુક જોઇને હસવુ બાકી રહ્યું; જગતજ ડોલવા માંડયુ છે, ત્યાં બીજું શુ ? ઉદય નગરની રાજધાનીનો પણ એજ અવતાર થયો.

---

## પ્રકરણ ૬ ઠું



### ઉદયગઢના એડમીનીસ્ટ્રેટર તરીકે મિ. રોય.

ભાગ્યયોગની બલિહારી છે ! માણસ ધારે છે એક, અને ઇશ્વર બનાવે છે બીજુ !

ઉદયગઢના મહારાજાનુ અવસાન થયું. વફાદાર અને પ્રેમી પ્રજાના લોકો છેક સ્મશાન સુધી માન આપવા ગયા. રાજમહેલ ને રણવાસમા કલ્પાત થયું. અને શોકના શેરડી પડવા લાગ્યા.

રજવાડાની રીત પ્રમાણે એક બાજુ જ્યારે સોગ શરૂ થયો, ત્યારે બીજી બાજુ નોબત વાગવા લાગી. કેમકે રાજકુમારને રાજતિલક તરત થવુ જોઇએ. રાજરીતિ મુજબ તેમને ગાદીપર હકદાર વારસ તરીકે કાયમ કરવા જોઇએ. પાટવી છતા રાજગાદી સુની ના રહેવી જોઇએ. ઉદયકુમારને તિલક કરવામાં આવ્યુ અને તે ખબર વડી સરકારને કરવામાં આવી. પછી રાજની સલામતી અને દેખરેખ માટે, તેમજ કુમારના રક્ષણ માટે જોખમદારીનો જે સવાલ તે ત્યાના સ્થાનિક

પોલીટીકલ એજન્ટ યા રેસીડેન્ટને શિર હોય, ને તે મુજબ રેસિ-ટેન્ડે પોતાની ફરજ બજાવી, તથા મહારાજાની છેલ્લી ઇચ્છા મુજબ તેમણે જે બધારણ નક્કી કરેલું, તે માટે વડી સરકારની બહાલી મેળવવાને મોકલી દીધું.

રાજ રજવાડાં અને સગાં સ્નેહીયો દીલાસા માટે આવી ગયાં. પ્રજામાંથીયે શોક ઉતરવા માંડયો—રાજકુમારના લગ્ન પણ ગોઠવવાની તૈયારી થવા માંડી, અને કુંવરીને પણ પરણાવી દેવાની યોજના થવા માંડી!

હાલ તો રાજ કારોબાર રાજમાતાના હાથ નીચે ચાલ્યો, અને સુમનરાયે દીવાનપદ પરથી વટ હુકમ ચલાવવા માંડયા સેન્યાપતિ લગાર ટેડો અને આપમતીલો હતો. તેમને થોડુંક પુછવામાં આવતું, ને તેથી કેટલીક વાતમા મતફેર રહેતો હતો.

પાણીના પલકારા પેઠે પાંચ વરસ વીતિ જશે, અને કુમારની સ્વતંત્ર સત્તા થઇ જશે. એ કલ્પના રાજમાતાને વહેતી હતી, તે દરમ્યાનમાં વડી સરકાર તરફથી પ્રેસીડેન્ટ માફ્રત ખબર આવી કે ઉદયગઢનું સ્ટેટ, કુમાર વયમાં આવતાં સુધી એડમીનીસ્ટ્રેશનમાં રહેશે, અને તે દરમ્યાન કુમાર તથા એક અગ્રેજ કમ્પેનીયન બન્ને હીન્દ તેમજ પુરવની મુસાફરીએ જશે. એડમીનીસ્ટ્રેટર તરીકે મી. રોયને બહાલી મળી છે, ને તેઓ ઇગ્લંડથી રવાના થઇ ચુકયા છે.

આ ખબરથી રાજ—પ્રજા અને રાજ—માતા વગેરે ગભીર વિ-ચારમાં પડી ગયાં જો કે રેસીડેન્ટ બહુ ભલો ને સીધો અંગ્રેજ હતો. ઉદયગઢના મહારાજાને ચાહનાર હતો. તે પણ દીલગીર થતો, પણ શહેનશાહી ફરમાન અટલ અમલ કરવાની સાને ફરજ પડી.

સુમનરાય ભલે રાજમહેલમાં રાણી સાહેબના ખાનગી કારભારી તરીકે કામ કરે, પણ ન દીવાન રહી શકે, કે ન કુમારના પ્રાયવેટ સેક્રેટરી બની શકે ! રાજમાતાને કઇ ચેન ન પડયુ. આખરે સુમને એક યુક્તિ બતાવી. મિ. રાય, એક અગ્રેજ છોકરી સાથે સ્ટીમરમાં અલપચારી કરેલી, એ તહોમત મુકીને, તેમને અટકાવવા તજવીજ કરી, ને રાણી માતાદ્વારા એક અરજી કરાવી, પણ તેમાં તે નિષ્ફળ નિવડયાં, અને સુમન પણ સપડાઇ ગયો. આખરે મિ. રાય, ઉદયગઢ એડમીનીસ્ટ્રેટર નકી થયો, અને નવા રાજાનો નવો કારભાર ચાલવા માંડયો; મહારાજાની ત્રિપક્ષી ના વીતિ, ત્યા તો તેની ધારણા પર પાણી ફરી ગયું, ને નવું બંધારણ શરૂ થયું. !

---

## પ્રકરણ ૭ મું.



### કાગનું બેસવું ને તાડનુ પડવું.

સત્તાની આગળ શાણપણુ કદીએ ચાલતું નથી. આખની શરમ અલગી થઇ. રાજની રચના ઉડી ગઇ. રાજધર્મ, રાજવૈભવ, ધર્માદા ખાતાં, ગરાસ—રાસ અને રસાલાનો ફેરફાર થઇ ગયો,

મિ. રાય, ઉદયગઢ આવી પહોંચ્યો અને રાજની લગામ હાથમાં લીધી. રીત મુજબ રાણી સાહેબ કને દીલગીરી બતાવી. દીલસોજી ને વફાદારીથી રાજહિત કરવાને તેણે વચન આપ્યું, ને બહેતરીના બધા વિચારો જાહેર કર્યા—સૌએ વિવેક ને સત્તાને લીધે માન્ય કર્યા.

રાજખર્ચની રકમ, તિજોરીમાંથી દરમાસે આપવી. ખાનગી રસાલાનો ખર્ચ, ગાડીઓ-ઘોડા અને જાનવરોની ફોજ કમી કરવી-નકામાં વરસાશનો, અને ધર્મને નામે ખરચાતી ખોટી રકમો બધ કરવી-અમલદારોને ભત્તાં મળતાં, વેઠ અને ગાડીઓ મળતી તે બધી બધ કરી આવક ઉપરથી કર કહાડી નાખ્યો, પણ જાવક ઉપર જાયતો મૂકયો. કોરટના ખરચો કમી કરી દીધા. સિપાઇની ફોજ અને આરબની બેરખોનાં ઢોલ-તાસાં રવાના કરી દીધાં. શહેર સુધારો દાખલ થયો. ઇનકમટેકસનુ નવુ લફરૂ લગાડવા માડયુ. જમીન અને મહેસુલ પર તાકીદ થઇ. નગરમા નવી શાળા—પાઠશાળાઓ, દવાખાનાં, અને નગર બહાર સાહેબ લોકોના ઉતારા તૈયાર કરાવવા હુકમ નીકળ્યો.

મિ૦ રોય જાણે ઉદયગઢનો સ્વતત્ર રાજા ન હોય? તેમણે જોહુકમી દોર ચલાવવા માંડયો.

વાંચનાર! તુ જાણે છે તો ખરો, કે મિ૦ રોય જ્યારે એડમીનીસ્ટ્રેટર થઇ આવે ત્યારે મદારિકા જેવી છુટા વિચારની સુંદરી, સુધારાના તારપર ચાલનારા તેના સમાગમમાં આવ્યા વિના રહે ખરી? અફસોસ, એક દહાડો કઇ એવોજ સજોગ બન્યો, કે મદારિકાનું રાજમાતા કનેથી નીકળીને મહેલના ચોકમાં આવવુ, ને મિ. રોયનું માતાને મળવા આવવુ, બન્નેની નજર મળી-મદારથી હસી જવાયું, ને હોસથી મલકાતી દષ્ટે રૂમાલ મોપર દાબવો. આ બનાવ, સુમનના જોવામાં આવ્યો. કેમકે તે મહેલની અગાસીમાંજ ઉભો હતો!

નજરનું ઝેર ન્યારૂં છે. કાગનું બેસવું, અને તાડનું પડવું થયું! મંદાર સાથે સુમનને મતભેદ તો પડયો હતો. તેમાં દારૂમાં દેવતા પડી ગયો! પ્રભુ ઇચ્છા–જે બને તે ખરી, પણ હવે આપણે મંદારની મૂળ સ્થિતિને વેગળી મુકવી ન જોઇએ. તથા રોયની ઇંગ્લંડની વાતોને પણ અળગી કરવી ન જોઇએ. ચાલો. પ્રથમ મંદારિકાને મુબઇથી બનારસ તરફ પ્રયાણ કરેલુ જોઇએ. મધુરીની શીખામણ, ને તેના ભાવીનો હિસાબ તપાસીએ!

## ભાગ પહેલો–સમાપ્ત.

# સહચરી

અથવા

# સ્નેહ-ઘેલી સુંદરી.

## ભાગ બીજો.

સખી! સ્વરૂપને શું કરીએ બ્હેન, શિયળથી સુખ સઘળું
તન શણુગારી- શું કરીએ બ્હેન, મનસુખથી દુઃખ અળગું.
પ્રેમ પતિ પ્રભુ એકજ અંગે,
સદા રહે ને નિત સત્સંગે;
ભવસાગર તો તરીએ બ્હેન, એથી શું પછી આગળું?

---

### પ્રકરણ ૧ લું

#### મંદારિકાની વીતક-વાર્તા

—નથી સ્ત્રીને સુખ સ્વતંત્રતામાં,
નથી કદી મોક્ષ અટુલી શ્યામા;
વડીલની છાંય પ્રભુ પ્રસાદી,
સદા સુખી શાન્ત ટળે પ્રમાદી!

બાળવયમાં માબાપની છાયા (બન્ધન), યુવાનીમાં સ્વામીની છાયા, અને વૃદ્ધાવસ્થામાં પુત્રની છાયાથીજ સ્ત્રી-જીવન સંસ્કારી રહ્યું છે. સ્ત્રીયો સ્વતંત્રતાને લાયકજ નથી.

## ઉપવનમાં બનેલો કરૂણ વૃતાંત.*

"એક સુન્દર ઉપવનમાં એક મોગરાનું પુષ્પ પાસે આવેલા એક જૂઇના નાજુક અને પાતળા પુષ્પ ઉપર પ્રેમાસક્ત થઇ ગયું. જે પળે મોગરાએ આ પ્રકાશમય અને પ્રેમમય જગતમાં પ્રવેશ કર્યો, અને નાજુક અને સુન્દર જુઇને વસન્ત ઋતુના પવનથી આમતેમ ડોલતી જોઇ ત્હારથીજ ત્હેનું ચિત્ત તે તરફ આકર્ષાયું હતું. આખી વસન્ત ઋતુ ત્હેણે તે જૂઇને એક મોગરાને છાજતા આવેશથી ચ્હાયા કર્યું અને ત્હેના વિચારો કરતે નિઃશ્વાસો મૂકયા કર્યા. ગ્રીષ્મઋતુ આવી અને બપોરે જ્યહારે સર્વ પ્રકૃતિ મંદ થઇ નિદ્રાવશ થતી હતી ત્યહારે પ્રેમની લાગણીથી ઉશ્કેરાઇ પોતાની પ્રિયાને પ્રેમગીતો ગાઇ સંભળાવતો હતો. મધ્યરાત્રિએ જ્યહારે કુમ્મસરૂપી રાખરંગની કામળીમા પર્વતો, ખીણ્યો, તેમજ આખી પ્રકૃતિ વીંટાઇ જતાં હતાં, રાત્રિનો પવન નિદ્રાવશ થયેલી આખી પ્રકૃતિને નિદ્રામાં વિઘ્ન ન થાય ત્હેવી રીત્યે કોઇ મુસાફરની વાર્તા આખા ઉપવનમાં પ્રસરાવતો હતો, તે વખતે, ઉત્કંઠાને લીધે જાગતો પડી રહેલો મોગરો પોતાના સ્વપ્નની સુન્દરીનું મનરંજન કરવા પ્રેમગીત ગાતો હતો. આખી ગ્રીષ્મઋતુ ત્હેણે પોતાની પ્રિયાનું મન રંજન કરી ત્હેનો પ્રેમ મેળવવાના પ્રયત્નો કર્યા પણ તે તો તિરસ્કારયુક્ત દૃષ્ટિથી ત્હેની સ્હામે જોઇ પોતે દૂરરહેતી હતી.

---

* જુલાઈ ૧૯૧૦ ના Modern Review મા, પ્રસિદ્ધ થયેલા Mrs. Saint Nihal Singh ના "A Forest Tragedy" નામના અંગ્રેજી લેખનું ભાષાંતર કર્તા N. N. *Diretra.*

જ્હારે મોગરાએ પોતાની પ્રિયાને પોતે ત્હેને ચાહે છે એમ જણાવ્યું ત્હારે તે બોલી "એ વાત તે કદી બને? હું તો ન્હારા કરતાં કેટલી મોટી છું. અને મ્હને તો સ્વતંત્ર રહેવુંજ ગમે છે. મ્હને તો અહીં આ ડાળી ઉપર પવનમા ઝોલાં ખાવાં અને નાચવુ ગમે છે. મ્હને કોઇને પણ તાબે રહેવું પસંદ નથી. તુ મ્હને મળ્યો હતો તે વાતજ વીસરી જજે."

હાવાં હાવાં સ્ત્રીની જાત્ય પ્રમાણે ત્હેણે ઘણાં બ્હાનાં કહાડયા તો પણ મોગરો તો પોતાની અને ત્હેની વચ્ચેનુ અન્તર જાણે કે ઓછું કરવાનો પ્રયત્ન કરતો હોય તેમ પવનમાં ત્હેની તરફ ઝોલાં ખાવા લાગ્યો.

શરદઋતુ આવી અને ત્હેની ઝાકળથી મોગરા ઉપર સુન્દર તેજ આવી, એટલે જે'ણે આટલા વખત સુધીની મોગરાની વિનંતિને સ્વીકારી ન્હોતી તે જૂઇ, સ્ત્રીયોની રીત્ય પ્રમાણે તે સૌંદર્ય જોઇને આખરે મોગરાને શરણ થઇ. પછી મોગરાએ પોતાની પ્રિયાના સુન્દર મુખ ઉપર ચુમ્બન કરવાનો પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો. તેમ કરતાં એક દિવસ તે ડાળી ઉપરથી તૂટીને જમીન ઉપર પડયો.

તે નીચેથી પોતાની પ્રિયાને કહેવા લાગ્યો "તુ પણ વેલ્ય ઉપરથી તૂટી પડય. આપણે આખરે એક બીજાને મળીને રહીશુ.

પણ જૂઇને જીવન વધારે પસંદ હતું અને વેલ્ય ઉપરથી તૂટી પડતે બ્હીતી હતી. મોગરો દિન પ્રતિદિન વિનતિ કર્યે ગયો પણ જૂઇને પોતાના સ્વામી કને જવાનું મન તો ઘણુ હતું પણ તેમ વેલ્ય ઉપરથી ખરી પડવું ગમતુ ન્હોતુ અને મોગરાના પ્રેમને માટે પોતાનું સ્વાતન્ત્ર્ય તથા જીવનની લાલસા છોડવાં ગમતાં ન્હોતાં. નિરાશાથી દુ:ખી થઇ મોગરો નિસ્તેજ બન્યો, કરમાઇ ગયો, અને શોક કરતો કરતો મૃત્યુ પામ્યો.

વેલ્ય ઉપર વળગી રહેવાના દૃઢ પ્રયત્નો કર્યા છતાં એક દિવસ શરદઋતુના તોફાની પવનથી આખરે જૂઇ તુટીને જમીન ઉપર પોતાના મૃત સ્વામી પાસે પડી. પણ જ્હારે ત્હેણે પોતાનું ફિક્કુ પડી ગયેલું મ્હો મોગરાના મુખને અડકાડયું ત્હારે ત્હેણે દિલગીર થઇ નિશ્વાસ મૂક્યો. ત્હેને એમ થયું કે—દરેક પુષ્પનો આખરે વૃક્ષ ઉપરથી પડવાનો દિવસ આવ્યા વગર તો રહેનોજ નથી—અને ત્હેને પોતાની ભૂલ્ય જણાઇ. પોતાનો સ્વામી ભર યુવાવસ્થાને લીધે પુર્ણ સૌંદર્યવાન્ હતો તેજ વખતે પોતે વેલ્ય ઉપરથી સ્વતંત્રતાનો લોભ છોડી દઇ વેળાસર જ નીચે ન આવી ત માટે તે પસ્તાવા લાગી, અને મૃત્યુને શરણ થતા પ્હેલા થોડા દિવસનુ પણ સુખ ન ભોગવી શકવાથી પોતાને ઠપકો દેવા લાગી. આ ઉપરથી ત્હેને બોધ મળ્યો કે પ્રેમથી કોઇ સ્વતંત્રતા અથવા તો પોતાનુ વ્યકિતત્વ જતા રહેતાં નથી પણ ઉલટો ત્હેમાં વધારો થાય છે. આખરે ત્હેને જણાયું કે જીવનની લાલસા અને સ્વતંત્રતા કરતા પ્રેમ વધારે ઇષ્ટ છે. પણ અફસોસ! હવે સમય વીતી ગયો હતો. તે આખરે નિઃશ્વાસ મૂકતી, રોતી, રોતી. મૃત્યુને શરણ થઇ.

"ત્હારી સામાન્ય સ્થિતિથી હું અજાણ નથી! વળી તુ જગતના એકાન્ત ભાગમાંથી અકાળ—અકસ્માત મને મળી આવી, એ વખતનો દેખાવજ મને ત્હારી તરફ દયામણો લાગ્યો હતો." સુમને શાન્તિથી કહ્યું!

"ખરૂં કહુ છું વ્હાલા, કે તમને પ્રભુએજ એ ખીણમાં મોકલ્યા! નદીના પાણીના પુરનો વેગ એટલો પ્રબળ હતો, કે જરૂર હું અત્યારે તો એ દીનાનાથ પ્રભુનાં પ્રત્યક્ષ દર્શનમાં આત્મવેગે ગઇ હોત!"

"જે થાય, તે સારાં માટે! પણ હવે તો બીજી તરફ લક્ષ્ય બિન્દુ નથી કે? હવે તો મન સ્થિર થયું છે કની?"

"મ્હારૂં એકલાનુંજ કે ? ઉભયનુ મન અનુભવે—ઠોકર ખાઇનેજ ઠેકાણે આવ્યું છે ! હવે જો મન ચસકે તો પછી દુર્ભાગ્ય !"

"કદાચ પેલો મિ. રોય પાછો તમને મળે તો ?

"મળે યા ન મળે ! સમયપર ડીલ ગયુ તે ગયું; માણસ માત્ર ભૂલને પાત્ર છે. મેં મારો અધિકાર ગુમાવ્યો હતો—ને તેણે પોતાની જાત બતાવી હતી !"

"અચોક્કસ મગજનું એ પરિણામ છે. દરેક માણસ જો પોતાના મનને તથા મગજને એકજ માર્ગપર સ્થાયી કરે. તો તે પોતાની ધારણામાં જરૂરજ પાર પડે છે !"

"માફ કરજો, પણ આ બોધ, તમારે પોતાને પણ ક્હેવો જોઇએ, નહિ તો પછી પરોપદેશે પાણ્ડિત્ય જેવુ કહેવાશે !" મંદારે હસીને કહ્યું !

"વારૂ, પણ જ્યારે આપણે બન્ને ઠોકર ખાઇને ઠેકાણે આવ્યા, તો તું ત્હારી કર્મકથા તો કહે, ન્હે ન્હારો વિચાર ફેરવ્યો કેમ ! મનેજ પસંદ કર્યો કેમ !"

"એ નવી વાત ક્યાંથી લાવ્યા ! તમને પસંદ કરવાની નવી વાત હતીજ ક્યાં ? માત્ર તમારૂં ચિત્ત અસ્થિર હોવાનો મને ભ્રમ હતો—અને—

"અને વળી બીજું જાદુ લાગુ પડ્યુ હતું, ખરૂં ?"

"શું કહું, વ્હાલા ! મારી વીતક વાત બહુ લાંબી, દુઃખભરી, અને અશ્રુપાત કરાવનારી છે !" મંદારિકાએ રડતે ચ્હેરે કર્મકથા ચલાવવા માંડી !

"તમને કટાક્ષ કરવાની ટેવ પડી ગઇ છે. જાઓ, ત્યારે હું વાત નથી ક્હેતી !"

" ના. ના. મારાસમ ! મને ત્હારી દુઃખ કથા સાંભળવીજ છે.– પસ્તાવો, એ એક જાતનું પ્રાયશ્ચિત્ત છે "

" તમને વાત વાતમાં ટહુકા–ટાણા કરતાં બહુ આવડે છે; એ મે જાણેલું તેથીજ મ્હારૂં મન, લગ્ન કરવાને અચકાતુ હતું ! કેમકે તમે નીરૂ બહેનને તથા વીરમતિ બ્હેનને અને મધુરી બહેનને પણ–

" મધુરી તરફ મ્હારી સદાની શુદ્ધ વૃત્તિજ હતી ને છે, પણ–

" પણ માત્ર તમારૂં મન ડામાડોળ, એટલે ' બન્નેને ' જુદુંજ ભાસે; ખેર બનવાની બની ગઇ ! "

" હા; એ તો અંગ્રેજી વાક્ય છે કે All well that ends well ! પણ હવે ત્હારી વીતક વાત તો ચલાવ ! "

" વારૂ, ત્યારે સાંભળો ! " મંદારે વાત કહેવા માંડી ! રાત વીતવા માંડી. સુમનને નિદ્રાએ ઘેરી લીધો–ને મંદારને હૃદયદ્વારા દુઃખની જવાળ લાગી એટલે ઉભય. શયન વશ થયા !–

વાચનાર ' તને ખરેજ નવાઇ લાગશે ; મદારિકાની નવલકથા જો ત્હેં વાચી હશે, તો તને લાગ્યુ હશે, કે મદારિકાનો છેલ્લા પ્રકરણમાં તો તે પોતાના પિત્રાઇ વિરૂદ્ધ કેસમાં બનારસ ગઇ છે. અને ઉદયગઢમાં સુમન ન મળવાથી, મિ રોયને મળવાને મુંબઇ ઉપડી ગઇ, ત્યાંથી વતનમા પાછી ફરી છે, તેટલામાં સુમન સાથે તેનાં લગ્ન થઇજ કેવી રીતે ગયા ? અને વળી મિ. રોય તો વિલાયતમાં પેલી ગોરી સુંદરી સાથે ' લવ 'માં પડેલો–વગેરે વાતો અધુડ કેમ રહી, ને આ પ્રકરણ ગુંથાઇ કેમ ગયુ ? ચિન્તા નહિ ! ચાલો–હવે આપણે તે તરફ જઇએ. તે સાથે મધુરીની વ્હાલી પુત્રી વસુમતી જે આપણી કથાની નાયિકા છે, તે વિષે કંઇક જાણીએ ! એ બાળા હવે લગભગ સત્તર વર્ષની થઇ ગઇ છે. પહેલા પ્રકરણમાં તે સ્નેહ–ઘેલી બની ગઇ છે. તો તેને મધુરીના નિવાસમાં જોઇએ

---

# પ્રકરણ ૨ જું

## કર્મણો ગહના ગતિઃ

કથાપ્રસંગમાં મધુરી જેવું પાત્ર ખરેખર વાંચનારનું ધ્યાન ખેંચી શકેછે—સંસાર–વ્યવહારની એક ઠરેલી ગૃહિણી, અને વિજયશાળી માતા તરીકે તેમને માન આપી શકાશે, વળી પિતાની એક ભાગ્યવંત પુત્રી તરીકે પણ તે જયવંત કહી શકાશે. મધુરીના પિતા ગુજરી ગયા અને માતા ભાગીરથી બહેન પોતાના એક પુત્ર બાબુ સાથે પોતાની ગુણીયલ પુત્રી મધુરી જોડે રહી છે; એ વાત આગલી કથામાં જાણી ગયા છીયે, હાલમાં મધુરી કેવી દશામાં છે?—

અફસોસ! વૈધવ્ય હાલતમાં જીવન ગુજારે છે. સૌભાગ્યવતો ચાંલ્લો ભૂંસાઈ ગયો છે! કનકરાય સટ્ટાના વેપારમાં ખોટા દસ્તાવેજો તથા ખોટી સહી બનાવવા માટે અને વિશ્વાસઘાત માટે ફોજદારી કાયદાના બન્ધનને લીધે આખરે આત્મહત્યા કરીને, આ અવતાર ત્યાગી ગયો છે.

ભગીરથીએ પોતાના પેટના પુત્ર બાબુ કરતાં અધિક રીતે રાખેલો—દીકરી આપીને દીકરા રૂપ બનાવેલો, તે છતાં અભાગીઆએ ન ખાધું ન ખાવા દીધું, કે ન રહેવા દીધું, ને રીતે દુર થઇ ગયો

ભગીરથી ને મધુરી જેવા ચંચળ તથા ચતુર મા દીકરીના વિશ્વાસનું પાત્ર થયલો કનક, નાણાંના બળે પ્રથમ તો સરતના જુગાર ઉપર ચડી ગયો–અને તે સાથે 'વીણા' નામની નવીન રત્નાગિરીણી–ગોવાગીણની માસીને રાખી! આહા! શું તેનું સુંદર રૂપ! શું તેનો નમણો મ્હેરો! આકાશના અન્તરને આંતરડાં વીંધી નાખે નેવીબ્યુટી જોઇને કોઇનું પણ મન ચલિત થાય!

વાચનાર ! આ પાસેનું ચિત્ર જોઇને, ન્યાયથી કહેજે કે ઇશ્વરનો આ અન્યાય નથી, કે આ રૂપવતીને નાયકાનો વેશ પહેરાવ્યો ? પણ કર્મણો ગહનો ગાત :"

કનકનું મગજ ફરી ગયુ ! આ વીણાના સુંદર ચ્હેરા ઉપર કનકે તો પોતાનુ જીવતરજ બંદબેસ્તુ કરી નાખ્યું ! જુવાનીમાં દિવાની ઓરતે પણ હાથ ચડેલા, ધનવત શેઠીયાને, પારકે પૈસે દીવાળી કરાવતાં અટકાવ્યો નહિ ! દારૂના લખમાં અને જુગારના છંદમાં એવો તો ચડાવી દીધો, કે ન જાની શરીરનુ ભાન રહ્યું, કે ના ધર્મ કર્મ યા સંસાર—વ્યવહારનુ જ્ઞાન રહ્યું ! સટ્ટાનો વેપાર પણ સાથે ! શૅરમેનીયાંમા ભૂલો પડેલો, અને કેટલાક આપસ્વાર્થી આંધળાઓ લફંગા દલાલીયાઓએ શેરીયામાથી પાશેરીયા બનાવી દીધા !

ભગીરથીની તિજોરીમાં જેટલું નાણું હતું, તે બધુ ગુમાવ્યુ, ને ખોટી સહીની રસીદો તથા શેરોના પ્રોસ્પેકટસો મુકી રાખ્યાં !—

દ્વારિકાંનાથ નામના ગિરનારી પહાડના એક મહાત્માએ બોરવલીની અખુટ દોલતવાળી જમીન, પોતાના બાપને નામે પાઠશાળા કહાડવાને બહાને ભલી ભગીરથીને સમજાવીને ધર્મને નામે કહડાવી લીધી—અને દસ્તાવેજ કરાવીને દલાલી ખાઇ ગયો ! અત્યારે તે પણ બિચારો હાથ ઘસતો રહી ગયો. પણ આ ગરીબ થવા બેઠેલી મા દીકરીનો રોટલો ટળ્યો ને હકદાર વારસોનો હક ડુબી ગયો.

આ સાત લાખની દોલત સાનંડ સાત કરીને પછી ખોટી સહીનો ધંધો કરવા માંડયો. એ ભોપાળું પકડાયુ, અને જ્યારે મારવાડીયોએ પકડાવ્યો, ત્યારે ખુલાસો થયો, કે બધુ નાણું માત્ર વીણા નામની રાંડને ત્યાં ભરાયલું છે ! કમબખ્ની રાંડની ! પોલીસે

તેને પકડી ! ૩૫ ને રૂપિયા બન્ને હાથમાં આવતાં. વળી લાલચુ તે છોડે ' દલાલીયા ફીટી ગયા–ને બીચડીખોર પણ છટકી ગયા. આખરે નો વીણા પણ બધુ મુકીને ન્હાસી ગઈ, ને કનક પણ સપડાઇને સાત વર્ષ જતા પહેલા, જામીનપર છુટીને આપઘાત કરી રવાના થઇ ગયો ! એક સ્વર્ગના સુખ વૈભવમાં ઝુલતું કુટુમ્બ અંતે અવળી દશાના અવતારમાં રઝળવા લાગ્યું,–કર્મણો ગહનો ગતિઃ !

પૈસાનો ઘા, એ હથોડા કે હથિયાર કરતાં વધારે સખત છે શ્રીમનાઇના ડુંગરા પરથી પડી જતાં પાછુ સાજા થઇ શકાતુંજ નથી.

ભગીરથીને આ વેદના બહુજ અસહ્ય થઇ પડી. તેનામા ઘેલછા આવી. મધુરી તો દુઃખથી વીતાયલી હતી, એટલે તેને થોડુંજ લાગ્યું, પણ ભગીરથીથી, તો ખમી શકાયુંજ નહિ ! મધુરી તો મૂળથીંજ ગરીબાઇ વેઠી ચુકી, તેથી તે અને તેનાં બાળકો રહી શકશે, પરતુ પોતે અને બાબુનું શુ થશે ? આ ચિન્તામા થોડીજ મુદતની અંદર ભગીરથીએ દેહત્યાગ કર્યો–અને આખરે ઓરીસના ભાગીયાઓએ અમુક રકમ આપીને–બાબુના નામનુ ટ્રસ્ટ કરાવી દીધું. વરસ મ્હાડે ભોજન ખર્ચ તથા વિદ્યાભ્યાસના ખર્ચ જેટલું મળે, અને મધુરી સાથે રહે ! મધુરી પણ પોતાની થોડી ખાનગી મૂડીના વ્યાજ ઉપર બે પુત્રો અને પુત્રી સાથે નિર્વાહ ચલાવી શકે !

ભાગ્યું તોયે ભરૂચ, તેમ જુના ને મ્હોટા ઘરની ઉજરાઇ, તેમ મધુરી કઇ કેવલ નીરૂની હાલતે કુમીકાકીના આશરામાં રહે તેમ ન હતી. પચાસ હજારનો જીવ હતો–ને બાબુને એક બંગલો તથા એક ચાલ હતી–તેનું ભાડુ આવતુ હતું. એટલે હજી પણ તેમને નિર્ધનતા નજરે પડી ન હતી.

મધુરી હવે વિધવાવસ્થામાં, બાળકોને કેળવવા પાછળજ જીવન ગુજારતી હતી. મધુરીના અનુભવનો સંદેશો હવે પછીના પ્રકરણમાં

આપણે જોઇ શકીશુ. દિવસ સદા સરખો રહેતો નથી, ને અમરપ ો કોઇ લઇને આવતું નથી, આ વાત દરેકના લક્ષમાં રહેવીજ જોઇએ છે.

---

## પ્રકરણ ૩ જું.



### વસુમતીને મધુરીની શીખામણ.

"સીતાજી સાસરે જતાં, સમન્તવે માત ધર્મને;
સૂણ સસારનાં સાચાં મેળવી થાય માવડી–

"વસુ! દીકરીને સુજ્ઞ માતા તરીકે કેળવીને, ગૃહિણી તરીકે દીપાવીને સાસરે મોકલવી, અને ત્યાં સાસરીયાંની સગી અને વરને વહાલી થતી, લાડકી દીકરી પિયર આવે એ માબાપે નિહાળવું, એના જેવું, ગરીબ ને માયાળુ માતાને વિશેષ લ્હાવલરેલું કંઇ નથી. મને સતોષ છે બેટા, કે મ્હેં તને યથાયોગ્ય કેળવી છે. જમાનાનો પવન ફુકાય છે, પરતુ સદભાગ્યે તેમાંથી તું હજી અલગ રહી છું અને રહીશ, એ પ્રભુનાં દ્વાર સુધી મ્હારી ખાત્રી છે! આપણા હીદુઓમાં હાલ ધન ઉછળે છે. નવાં જુવાન જોડલાં જન્મભૂમિ મુકીને ધધાથી મુંબઇ નગરીમાં આવે છે. તેને સ્વતંત્રતાએ ઉદ્ધત બનાવ્યાં છે, એ સહજ જોવાય છે! તેઓ સમજતાં હશે કે બેડી અને કેદમાંથી સાસુ–સસરાનાં દબાણ, શરમ, અને ધાકમાંથી, છુટયાં, પણ જ્યારે તેમને માથે એવી ફરજ આવશે ત્યારે તેની કસોટી અને કિમ્મત થશે. કસોટી ને કિમ્મત તો બાજુ રહી, પણ જે આછાં વસ્ત્રો, નોકરોને હાથે થતું કામ, અને સમજણ વગરની ટાપટીપ તથા આડંબરી સુધારાને નામે બહાર ફરવા–હરવાની નાહાની બહુ આકરી પડી જશે. આહાર–વિહારની

અનિયમિતતા, આરોગ્યને આડે રસ્તે લઇ જશે, ત્યારે ડાકટરનાં પાણી, ગાડીનાં ભાડાં, અને શોકની જવાળા, ધણીની ગરદન પર, અને સ્ત્રીયોના કાળજામાં ભારરૂપ થઇ પડશે. એ બધું કેળવણી ઉપર આધાર રાખે છે. દેશ-વિદેશનાં સુઘડ વસ્ત્રોથી મોહ પામીને. તણાતી હાલતે વાપરવાનાં નથી; રહેણી-કરણીને બંધ બેસ્તું થાય એજ માન્ય ગણવાનું છે. ખર્ચ કરવામાં કર-કસર ન કરવી, યાને જોઇની વસ્તુ ઉપયોગમાંથી બાતલ ન કરવી, પણ કોઇ વસ્તુ વૃથા ન જાય, બેદરકારીથી ઝાળી-સડી ન જાય, જંતુ-જનાવરોનો ભક્ષ ન થઇ જાય, એ જોવાનું છે. પહેરવાનાં વસ્ત્રો, સુંદર ને કિંમતી ભલે લ્હેવાય, સંપત્તિ પ્રમાણે સંસાર શોભાવાય, પણ તેને સરખી રીતે રાખવાં જોઇયે. શ્રીમંતના ઘરમાં ભલે સેંકડો રૂપિયાની રેલ છેલ હોય પણ તે સદાકાળ કાયમ ન હોય, ને કદી પુણ્ય પ્રતાપે ભલે પહેડી-દર પહેડી તે હાલતથી સુખ સચવાય, તો પણ આપણા આર્ય સંસારની મહ્હાજાવાળી સંસારી રૂઢીમાં, સ્ત્રીયોનો મહાન દરજ્જો સાચવનારી જે ગણત્રી કરવામાં આવી છે, જે વડે આજ સુધી ભારતનું ગૌરવ ટકી રહેલું છે, જે વડે મહાન તપસ્વીજનો, યોદ્ધાઓ, સંત-સજ્જનો, ને સ્વદેશ ભક્ત ઉત્પન્ન થયા છે, અને માન પામીને ચિર-સ્મરણ રાખી રહેલા છે, તે સર્વ, સ્ત્રીનાં સારાં યશોગાનથી વધાવેલી કેળવણીના પ્રતાપ છે. વિદ્વાન કહે છે કે કેળવણી એ તો શ્રીતાફળનાં છોતરાં છે. માવો તો અંદરની મેળવણીનો છે. શીક્ષણનો ક્રમ, પુસ્તકોનાં જ્ઞાન, એ માત્ર મંત્ર છે, તેને સાધ્ય કરવો તે ફળફુલ બનાવવો, એ ખરી કેળવણી છે. સ્ત્રીયો માટે શાળાઓનાં શિક્ષણ, માત્ર ભાષા જ્ઞાન, જગત-દર્શન અને પ્રાચીન ઇતિહાસ માટે છે, પરંતુ આત્મ કલ્યાણ, દેશસેવા, વડીલ સેવા, ગૃહધર્મ, અને સંસારનાં સુખો, તો જે જુના ધર્મ દફતરોમાં જ્ઞાનેશ્વરી સમર્થ ટીકામાં સમાયલાં છે.

તેનો અભ્યાસ કરવામાં, તેનું ગુથન કરવામાં સમાયલો છે 'સ્ત્રીઓના રાજદ્વારી હક, આપણા ભારતને અયોગ્ય છે, સ્ત્રીઓના હક અને દરજ્જો પ્રભુએ નિર્માણ્ય કરેલોજ છે. પુરૂષને એ વિના ઘડી ચાલવાનું નથી. વડીલાઇ, હક અને મહત્તા, એ મેળવવાને સ્ત્રીઓએ શુધ્ધ જ્ઞાન, સાચું અંતઃકરણ અને પોતાનું આત્મબળ બતાવવું જોઇએ. ભારતની મહાન સતી મહિલાઓ જે જે માન મેળવી ગઇ છે, તે શું ઇગ્લાંડની પાર્લામેંટ સમક્ષ જુબાની આપીને હક મેળવતાં માન પામશે ? કોણ કહે છે કે આર્ય મહિલાઓ હીન્દી માતાઓ ગુલામડી છે ? માત્ર નબળાઇ, નબળાઇ સિવાય કશું નથી. ને એટલા માટે સ્ત્રીઓ જેટલી સ્વતત્રતા ને હક માગશે, તે તેમની આડે આવશે, આ મ્હારી ભવિષ્ય વાણી છે ! સ્ત્રીઓને પોતાની મેળેજ પુરૂષો હક આપે છે, માન આપે છે, ને દેવ પણ માને છે, તે મળશે, પણ સ્ત્રીઓમાં સાચું સિદ્ધત્વ, ને સ્ત્રીત્વ જોઇએ."

મધુરીએ પોતાની એકની એક લાડકી ને માનીતી પુત્રીને સમજાવવા માંડયું— વસુમતીએ વચમાંજ પુછયું— "બા. તમે એમ ધારો છો કે અંગ્રેજી કેળવણી, ને અંગ્રેજી નકલથી આપણી આર્યભૂમિનો ઉદ્ધાર નથી ?"

" હા, બ્હેન ! પ્રભુએ, દીશામાં ને દશામાં એટલો અન્તર રાખ્યો છે, કે માત્ર રાજ્યકર્તાની દેખાદેખી, સહવાસ અને સંબંધને લીધેજ, આપણે નકલ કરતાં થયાં. પણ તેની આબોહવા, તેનું ઉમદું મગજ, અને વિવેક જોતા, તેની નકલ કરવા જઇએ, ત્યારે તેનું સાંસારિક બંધારણ, આપણને આડે રસ્તે ઘસડી જાય; કેમકે તેઓમાં સ્ત્રી જાતિને સ્વતંત્રતા છે, તું કહીશ કે તેવી સ્વતત્રતા આપણને કાં નહિં ? તેઓનો માનસિક વિચારો બહુ દ્દઢ છે. સ્ત્રી કેળવણી ઉંચી ને

ઉંડી છે. તે સ્ત્રીઓ પોતાની બુદ્ધિથી મોટી ઉમર સુધી મનનો કેળવે છે; તે બહુ લોભાતી નથી. યોગ્ય ઉમરની થતાં સુધી સંસાર વિહારની વાતોમાં પડતી નથી. તેઓ જે યુવાન પુરૂષોના પ્રસંગમા આવે છે. પણ મનથી નબળી બનતી નથી. ધર્મ ને વિવેક તજતી નથી– પાંચ આંગળી સરખી નથી પણ ખાસ આ રીતિ તેમની સમાજમાં સામાન્ય છે. બાળલગ્નથી જોડલા બનતાં નથી. મેં તને પ્રથમ જે ઉપદેશ કર્યો, ને આપણી આર્ય મહિલાઓની મહત્તા બતાવી; તે હાલની નાદાન, ટચાક, અવિદ્ય ને નકલી વિશેષણવાળીનાં નહિં; પણ ગુરૂકૂળમાં ધર્મરૂઢીએ સસ્કારી બનીને. સંસારને શોભાવનારી, યોગ્ય ઉમરે લગ્નવતી થતી કન્યા–સુંદરી માટે કહેલું છે. આપણો સંસાર, સાદો અને શાન્તિ રૂપ છે. સ્થિતિમાં સતોષ અને સ્પર્ધા વિનાનો છે. આપણામાં વિવેક અને વડીલાઇની મહત્તા છે. જ્ઞાતિના બધારણ, આપણી સ્થિતિને અચળ રાખીને સગવડ સાચવનારાં છે. પ્રદેશની આવજાવનાં સાધનો ન હતાં. ત્યારે પ્રદેશમાં કન્યા સબંધ થતો ન હતો. હવે તેની અગવડો નથી, માત્ર ગૃહિણી તરીકેનોજ અભ્યાસ અને અનુભવ ઉત્તમ હોય તો આર્યસસારને વધુ સ્વતંત્રતાની જરૂર નથી. મંદારિકા માસીની સ્વચ્છંદી રીતભાતથી તેં શું જોયું, ને સાભળ્યું, એ ત્હારા મગજમાં રમણ કરી રહ્યું હશેજ ! અગ્રેજી કેળવણી ભાષાજ્ઞાન મેળવવા માટે ઉત્તમ છે, પરંતુ તેટલો સમય, આપણાં સાહિત્યો પ્રત્યે રાખે તો વધારે ઉપયોગી થાય ! અલબત ગુજરાતીમાં એટલુ અગ્રેજી સરખું બહોળુ સાહિત્ય નથી એ ખરૂં, પણ ભાષાન્તર ઘણાં છે. માત્ર હાલનો પવન, અંગ્રેજી જ્ઞાતને અવલંબાને દેશીઓના મગજમાં ઉછળે છે, ને જેનું ભયંકર પરિણામ અટકાવવાને શ્રીયુત ગાંધી જેવા પ્રયત્ન કરી રહેલા છે. તે રીતે શાન્તિથી સ્થળે આવે તો સારૂ છે !

"બા ! શુ ગાંધીજી જે કરે છે, તે બધું બરાબર છે ?"

"ના ! કોઇ પણ વ્યકિતમાં ભૂલ નથી હોતી તેમ નથી, ને તેથી ગાંધીભાઇ પણ કોઇ કોઇ કામમાં ઉતાવળ યા ભૂલ કરતા હશે, પણ તે હળદદનાજ ગાંઠીયે ગાંધી બનેલા નથી. હૃદયને ઓળખવા પ્રભુ શિવાય કોઇ સમર્થ નથી, બાકી કર્મ જોઇ શકાય છે, ને તેના જે આશયો છે, તે અનુકરણીય લાગે તથા નિર્વિઘ્ન જણાય તે હેવાના છે. કંઇ બધાં કામ સારાં કે ફલદ્રૂપ હોતાં નથી; એટલું સત્ય છે કે જે સ્વાર્થી, દુરાગ્રહી, કાકૃવૃન્દી છે તેવું ગાંધીના વર્તનમા જણાયું નથી, પરિણામ પ્રભુ જાણે ! બાકી હિમ્મતમાં, વિચારમાં, શકિતમાં, અને કાર્યમાં બ્હાદુર છે, ને સરકાર પણ સમજી શકી છે. કે તેનામાં કઇક દીવેલ છે !"

"તેના રેંટીયા કલાસમા તો મને હસવું આવ્યુ, હોં !"

"એ માત્ર નકલરૂપ છે. બીજાને ઉત્સાહી બનાવાવા માટે છે. કઇ શ્રીમત બહેનો મજુરી કરવા લાયક છે ? પણ જો તેનામાં ઉત્સાહ આવે, તો સ્થળે સ્થળે એવા ખાતાં સ્થાપી સકે, અને પ્રચાર વધે ! ગાંધીજીની મતલબ ઉંડી છે. કામનો પ્રારંભ વિચિત્ર છે, પણ પરિણામ જયભૂત નીવડે, તેમાં નવાઇ નથી !"

"બા ! તમે કહો છો તેમ સ્રીયોને સારાં શિક્ષણની જરૂર છે, તેમ પુરૂષોને નથી ?"

"છે, બ્હેન. બહુજ જરૂર છે ! તું બાળક દીકરીને એ વિષે વધારે કહેવાનો મ્હારો ધર્મ નથી. પરતુ હાલની કેળવણીથી ઉછરતી પ્રજા, સ્વચ્છંદી, હલકી, અને દગાબાજ નીકળવા માંડી છે. પોતાના ધર્મનુ, જાત-ભાતનું વડીલ-માબાપોનુ, કે આર્ય ભૂમિકાનું-યે ભાન નથી. તેઓમાંથી આચાર-વિચારનો નાશ થયો છે.

"જો, એ વિષેનો બાળ-સંવ્વાદ વાંચી જો, તેપરથી આ ત્હારી શંકાનું સમાધાન થશે." સતુ બહેને તે લઇને વાંચી સંભળાવવો શરૂ કર્યો. એ સંવ્વાદ ત્રણ પાત્રોથી ગુંથાયલો હતો.

(એક જુના વિચારની બાજુ પ્રવેશ કરે છે.) ઝવેરબાઇ-સુધારો ! ખરેખર, ઘરને અને બહારને બન્નેને સુધારો ! શું બગડી ગયું કે સુધારવું ? જો તપાસવા બેસીએ તો બધું બગડયું. મા-બાળકનુ હેત ગયું. શાથી ? સુધરેલી ઢબમાં સ્ત્રીઓ રહેતાં શીખી-પારકી માનુ ધાવણ ધવરાવતાં શીખી ! બીજુ ? હેતથી રાંધીને ધણીને પીરસતી, લાડ કરતી, કરાવતી-ખાતી, તે ગયું ! ત્રીજું ? ઘરની કસરત કરતી-તંદુરસ્તીનાં સુકઠી વાજા વગાડતી, તે ડાકટરની બાટલી અને મોટારને આશરે પડી; ભટ-ઘાટીના અપમાન તળે જઇ બેઠી-આહા આર્ય સંસાર-આર્ય મહિલા ! કેવુ માન ! કેવો પ્રતાપ ! દેવી, સતી, સુંદરી, તે બદલે કલહી, ફાંટા-બાજ અને અળખામણી બૈરી. સુધરેલી તે એ શરીરના જે ભાગો પોતાના પતિ સિવાય કોઇના જોવામાં ન આવે તેવા વસ્ત્રો, ત્રણ ત્રણ પહેડી પહેરે, તેવાં ટકાઉ, અને બીન ખરચાળ ખોરાક, તે બદલે આછા, બીન ટકાઉ, ને લજ્જાહીણ પેશાક ! ક્યાંથી સ્વરાજ્ય મળે ! ક્યાંથી સંસાર સુધરે ? ખોટી નકલ કરવી ને અંગ્રેજને અપવાદ ! કાં તેના જેવી વિદ્યા-કળા, ટેક અને નિયમિત રહેવાની નકલ નથી કરવામાં આવતી ? હત તારા સુધારાની !—સ્હો જુવો—આ નવું !—(રેંટીયાબાઇ આવેછે)

રેંટીયાબાઇ- (ગીત) રાખી હિંદવાણીઓની લાજરે
જાતી મહેનતથી મસ્ત થાય છે-
આજ, કાલ એજ છે ઉદ્યોગરે-
વા'રે ગાંધીજી તારો રેંટીઓ-

ઝવેર—કેમ બહેન? ઘરમાં દુકાળે વાસો કર્યો છે કે શું?

રેંટીયા—ના બહેન? મોટર દુરસ્ત થવા ગઇ છે, એટલે હાથેજ રેંટીઓ લઇને ગાંધીજીના કલાસમાં કાંતવા જાઉં છું.

ઝવેર—એ કામ તમારા કરતા ગરજાઉને સોપીને જો તમે તેનાં મદદગાર—પૈસાદાર બનો—તો કેવું શોભે?

રેંટીયા—અમે જાતે કામ કરીએ તો અસર થાય—એમ કહેવાય કે ધનવંતની સ્ત્રી રેંટીઓ કાંતે છે.

ઝવેર—પણ તેમાં દહાડો શું વળ્યો? તેથી દેશને શું લાભ? ગરીબની મોટી સખ્યાને ઉદ્યોગે વળગાડીને તેમનાં પોષણ વધારો. ને જે માલ નીકળે, તે સસ્તો કરો, તો કેટલો લાભ? તમારી આબરૂ ને માન જળવાય. ગરીબનું પોષણ થાય, ઉદ્યાગમાં વધારો થાય, અને દેશમાં માલ સસ્તો થાય? તમારૂં ધનવતનુ કામ તો તે છે, આ ખોટા આડંબર કરીને અસર કરાવવા યત્ન કરવાથી કલ્યાણના માર્ગ ખુલ્લા થતા નથી. દેશી ગરીબોને કાંતવા વણવાનાં સાધનો તૈયાર કરાવો—તમે ધનની મદદ આપો—ને જાતે તેમા દેખરેખ રાખો. જુઓ—પછી તમે કેવાં બનો છો? આ લોકમાં કીર્તિ અને પરલોકમા મોક્ષ કેમ, શું ધાર્યું?

(સુધરેલી શેઠાણી ફેશનમાં આવે છે.)

શેઠાણી (અંદરથી) મોટારવાલા? કલાક વાર ખોટી થવાનું છે. શેઠને હાૅરીસમાથી લઇને પેલાં હોમરૂલ હાઉસ તરફ આવજો—જો— (ફેશનમાં—લટકો કરતી આવે છે.)

ઝવેર—લ્હો આ ત્રીજો ફાર્સ! (શેઠાણીને) કેમ બહેન? ક્યાં ચાલ્યાં?

શેઠાણી—(ભપકામા) કેમ બાઇ? તમે પૂછનાર કોણ? (જોઇને) લીગમાં—તમારા હક નક્કી કરવાને!

ઝવેર–કોણ કરી આપશે?

શેઠાણી–(હસીને) હેં! હે! અગલીબુટ જેવી વાત! કોણ હોમરૂલ આપશે! એ જેને સત્તા છે તે! કોણ આપશે?"

ઝવેર–તમારી પર સત્તા કોની!

શેઠાણી–(ચીડાઇને) એ બ્રિ–ટિ–શ સરકારની!

ઝવેર–ને તમારા ધણીનો કઇ હક ખરો?

શેઠાણી–હા, માત્ર અમારૂં પોષણ–વૈભવ ને સુખ આપવા માટે બંધાયલા તરીકેનો.

ઝવેર–હાથોહાથ ધણી સાથે મેળવ્યો છે, કે પારકા પુરૂષ સાથે?

શેઠાણી–એ સુધરેલાની એટીકેટમાં તમે શું સમજો? અરે બ્હેન? જરા લક્ષ આપો! સાસુના સંતાપમાં અનેક બિચારી બાળકીઓ બાળરાંડ થઇ છે.

ઝવેર–ને તમારા આ લેભાગુ સુધારામાં અનેક વંઠી ગઇ છે. હક અને સ્વતંત્રતા માટે સરકારમાં શેનાં લડો છો? તમારા ઘરમાં તમારૂં ચલણ હોય, તમારાં કુટુંબમાં તમારૂં માન હોય તો તમે હોમરૂલ લીગનાં સ્વતંત્ર હકદાર છો. બાકી હજાર હક ભોગવો–તે માત્ર છુટાછેડા ને વંઠેલવેડા જેવુંજ છે. ઓ આર્ય બ્હેનો? સાંભળો. નીતિ અને ધર્મનું તો ભાન ભુલાઇ ગયું છે આચાર વિચારને આધારે, વર્ણાશ્રમ બંધાયલો છે. પવિત્રાઇ, એ આરોગ્યતા અને માનસિક બળનું મ્હોટું તત્વ છે. તે હાલની કેળવણીથી સમજાવાતું લાગતું નથી. પોતાનો વેશ અને દેશ વિસરાઇ ગયો છે. આહાર વિહારમાં ભેદ રહેલો નથી. મૂળ મુદ્દો, અને તેના સિધાન્તથી અજ્ઞાત રહેલી પ્રજામાંથી શૌર્ય અને આત્મબળનો નાશ થયો છે. ભારતમાં ચોત્રીસ ક્રોડ પ્રજા છે, તેમાંથી માત્ર વર્તમાન પુત્રની

અંદર, ગણ્યા- ગાંઠયા વીરનરો નજરે પડે છે ને તેમાં પણ આપબળની ખામીને લીધે, જે વિગ્રહમાં પ્રજા છુંદાય છે, તેનુ રક્ષણ કરવાને કોઇ સમર્થ નથી. ને તેથી રાજ્યધિકારીની સ્વતંત્રતા તથા તેના અધિકારની મહત્તાનો ભોગ થાય, તે ઇચ્છવા જોગ છે, કેમકે એ ભોગ, પોતાની નબળાઇને લીધે છે. હીંદીવાનો સ્વતત્રતા તો માગે છે, પણ તેમનામાં એકતા, ઉગ્રતા, આપબળ, અને વિશ્વાસ કયાં છે? ઉદ્ધત્તા, સત્યાગ્રહતા, અને અત.કરણ કયા છે? પોતાના દેશને, પ્રજાને, પશુને, વૃક્ષને પણ જે પિડાતુ જોઇ ના શકે, તેજ ખરો દેશભકત છે. ન્યાયને, આસનને, રાજધર્મને, અને રાજકૂળને દોષ લાગતો જોઇ ના શકે, તેજ ખરો રાજભકત છે. બન્ને માર્ગમાં અધારૂં છે. લડાઇનાં વર્ષો પુરા થયાં, પણ કઇ શાન્તિ કે સતાપના સર્વત્ર સમાચાર નથી. લોહી વહેતું બધ પડયુ, ત્યારે હીદને માથે તો લડાઇ પછી નવીજ આફત પડવા માંડી છે. દુકાળ, ઇન્કમ ટેકસના સુપર-ટોપલા. ડયુટી, રોલેટ બીલ, ઇન્ડીમીટી બોન્ડ, પજાબનો માર્શલલો, અને શેરસટ્ટાની દગલબાજીનાં બણગાં।

"બા! ત્યારે એ સઘળો દોષ પુરૂષોનો ન કહેવાય?"

"અલબત! પુરૂષોની નબળાઇથી, સ્ત્રી અને બાળ પ્રજાને વેઠવાનુંજ છે, તો પણ ઇશ્વરને ત્યાં અન્યાય નથી. કુદરતની ગેબી લાકડીનો અવાજ નથી. એ કિરતારની કળા ન્યારી છે! કોણે ધાર્યું હતું, કે બ્રિટીશ સલ્તનત સામે અફઘાન બકરૂ એમ બોલે, કે "મિત્ર રાજ્યોને મળેલી મદદથી જરમન શત્રુને હફાવ્યો, તેમ હીન્દને હંફાવાને, અફઘાનને પણ કોઇ મિત્ર મળશે?" આ ભયકર સુચના, આ કાળની લડાઇએ સુચવ્યુ છે, દીકરી! વખત ભયકર છે. વિશ્વાસ, અને ધર્મ ઉપર શ્રદ્ધા રહી નથી. સ્વાર્થ ખાતર, ભાઇ જેવો ભાઇ ભૂડું કરે છે! બાપ-દીકરાને ઠગે છે, ને દીકરો, અનાથ માતા તથા

ગુદ-સ્ત્રીને છેનરીને સ્વચ્છંદે ન્હવરાવે છે, પ્રભુ જેમ રાખે, તેમ રહેવુ, પણ આ વાતનો મંત્ર ગોખી રાખજે, કે સત્યે ધર્મે જય છે. કષ્ટ વિના સુખ મળતુજ નથી. બાઇ કહે કોઇ બોર નથી આપતુ ભલે, પણ દરેક વાતની હદ હોય છે, તેમ સત્તા, જુલ્મ, અને અન્યાયનીયે હદ હોય છે. અમુક હદ સુધી પુણ્યનો થર જામેલા હોય, ત્યાં સુધી કસાઇને ત્યાં પણ અમલનો દંડ ઉભો રહે છે, પછી સત્યવાદી હરિશ્ચન્દ્રને પણ અન્યાયના પાયપર દુ:ખના ડુંગરો ચડવા પડયા—આખરે ઇન્સાફ તો મળ્યો, માટે

સંકટ જો પડ જાય, ધિરજમે સહના;
જીસ બીદ રાખે રામ, સદા વોહી બીદ રહના;

ભારતના વિદ્વાનોનો આ જડમંત્ર, સત્યાગ્રહતા, એકાગ્રહતા, વિશ્વાસ અને ધર્મની સિધ્ધત્તા છે, તેમાં સુખ અને સંતોષ છે.

"એ વાત તો ખરી બા, પણ નીતિ, ધર્મ, અને ટેક રાખ્યા છતા, પ્રભુ કાં દુ:ખ આપતો હશે ?"

"હજી ના સમજી, દીકરી ! જનક રાજા જેવો વિદેહી રાજન, તેને પણ એક પ્રસંગ એવો આવેલો કે પુણ્ય થર ઓછો થતા—વિભ્રમણામાં ભટકવુ પડેલુ, વિક્રમ અને યુધિષ્ટિરનીયે એ દશા થઇ હતી, એ કર્મનાં ફળ બેટા !

"શ્રીયુત ગાંધીજીએ આરંભેલી અસહકારની ચળવળનુ પરિણામ કેવું આવશે, તે આજે કહી શકાય તેમ નથી. ગમે તેવો ભવિષ્યવેત્તા કહી શકે તેમ નથી. આજે તો ભરતીનાં પાણી જોસમાં ચડે તેમ અસહકારની ભરતી લોકોમાં ચાલુજ છે. કદાચ એમ કહીએ તો ચાલી શકે કે ચોમાસામાં રેલના પાણીનો પ્રવાહ વિશાળ સમુદ્રમાં મુક્તિ પામવા માટે જેમ આગળ વધતાં જોસ પકડે છે, તેમ અસહકારરૂપી રેલનો જોસ વધતોજ જાય છે. આપણી જાણ પ્રમાણે હિન્દની રાજદ્વારી

ચળવળમાં અસહકારની ચળવળે લોકોનાં હૃદયમાં સ્વરાજ્ય માટે જેટલી રેલછેલ કરી છે તેટલી કોઇપણ ચળવળે કરેલી જણાઇ નથી. શ્રીયુત ગાંધીજીએ અસહકારનો જે પ્રવાહ છોડી મેલ્યો છે તે એટલો ભારે છે કે જુના નાયકો તેની આગળ ટકી શકતા નથી, એ પ્રવાહની સાથે તરી શકતા નથી, અને પ્રવાહ અટકાવવા જતાં ભરૂચમાં અને મોરાદાબાદમાં બન્યુ તેમ ડુબી જાય છે. લોર્ડ ચેમ્સફોર્ડે એ અસહકારની ચળવળને અત્યંત મૂર્ખ હાસ્યાસ્પદ ઠરાવવા ધારી હતી. બીજાઓ કહેતા હતા કે એ તો સ્વયં મરણશરણ થઇ જશે. કોઇએ કહ્યુ કે એ તો ખાલી ધૂમાડો છે ખાસ કોન્ગ્રેસની વિષયનિર્ણાયક પંચમા શ્રીયુત ગાંધીજીના પક્ષમાં અલ્પ બહુમતી હતી કોન્ગ્રેસની બેઠકમાં તેમના પક્ષમાં બહુમતી વિશેષ જણાઇ, જો કે એ બહુમતીને ખોટી ઠરાવા માટે ઘણી તદબીરો કરવામા આવી. અમદાવાદમાં મળેલી રાજકીય પરિષદમાં શ્રીયુત ગાંધીજીએ ધાર્યુ કર્યુ હતું. મોરાદાબાદની પરિષદમાં ડઝનેક વિરોધીઓ જણાયા હતા. મીસીસ બેસન્ટ તો કહે છે કે શ્રીયુત ગાંધીજી સામે નાગપુરની કોંન્ગ્રેસમાં જવુ નકામુ છે. અસહકારની રેલ એટલી ભારે થઇ છે કે વર્તમાન પત્રોમા પણ બીજુ કઇ જણાતુ નથી. ચોરે, ચૌટે, ગામે, વાટેઘાટે, સ્ટેશને જ્યા જાઓ ત્યા અસહકારનીજ વાત ચાલે છે. સમજો યા ન સમજો, પક્ષપાતી હો યા વિરોધી હો, પણ શ્રીયુત ગાંધીજીએ લગભગ આખા હિન્દને અસહકારમય બનાવ્યું છે, એમા તો જરા પણ શક નથી. શ્રીયુત ગાંધીજી એક બાજુએ જો કે તોફાન મસ્તીથી દૂર રહેવા માટે મનોવૃત્તિના વ્યાપારનો સંયમ કરવાનો ઉપદેશ કરે છે, તોપણ બીજી બાજુએ શ્રીયુત ગાંધીજીએ વિદ્યાર્થી વૃંદને એવુ હલમલાવી નાંખ્યું છે કે દરેક જણ આંખો ચોળીચોળીને જુએ છે અને વિચારે છે કે હવે શુ નવું આવશે?

શા કારણે શ્રીયુત ગાંધીજી સમગ્ર હિંદ આટલું હલાવી શક્યા છે? શ્રીયુત ગાંધીજીના પક્ષમા હોય તેજ દેશભક્ત હોઇ શકે, તેનામાજ

હિમ્મત અને ઔદાર્ય હોઇ શકે, શ્રીયુત ગાંધીજી સિવાય બીજાનામાં વિચાર કરવાની શકિત હોઇજ ન શકે, એવું સર્વે માનતા નથી. “બહુરત્ના વસુધરા” કથન અસત્ય નથી. પણ આજે તો શ્રીયુત ગાંધીજીની અસહકારની ઘટનાએ સર્વ લોકોના હૃદયમાં ઘર કર્યુ છે. લોકો એ ભાવનામય થઇ જાય અને તદાકાર બની તે પ્રમાણે વર્તે તો પણ નવાઇ નથી. એજ બતાવે છે કે અંતરની શ્રદ્ધા આગળ બુદ્ધિને નમવુ પડે છે. હજારો ન્યાયપૂર્ણ અને બુદ્ધિયુકત દલીલો જે કાર્ય કરી નથી શકતી તે કાર્ય શ્રધ્ધા, આસ્થા, વિશ્વાસ, પ્રેરણા કરાવે છે. આથી એમ સમજવાનુ નથી કે શ્રીયુત ગાંધીજી લોકોની અંધશ્રધ્ધાનો લાભ લે છે. તેઓ તો દલીલો કરે છે અને અંતે કહે છે કે વિચાર કરી, આંખો અને અંતર ખુલ્લા રાખી કરવું હોય તે કરજો. લોકોમાં જો શ્રીયુત ગાંધીજીના પર કોઇએ પણ વિશ્વાસ વધારાવ્યો હોય તો તે રાજ્યના વહીવટદારો પોતેજ છે. શ્રીયુત ગાંધીજીએ હિમ્મતથી પ્રમાણિકતાથી જે સાચું હતું તે યુકિતપૂર્વક સાફ સાફ કહી નાખ્યુ અને વહીવટદારો તે ખોટું છે એમ કહી શકવાની સ્થિતિમા નથી. લોકપક્ષમાં પણ શ્રીયુત ગાંધીજીના વિરોધી એમ કહી શકતા નથી કે ગાંધીજી ખોટુ કહે છે માત્ર તેઓ ચાલુ કાયદાનો અને રાજ્યના બંધારણનો ડર બતાવે છે. શ્રીયુત ગાંધીજીની વાણીમાં જે શકિત આવી છે તેનું કારણજ આ છે. કડવી ગોળી વહીવટદારોને બળજોરીથી ગળાવવાની શ્રીયુત ગાંધીજીની હિમ્મત ભારે છે. શ્રીયુત ગાંધીજીની હિમ્મત એટલી બધી છે કે વહીવટદારોને જે સાચુ છે તે કહી નાંખવા માટે તેઓ કેદમાં જવાને પણ ના પાડતા નથી. પોતાનાં સુખદુઃખનો તેઓ વિચાર કરતા નથી, પોતાના પગપર પણ કુહાડી મારવાની તત્પરતાએજ તેમને બળ આપ્યુ છે. એ શ્રીયુત ગાંધીજીની સત્તાનો નાશ ડાહી ડાહી વાતોથી, કે ચંદાવરકર, વાચ્છા કે બેનરજી જેવા ભૂતકાળના આગેવાનોનાં નામ માત્ર ઉચ્ચાર્યાથી, કે મોટા

સત્તાધીશોના નામ કે રાજભક્તોના દર્શનથી, કે સાધ્ય સ્વીકારી માગ-નોજ ભેદ છે એટલુ કહ્યાથી, કે ભરૂચમાં સભાસ્થાન આગળ પોલીસની શસ્ત્ર સજ્જત ટુકડી ઉભી રાખ્યાથી પણ થઇ શકે તેમ નથી. શ્રીયુત ગાંધીજીની સત્તાનો નાશ તો તેની જેમ સત્યાગ્રહથીજ કરી શકાય પરશુરામની સત્તાનો નાશ રામ જેવાથીજ થઇ શકયો હતો.

શ્રીયુત ગાધીજીની સત્તાનું બળ એટલુ છે કે, પજાબના શીખ લોકો જેઓ બ્રિટીશ સૈન્યના હીરા છે, તેઓની પણ જે એક સભા અમૃતસરમાં મળી તેમાં ઠરાવ થયો છે કે મેસોપોટેમિયામાં જવા માટે લશ્કરની ભરતીમાં કોઇએ દાખલ થવુ નહિં. શીખોની સભામા પણ અસહકારની વિરૂધ્ધમાં ગણ્યા ગાઠયાજ ! શ્રીયુત ગાધીજીની અસહકારની લડતમા લશ્કરની નોકરીનો પરિત્યાગ અથવા લશ્કરમાં દાખલ થવાનો ઉપદેશ એ છેલ્લુ પગથિયુ હતુ, પણ એ પગથિયે પણ રેલનાં પાણી ચઢયાં છે. પજાબની સરકારને કેટલાક જીલ્લાઓમાં, સભાબધીનો કાયદો અમલમા મેલવો પડયો છે. ભરૂચમા જીલ્લા માજીસ્ટ્રેટને જીલ્લા પોલીસનો કાયદો અમલમાં મેલવો પડયો છે. પણ શ્રીયુત ગાધીજીની પ્રવૃત્તિ આટલેથીજ અટકી છે એમ નથી ખુદ હિદીઓની કોંગ્રેસમાં. પણ મોટી હલામણ થઇ રહી છે. શ્રીયુત ગાધીજીના અસહકારના ખપ્પરમાં હિદી કોંગ્રેસનુ બધારણ પણ સપડાયુ છે. વિરોધીઓએ કોંગ્રેસમાં અસહકારનો ઠરાવ પસાર થયો તેની સામા ફરિયાદ કરી કે કોંગ્રેસનુ બંધારણ એવું છે કે જેથી લોકમતનો વાસ્તવ પડઘો પડી શકતો નથી. બીજુ કોંગ્રેસે બ્રિટીશ રાજ્ય સાથનો સબધ, અગત્યનો માન્યો છે; વળી કોંગ્રેસમાં ચાલુ રાજબધારણને અનુસરીને કાયદાને અનુસરી ચળવળ કરવાનું સૂચવાયું છે તો શ્રીયુત ગાંધીજીએ તરતજ કહી નાખ્યું કે જો કોંગ્રેસની ચળવળનો મૂળ ધર્મ અન્યાયી અને બેવચની સરકાર સામેના અસહકારની આરે આવનો હશે તો કોંગ્રેસનો ધર્મ પણ બદલાશે અને

એ ધર્મ બદલવાની તૈયારીઓ પણ ચાલી રહી છે. એટલુંજ નહિ, પણ બીજા પણ ફેરફારો કરવાની તૈયારીઓ થઇ રહી છે. લોકમત ફેરફાર સ્વીકારવાને તૈયાર છે કે નહિ તે સિધ્ધ કરવાને શ્રીયુત ગાંધીજીએ હોમરૂલ લીગના પ્રમુખ થતાં વાર લીગનુ નામ ફેરવાવ્યુ એટલુંજ નહિ પણ તેનો ધર્મ પણ બદલાવ્યો છે.

શ્રીયુત ગાંધીજીએ કોઇ પણ વાત અંધારામાં રાખી નથી. તે તો ચોખ્ખું કહે છે કે હાલની સરકાર પાપી સરકાર છે, અન્યાયી સરકાર છે, બેવચની સરકાર છે, અને તે સરકારને જડ કરી નાંખ્યા વિના હિન્દનો રાજદ્વારી રોગ સુધરે તેમ નથી. શ્રીયુત ગાંધીજી એટલે સુધી કહે છે કે એમ કરવામાં બ્રિટીશ રાજ્ય સાથેનો સંબંધ તોડવો પડે તો તે હું તોડીશ, ન્યાયી વહીવટ મેળવવા માટે જો કોઇ ભોગ આપવા પડે તો તે હું આપીશ. તે કહે છે કે સુખમા રહીને લાભ મળતા નથી. પરસેવો ઉતાર્યાથી, ભોગો આપ્યાથીજ હાલની જુરોકાસી નમશે અને લોકોના હાથમાંથી ગયેલી સત્તા પાછી મળશે. તે કહે છે કે કયા દેશમા વહીવટ-દારોએ લોકો પાસેથી ભોગ લીધા વિના લાભો આપ્યા છે? બર્ક કહે છે કે જે પક્ષ અમુક હદે ગયા પછી સામે થવાનુ ચાલુ રાખવાને બદલે નમી જવાના નિયમે ચાલે છે તે પક્ષ પર, જે પક્ષ પોતાના હેતુઓનો ત્યાગ કરવા કરતાં પોતાનુ અસ્તિત્વ જોખમમા નાખવાના નિશ્ચયથી ડગનો નથી તે પક્ષને હમેશાં ઘણો લાભ રહે છે. માણુસ તરીકે આ વાત કોઇને પણ સ્પષ્ટ થશે કે જે ટોળી પોતાની સગવડ અને સુખનો ભોગ આપવો પડે તેટલી હદે સાચી થતી નથી તે પક્ષને પોતાના અસ્તિત્વનો ભોગ આપી શકાય તેટલી હદે પ્રયત્ન કરનારા લોકો હમેશા નમાવે છે. હમણાંનો પ્રસગ શ્રીયુત ગાંધીજી કહે છે કે ભોગ આપવા જેવોજ છે. અન્યાય વહીવટદારોએ કર્યો છે અને વહીવટદારોએ લોકોને આહ્વાન કર્યું છે કે તમારાથી થાય તે કરી લો. લોકોએ શું કરવુ? અન્યાય ચલાવી

સેવે, કે ન્યાયને માટે ભોગો આપતા પાછા ન હઠવું; પણ જરૂર પડે તો જે સગવડો તત્કાલમાં હોય તેમની પણ આહુતિ આપી દેવી. હાલનો પ્રસંગ ન્યાય મેળવવાના હેતુએ સર્વ રીતે લડવા જેવો નથી એમ કોણ કહેશે? આના કરતાં વધારે કયા ગંભીર અન્યાય માટે લડાશે? કયો દેશાભિમાની પછી તે વાચ્છા હો, ચંદાવરકર હો, બેનરજી હો, પટેલ હો, કોઇપણ હો તે એમ કહી શકશે કે શ્રીયુત ગાંધીજીની વાત ખોટી છે? કયો હિન્દી કહેશે કે જે અન્યાય લોકોને થયો છે, લોકમતનો જે તિરસ્કાર થયો છે તે પ્રસંગ ગંભીર નથી? રાજ્યે જાણવું જરૂરનું છે કે હાલના પ્રસંગે જો તે કોઇ પણ ખોટાં પગલાં ન્યાય માટેની લડતને દાબી દેવાને ભરશે તો તેથી રાજ્યનીજ સ્થિરતા અને શાન્તિ અને લોકોના વિશ્વાસમાં ખામીઓ વધશે. કહે છે કે હાલમાં લોકો વહીવટદારો સાથે લડવા જેટલી સમાન સ્થિતિ પ્રાપ્ત કરી શકયા નથી. જો સમાન સ્થિતિ મળી નથી તો શ્રીયુત ગાંધીજી કહેશે કે બેસી રહ્યાથી લાભ નથી, વહીવટદારો સામે લડવા જેવી સ્થિતિ પ્રાપ્ત કરો. શા માટે તે સ્થિતિ લોકોને હજી મળી નથી? સુખ, સગવડ, ભોગ આપવાની અનિચ્છા, વ્યવહારકુશળતા અથવા તો ડરકુપણું, પોતાના પગપર કુહાડી મારવાની તૈયારીમાં ખામી સિવાય બીજાં કોઇ કારણો છે? શ્રીયુત ગાંધીજીની અસહકારની રેલમાં કોઇ પણ વિરોધ ટકી શકયો નથી. તેમની વાણી તરવારનું કામ કરી રહી છે. તેમની નિઃસ્વાર્થતા વહીવટદારોને ગુંચવાવે છે. તેમનાં ખંત, સાહસ, ધીરજ; હિમ્મત, નિડરતા એ તેમનાં રક્ષક શસ્ત્રો છે. કોઇ પણ વસ્તુ અધખારણે ન કરવાની નીતિ એ તેમનું બખ્તર છે. આ પ્રમાણે શસ્ત્ર-બધ્ધ થયેલો વીર ધસે છે. લોકો તેને એકસરખો મનને અંકુશમાં રાખી દૃઢતાથી ટેકો આપે એજ લોકોનો ખરો ધર્મ છે. જલપ્રવાહમાં ધસતા આ વીરની સાથે ચાલવામાં ખુરોકાસીની સામે મુક્તિ છે એમાં નો શક નથી. (સ. ૩૧–૧૦–૨૦)

"ત્યારે પૂર્વકર્મ, એજ પુનર્જન્મ?"

"દીકરી! તું બાળક છું. બહુ ઉંડાણમાં ઉતરવાની હાલ જરૂર નથી, પણ જો તું નિવૃત્તીયે, લો. મા. તિલકની ગીતાનુ ગુજરાતી ભાષાન્તર વાંચીશ, તો કર્મફળનો મહિમા તને સમજાશે. એ ઉપરાંત કેટલાંક ભાષ્ય, અને ઉપનિષદો, આપણા શાસ્ત્રી કનેથી મગાવીને વાચીશ, તો જાણી શકાશે. હાલ તો ત્હારે ત્હારા પ્રાથમિક સસાર પ્રત્યે જોવાનું છે. આપણા પુસ્તકાલયમાં "સતી ગીતા' નુ પુસ્તક છે, તે લાવ અને તું વાંચી સભળાવ, કે મને પણ તાજી યાદ આવે! પછી વળી મહાત્મા 'સ્વદેશી' આવશે, તો અધુરૂં રહેશે." "વારૂ. માજી! લ્હો, લાવું, ને વાંચી સભળાવું!" વસુ, પુસ્તકાલયમાંથી તે ન્હાનો ગ્રથ લઇ આવી, ને મધુરીતે સંભળાવા લાગી."

"પાંડવો જુગારમાં હારી જવાથી રાજ્યપાટ તજી દઇ દ્વૈતવનમાં જઇને રહ્યા હતા. અને ત્યા ઋષિ મુનિઓની સાથે ધાર્મિક તથા આર્થિક વિચારો કરવામા અને ધર્મકૃત્યો કરવામા કાળ ગાળતા હતા. રાણી દ્રૌપદી પણ વનવાસમા સાથેજ હતા, તે ઘણાંજ વિદુષી, વ્યવહારકુશળ અને અને ધી-બુદ્ધિનાં હતાં, વનવાસ માટે નિકળતી વખતે કુંતાજીએ દ્રૌપદીને પાડવોની ભલામણ કરતાં કહ્યું હતુ કે; વહુ દીકરા! તમે મહાન્ રાજકુમારી છો, તમે તમારા પિતાને ઘેર ધાર્મિક તથા અર્થશાસ્ત્રની ઉત્તમ કેળવણી લીધી છે; વ્યવહાર કુશળતામાં તમે અનેક વાર પરીક્ષાઓ આપી છે, પાડવોના ઘરની તમે લક્ષ્મી છો; તમારા ઉપર પાંડવોની પ્રતિષ્ઠાનો આધાર છે, એને મારા આ પાંચ પુત્રોની સંભાળ લેવી, એ હવે તમારા હાથમાં સોંપવામાં આવે છે, અને હું તમારા જેવી વિદુષી અને વ્યવહારકુશળ વહુ મેળવવા માટે તથા તમે ઘરનો સર્વ વ્યવહાર ઉપાડી લીધેલો હોવાથી નિશ્ચિત થઇ છું, અરણ્યમા મહાન્ દુઃખો સ્વાભાવિક રીતેજ વેઠવાં

પડે છે. તે દુઃખોની સામે ઉભાં રહીને મારા કુમારોનું તથા તમારી પોતાની જાતનુ રક્ષણ કરવુ આ તમારા પોતાના હાથમાં છે અને તમે તે કાર્ય ઘણીજ બહાદુરીથી બજાવશો આવી મને ખાત્રી છે. આવાં પોતાની સાસુના વચનોને તેઓ મત્રની પેઠે રાત દિવસ ગોખ્યા કરતાં હતાં અને વનવાસમાં રાત દિવસ પાંડવોને ધાર્મિક તથા આર્થિક એમ દરેક કાર્યમાં તનથી તથા મનથી સહાયતા કરતાં હતાં. આવ્યા ગયા ઋષિ મુનિઓની સેવામાં હાજર રહેતાં, તેમજ મળવા માટે અને આશ્વાસન આપવા માટે આવતા સગાસંબધીઓનો પણ બહુજ આદર સત્કાર કરતાં હતા. મળવા આવનારાંઓ પણ દ્રૌપદીની પ્રત્યેક કાર્યમાં કુશળતા જોઇને તથા વિવેક જોઇને છકક થઇ જતા હતા, પાંડવો પણ પોતાને પડેલા સકટના સમયમા પોતાના સુખોનો વિચાર નહિ કરીને રાત દિવસ પોતાની સેવામાં પરાયણ રહેતાં દ્રૌપદીની કાર્ય કરવાની પદ્ધતિને તથા તેની સહિષ્ણુતાને જોઇને આશ્ચર્યચકિત અને વશ થઇ ગયા હતા પાંડવોનુ કોઇ પણ કાર્ય એવુ ન હતુ કે જેમાં દ્રૌપદીની સામેલગિરી ન હોય. પ્રત્યેક બાબતમાં તેઓ દ્રૌપદીનીજ સલાહ લેતા હતા. દ્રૌપદી પણ ગૃહનાં દરેક કાર્યમાં કુશળ હતા; એટલુંજ નહિ પરંતુ તેમણે અર્થશાસ્ત્રનો ખાસ અભ્યાસ કર્યો હતો. ઘરના કામકાજથી પરવાર્યા પછી તે યુધિષ્ઠિરની સાથે નીતિધાસ્ત્ર ઉપર વાદવિવાદ ચલાવતાં હતાં, તે વખતે યુધિષ્ઠિર નીતિશાસ્ત્રમા ધર્મને વારવાર આગળ લાવીને વાત કરતા હતા. તેની નીતિ ઘણીજ ધર્મ્યા હતી, ત્યારે દ્રૌપદી રાજનીતિ અને ધર્મની વચ્ચે તફાવત બનાવતાં, તે વિષે વિદ્વત્તાભરી તકરારો થતી હતી, અને ગયેલું રાજ્યતત્ર પાછું કેમ મેળવવું, તેને માટે કેવા સાધનો જોઇએ; રાજ્ય ગુમાવવામાં કેવી રીતે ભૂલ થઇ છે વગેરે વિષયો ઉપર તકરારો ચાલતી અને છેવટે દ્રૌપદી યુધિષ્ઠિરનાં ધર્મપ્રધાન વર્તનને માન આપતાં હતા. પાંડવો આવી

એક ગૃહકાર્ય ઉપરાંત ધાર્મિક અને આર્થિક વિષયોમા મહાન્ વિદુષી પટરાણી મેળવવામાટે પોતાને ભાગ્યશાળી માનતા હતા, અને તેને દરેક કાર્યમાં માન આપતા હતા. છતાં તે માનથી દ્રૌપદી છકી ગયાં ન હતાં. પોતે એક રાજાની પુત્રી હતા, મોટા લાડમા ઉછરેલા હતાં, પિતા તરફથી તેને વિદ્યા અને કળાની કેળવણી આપવામા આવી હતી છતાં તેનામા અભિમાનનો લેશ અંશ ન હતો, ઘરના પ્રત્યેક કાર્યો જાતેજ કરતાં હતાં, અથવા તો ઉપરી તરિકે દેખરેખ રાખતાં હતાં તેથી રાજમહેલના દરએક કાર્ય યથાર્થ રીતે સુસંપન્ન થતા હતાં અને પાડવો પણ તેમના આધીન થઇ ગયા હતા.

પાંડવો વનમાં ગયા પછી શ્રીકૃષ્ણને તેઓને મળવાની ઇચ્છા હતી. તેથી તેઓ એક વખતે સત્યભામાને સાથે લઇને દ્વૈવનમા જ્યાં પાડવો વસતા હતા ત્યાં ગયા. યુધિષ્ઠિરે પોતાના મામાના પુત્ર શ્રીકૃષ્ણને ઘણાજ-આદરથી માનપાન આપીને બેસાડયા, અને દ્રૌપદી સત્યભામાને ઘણાજ હેતથી મળ્યા, પરસ્પર કુટુબના કુશળ પ્રશ્નો પૂછાયા, સાઇમાઇ થયા, તે પછી ભોજનાદિક ગયા અને સૌ વિશ્રાંતિ લેવા લાગ્યાં: પુરૂષવર્ગમા શ્રીકૃષ્ણ પાંચ પાડવો અને ઋષિ મુનિઓ લૌકિક વાતોમાં વળગ્યા; અને દ્રૌપદી પણ સત્યભામાને એક પર્ણકુટીમાં લઇ જઇને વાતો કરવા લાગ્યા; અને દ્રૌપદીના જેવી ભણેલી ન હતી, તેથીજ તે સસારના કામ, ક્રોધ, લોભ અને મોહને વશ હતી; શ્રીકૃષ્ણ બીજી રાણીઓના કરતાં તેને વિશેષ માન આપતા હતા છતાં તેને તે માન ઓછું પડતુ હતુ.

ઉચ્ચ વિચારોથી તેની બુદ્ધિ સસ્કૃતા ન હતી, તેથી તે પોતાને મળેલા અનુપમ સુખને પણ તુચ્છ ગણતાં હતાં, અને બીજાઓની પાસેથી મિથ્યા માન મેળવવા માટે વલખા મારતાં હતા, સત્યભામા અને દ્રૌપદીની વચ્ચે વાતો નિકળતા, દ્રૌપદી બોલ્યા "ભાભીજી! તમે ઘણાંજ-

ભાગ્યશાળી છો, મારા દીયર તમને એક ક્ષણ વિખૂટા પડવા દેતા નથી. કેટલો બધો સ્નેહ!!

સત્યભામા—એ બધું જોવા જેવું છે! અમારી સ્થિતિ ઘણીજ કઢંગી છે. સોકયોની વચ્ચે રહીને પતિનો પ્રેમ જાળવી રાખવો એ કામ કામ સહેલું નથી. તમારા દીયર જેવા બહારથી દેખાય છે તેના કરતાં અંદરથી જુદાજ છે.

દ્રૌપદી—હૈયાના હારની પેઠે સાથેજ ફેરવે છે છતાં તમારા મનમાં તેને માટે જરાએ ગુણ વસતો નથી તો પછી તમને શાની ઉપમા આપવી?

સત્યભામા ત્યારેજ તો મને પરિજાતકને માટે રખડાવી મારી હતી એ વાત કયા તમારાથી અજાણી છે? કાનજી બડા કપટી છે. જેને માટે ગોપીઓ પ્રાણ પાથરતી તેઓનો પણ તે ત્યાગ કરીને મથુરામાં આવ્યા છે. તેનો તે વળી વિશ્વાસ શો?

દ્રૌપદી—મારા દીયરજીને માટે આવું બોલો એ મારાથી સહન થતું નથી. જેવાં તમે છો તેવું જગતને જુવો છો. શ્રીકૃષ્ણના જેવા એક પરમાત્માને પરણ્યા છો, અને તેઓ તમારા મનના બધા કોડ પુરે છે, છતાં હજી તમને સંતોષ નથી, એ આશ્ચર્યની વાર્તા છે.

સત્યભામા—અમારા અંતરની વાત તમે જાણતા નથી. તમે બડા વશીકરણ જાણકાર છો, ને તેથી તમે તમારા પતિઓને વશ કર્યા છે તેથી તેઓ આઠે પહોર તમારી હાજરીમાં જ રહે છે અને તમને હથેળીમાં રમાડે છે. હું તો ભાળીભોળી છું. મને તેવું કંઇ આવડતું નથી; જ્યારે મારે તમારી સાથે આટલી વાતચિત થઇ ત્યારે હવે આજ મારે તમારી આગળ પડદો ખુલ્લો કરીને કહેવું પડે છે કે, મારી સોકયો બડી જબરદસ્ત છે, અને તેઓએ શ્રીકૃષ્ણને વશ કરવામાટે અનેક પ્રયત્નો કર્યા છે અને કરે

છે, માટે હું તમને પતિને વશ કરવાનો મંત્ર પૂછું છું. તમે તમારા શૂરવીર, અને લોકપાલ સમાન પતિઓને ક્યા મંત્રથી, તંત્રથી કે ઔષધથી વશ કર્યાં છે? શું તમારી પાસે કોઇ એવા મંત્ર, તંત્ર, કે ઔષધિનું બળ છે, કે જેથી પાંડવો તમનેજ દેખે છે. મેં જ્યારથી તમારા આશ્રમમાં પગ મૂક્યો છે ત્યારથી દરએક કામમાં તમારી જ સલાહને તમારી જ આગેવાની! આનું શું કારણ? આવડું બધું વશીકરણ ક્યા મંત્રથી અથવા તો તંત્રથી કર્યું છે તે મને બતાવો એટલે હું પણ તમારા દીયરને વશ કરૂં;

આટલું કહીને યશસ્વિની સત્યભામા બોલતાં બંધ થયાં એટલે પતિવ્રતા ભાગ્યશાળી દ્રૌપદી સત્યભામા તરફ ફરીને બોલ્યા—બેહેન! તમે આ શું પૂછો છો? હું ધારતી હતી કે શ્રીકૃષ્ણના સહવાસમાં આવવાથી તમારો સ્વભાવ બદલાયો હશે, પરંતુ હજી સુધી તમારી બુદ્ધિમાં જરાપણ ફેરફાર થયો નથી, તમારા વિચાર એક બચ્ચાના જેવા, તુચ્છતા ભરેલા છે. આટલું બધું માન શ્રીકૃષ્ણ આપે છે છતા પણ સંતોષ નહિ; એનું નામ મૂર્ખાઇ નહિ તો બીજું શું? શ્રીકૃષ્ણની પટ્ટરાણી થઇને આવી વશીકરણની વાત પૂછતાં તમને લજ્જા આવતી નથી? આવા પ્રશ્નો પૂછવા શ્રીકૃષ્ણની પટ્ટરાણીને ઉચિત નથી મંત્ર તંત્રથી વશીકરણના પ્રયોગો કરનારી સ્ત્રી એક સ્ત્રી નથી પરંતુ ઘરમા રહેનારી એક છુપી નાગેણ છે. તેવી સ્ત્રીના તરફથી તેના પતિનો જીવ નિત્ય જોખમમાં રહે છે. શત્રુઓ પણ પતિને વશ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીઓદ્વારા ભયંકર વિષો આપીને તથા ભયંકર ઔષધો આપીને તેના પતિનો નાશ કરે છે. કેટલીએક પતિનું સુખ શોધનારી સ્ત્રીઓએ પતિને વશ કરવા જતાં પતિઓને મારી નાખ્યા છે. કેટલીએક દુરાચારિણી સ્ત્રીઓએ પોતાના પતિઓને જલોદરના રોગી બનાવ્યા છે, કેટલાએકને કોઢિયા કર્યાં છે, કેટલાએકને નપુંસક બનાવ્યા

છે, કેટલાએકને ગાંડા બનાવ્યા છે, કેટલાએકને આંધળા બનાવ્યા છે, કેટલાએકને બહેરા બનાવ્યા છે, આ સર્વ પરિણામ વશીકરણને માટે વળખા મારનારી મૂર્ખ સ્ત્રીઓના પ્રતાપથીજ થયેલા છે. પોતાના પતિનું અશુભ કરવુ આ કુલીન સ્ત્રીઓનુ કર્તવ્ય નથી.

આ પ્રમાણે બન્ને વચ્ચે વાર્તાલાપમા અર્ધ રાત્રિ વીતિ ગઇ, એટલે બન્ને જણી નિદ્રાવશ થઇ ગઇ.

બીજે દિવસે પ્રભાતમાં દ્રૌપદી વહેલાં ઉઠી, પોતાના પતિઓને માટે સ્નાન, દેવપૂજા, ભોજન, વગેરેની જાતેજ ગોઠવણ કરવા લાગ્યાં. સત્યભામાએ પણ તેને કામમા મદદ કરવાનુ કહ્યુ પરતુ તે એક પરોણા તરિકે હતા તેથી દ્રૌપદીએ તેને વિવેક કર્યો કે તમે અમારાં મીજમાન છો, અને થાકયા પાકયા છો, માટે જરા વિશ્રાંતિ લો; છતા સત્યભામાને એમ બેસી રહેવુ તે અવિવેક જણાયો; અને તેણે પણ કામકાજમા મદદ કરવા માંડી: બન્ને જણીઓ કામકાજથી પરવારીને પાછી વાતચિતમાં ગુથાઇ, અને પાછી આગલા દિવસની વાત નિકળી; દ્રૌપદીએ સત્યભામાને કહ્યું કે, ભાભીજી ! તમે મારા દીયરનાં ઘણુંજ માનીતા છો, તેણે તમને મોહોડે ચઢાવ્યાં છે, તેથી તમે હમેશાં શણગારી અણગારી ફુલફટાક થઇને ફર્યા કરો છો, પરતુ એમા તમારી મોટાઇ નથી. તમારે તમારાં સ્ત્રી જાતિના કર્તવ્યો પ્રથમ સમજવાં જોઇએ અને તેનો જાતે ઉપયોગ કરવો જોઇએ. બીજાઓની સેવા કરવી એનું નામ વશીકરણ છે. મત્ર, તત્ર અને ઔષધો વશીકરણ નથી. જેણે કામ કર્યુ તેણે કામણ કર્યુ. એ કહેવત ખરી છે. હુ મારા ઘરમાં કેવી રીતે કામકાજ કરૂં છું અને પાંડવોની સાથે કેવી રીતે વર્તુ છુ તે સાંભળો કામ, ક્રોધ, લોભ, મોહ અને મદનો ત્યાગ કરીને પાંડવોની તથા તેમની સ્ત્રીઓની યથાર્થ રીતે સેવા કરૂ છું. સેવા કરવાની ઇચ્છાથીજ મે ઇર્ષાનો ત્યાગ કર્યો

છે. મનને નિયમમા રાખીને રાત દિવસ પતિઓની સેવા કર્યા કરૂ છુ. મુખમાથી હલકા વચનો બોલતી નથી, અસભ્યતાથી ઉભી રહેતી નથી તેમ બેસતી પણ નથી, જોતાં તથા બેસતા વિચાર કરૂં છુ, અસભ્યતાથી ચાલતાં પણ સંભાળ રાખુ છુ, સામા મનુષ્યના મનમાં ખરાબ વિચાર આવે તેવી રીતે નેત્રપાત કરીને પરપુરુષોને જોતી પણ નથી, અને મ્હારથી પાંડવોની રાત દિવસ તનથી અને મનથી સેવા કરૂ છુ. મારા પતિઓ મહાવીર છે, સૂર્ય તથા ચન્દ્રના સમાન તેજસ્વી છે, દૃષ્ટિ કરતા વેતજ બીજાઓને બાળીને ભસ્મ કરી નાખે તેવા છે, તેઓનુંજ રાત દિવસ મનન કર્યા કરૂ છુ. પરતુ દેવ, મનુષ્ય, ગધર્વ, તરુણ પુરુષ, સારી રીતે શણગારેલા શ્રીમાન્ પુરૂષોના તરફ હુ મારા મનને વાળતી નથી પરંતુ એક પતિઓના વિષેજ પરાયણ રહુ છુ. મારાં સાસુ, અને મારા પતિઓ જ્યા સૂધી સ્નાન કરતા નથી ત્યા સૂધી હુ પણ સ્નાન કરતી નથી. તેઓ જ્યાં સૂધી જમ્યા ન હોય ત્યાં સૂધી હુ પણ જમતી નથી, મારા સેવક સુદ્ધાતને ભોજન કરાવ્યા પછી હુ ભોજન કરૂ છું. મારા પ્રતિઓ જ્યારે બાહારથી ઘેર આવે છે ત્યારે હુ ઉભી થઇને હસતે મુખડે તેઓની સામે જાઉ છુ ને તેઓને માન આપું છુ, આસન આપુ છું અને જળ આપુ છુ ને તેઓની સેવામા હાજર રહુ છુ. ઘરનાં વાસણોને તથા સામાનને અત્યત સાફ રાખુ છુ. મોસમમા જુના ધાન્યને કાઢી નાખીને નવા ધાન્યોનો સગ્રહ કરૂ છુ, તેને જાતે તથા દાસીઓની પાસે ઝટકાવીને, વીણાવીને તથા સાફ કરાવીને ઘરમા ભરી રાખું છુ. સમય પ્રમાણે ભાતભાતના ભોજનો જાતે તૈયાર કરીને મારા પતિઓને તથા અતિથિ બ્રાહ્મણોને જમાડુ છુ. ઘરનાં શુ કે બાહારનાં શુ કોઇ પણ માણસની સાથે વાતચિત કરતા છણકો કરતી નથી, દુષ્ટ સ્ત્રીઓનો સહવાસ કરતી નથી, નિત્ય આળસનો ત્યાગ કરીને મારા કાર્યો કર્યા કરૂં છુ. વાતચિતમાં કારણ વિના ઉપહાસ કરતી નથી, ઘરના

બારણા ઉપર ઉભી રહીને ગયા આવ્યા મનુષ્યોને નિહાળતી નથી, ઉકરડા અને કચરો પુંજો નાખવાના સ્થાન ઉપર ઝાઝીવાર ઉભી રહેતી નથી, ઉપવનોમા ફરવા જાઉં છુ ત્યારે ત્યાં પણ નિયમ પ્રમાણે ફરીને ઝટ પાછી ઘેર આવું છુ. અત્યંત હસવાથી, અત્યંત ક્રોધ કરવાથી અને અત્યંત અપરાધો કરવાથી દૂર રહુ છુ. મને પતિ વિના એકલાં રહેવુ ગમતું નથી, મારા પતિઓ કાર્ય પ્રસંગે જ્યારે પરદેશ જાય છે ત્યારે હુ મારા શરીર ઉપર આભૂષણો અને પુષ્પોની માળાઓ પહેરતી નથી તેમ ચંદનો પણ લગાડતી નથી પરંતુ સાદા વેશમાં રહુ છુ. માત્ર સૌભાગ્યનાંજ આભરણો શરીર ઉપર ધારણ કરૂ છું અને બ્રહ્મચર્ય વ્રત પાળું છું. હે સત્યભામા! મારા પતિઓ જે પદાર્થો ખાતા નથી તે પદાર્થોને હું પણ ખાતી નથી, મારા પતિઓ જે પદાર્થનું પાન કરતા નથી તે પદાર્થનુ હુ પણ પાન કરતી નથી.

વળી સ્ત્રીઓને માટે ધર્મશાસ્ત્રમાં જે જે ધર્મો કહ્યા છે તે ધર્મોને હુ યથાર્થ રીતે પાળુ છુ. મારા ભર્તારના હિત કાર્યને માટે રાત દિવસ સાવધાન રહું છુ. પૂર્વે મારા સાસુજીએ મને પતિ અને કુટુંબીઓના તરફ કેમ વર્તવુ તે વિશે જે જે ધર્મો અને નિયમો કહ્યા હતા તે બધાનુ હુ રાત દિવસ મનન કર્યા કરૂ છુ તથા બ્રહ્મચારી, સન્યાસી વગેરેને ભિક્ષા, બળિદાન, શ્રાદ્ધ, પર્વ ઉપર કરવામા આવતા સ્થાલીપાકો, માન્ય પુરૂષોની પૂજા, સત્કાર વગેરે ધર્મોનુ પણ હું રાત દિવસ યથાશક્તિ આચરણ કર્યા કરૂં છુ. મારા શૂરવીર અને ધર્મનિષ્ઠ પતિઓ રખેને દુવાઇ જાય, અને તેઓના મનમા કલેશ થાય તેવા પ્રસંગોથી હુ દૂર રહુ છુ અને તેઓને ધાર્મિક તથા આર્થિક કાર્યોમા સહાયતા કર્યા કરૂં છુ. હુ મારા પતિઓને મારા દેવ માનુ છું ને તેઓની દેવના પ્રમાણેજ સેવા કર્યા કરૂ છુ. હુ મારા સાસુજીની મરજી વિરૂદ્ધ કોઇ પણ દિવસ વર્તતી નથી, તેમની આજ્ઞામાં રહુ છુ, તેમનાં દરએક કાર્યમાં તેમને

સહાયતા કરું છું, તેમના શરીર ઉપર જાતે તેલલો અભ્યંગ કરૂ છું. તેમને જાતે સ્નાન કરાવુ છુ, તેનાં સ્નાનને માટે ઉદ્વર્તન હુ જાતેજ બનાવુ છું, ને તેમના શરીર ઉપર ચોળુ છુ. તેમની દેવસેવા માટે પુષ્પાદિક તૈયાર કરૂ છું, ચંદન પણ ઘસીને તેમની પાસે હાજર કરૂં છું, આ રીતે રાત્રિ દિવસ ગુરૂજનોની સેવામાં હુ ગાળુ છુ. તેથી મારા પતિઓ મારા વશ રહે છે. વીર પુત્રની જનની, સત્યવાદિની આર્યા સાસુજી કુંતાજીને જાતે ભોજન કરાવુ છુ. પીવા માટે પાણી આપું છું અને વસ્ત્રાદિક પહેરાવવાની વ્યવસ્થા પણ હુ જ કરૂ છું. હુ કોઇ પણ દિવસ વસ્ત્રો, આભુષણો તથા ભોજનની બાબતમા મારા સાસુથી વિરૂદ્ધ રીતે વર્તતી નથી. પ્રત્યેક કાર્યમાં સાસુજીની સલાહ પહેલાં લઉ છું અને પછી કાર્યનો આરંભ કરૂં છુ. અમે જયારે ઇંદ્રિપ્રસ્થમા હતાં ત્યારે મારા પતિ યુધિષ્ટિર રાજાના રાજમહેલમાં નિત્ય આઠ હજાર બ્રાહ્મણો રૂપાની થાળીમાં ભોજન કરતા હતા. અને અઠયાસી હજાર સ્નાતક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોનુ યુધિષ્ઠિર પોષણ કરતા હતા. તે બ્રાહ્મણોમાંનાં એક એક બ્રાહ્મણની સેવામાં ત્રીસ ત્રીસ દાસીઓ રહેતી હતી, તેમજ ઉર્ધ્વ વીર્યવાળા દશ હજાર બ્રાહ્મચારીઓને પણ સુવર્ણના થાળોમા ઉત્તમ ભોજનો કરાવવાંમા આવતાં હતાં. આ સર્વે બ્રાહ્મણોની સેવામાં હું ઉભે પગે હાજર રહેતી હતી, અને પીરસવામાં પણ જાતે ભાગ લેતી હતી. તથા કોઇનુ પણ અપમાન ન થાય તેની ખાસ સંભાળ રાખતી હતી, વળી યુધિષ્ટિર રાજાની સેવામા દશ હજાર દાસીઓ રહેતી હતી, જે દાસીઓ ગળામાં મોતીની માળા પહેરતી, શણગારીને દેદીપ્યમાન રહેતી, શરીરે ગૌર વર્ણની હતી, શરીર ઉપર ચદનનો લેપ લગાવતી હતી. નૃત્યમા તથા ગાન વિદ્યામાં કુશળ હતી. આ સર્વે દાસીઓને ભોજન કરાવવાની તથા વસ્ત્રો અને અલંકારો આપવા વિશેની હુજ સર્વ વ્યવસ્થા કરતી હતી. કઇ દાસી કીયું કામ કરે

આવે અને તેનો અવાજ સાંભળવામા આવે કે તુરત તમારે સાવધાન થઇને તેમની સામે જવું, ઘેરમા આવે એટલે તેમને પગ ધોવાને માટે પાણી આપવું, બેસવાને માટે આસન આપવું, પીવાને માટે સ્વચ્છ જળ તથા તાંબુલ વગેરે મુખવાસ આપવો. તમારા પતિ કોઇ કાર્યને માટે દાસીને આજ્ઞા કરે તો પણ તમારે જાતે ઉઠીને તે કાર્ય કરવું. તમારા પતિ તમને કોઇ વાર્તા કહે તે વાર્તા ભલે ગુપ્ત ન હોય તો પણ તમારે તે બીજાને કહેવી નહિ પરતુ મનમાજ રાખવી. તમારા પતિના પ્રિય પુરૂષોનો સત્કાર કરવો, અને શત્રુઓના તરફ અભાવ રાખવો. પરપુરૂષોની સમક્ષમા સાવધાન રહેવુ, પોતાના અગોને બીજાઓ ન જુએ તે પ્રમાણે ઢાકી રાખવા, પુરૂષોને પોતાનુ શરીર અડે નહિ તેને માટે ખાસ સભાળ રાખવી. એકાંતમા તમારે તમારા કુમાર સાબ તથા પ્રદ્યુમ્નની સાથે પણ બેસવુ નહિ. ઉત્તમ કુળમાં જન્મેલી, પવિત્ર ચરિત્રવાળી, ધર્મનિષ્ઠ પતિવ્રતા સ્ત્રીઓનો સગ કરવો પરતુ ક્રૂર સ્વભાવની, ઉધ્ધત, ચોરી કરનારી, દ્વેષ, અને ચચળ મનની દુરાચરણી સ્ત્રીઓની સાથે મિત્રતા રાખવી નહિ. આ સ્વામી સેવાનો માર્ગ યશ આપનારો છે, સૌભાગ્ય સુખમાં વૃધ્ધિ કરનારો છે, દુર્દૈવનો નાશ કરે છે, અને સ્વાર્થસિધ્ધિનાં સાધનરૂપ છે, માટે તમે તમારા શરીર ઉપર સુદર અગરાત લગાડી, આભૂષણો અને ઉત્તમ પ્રકારની પુષ્પમાળાઓ ધારણ કરી પવિત્ર સુગધવાળા થઇને ભર્તારની સેવા કરો! આમ કહીને દ્રૌપદી ઘરના કામકાજમાં વળગ્યાં.

ઘરના કામકાજથી પરવાર્યા પછી દ્રૌપદી નિત્યના નિયમ પ્રમાણે સ્ત્રીભવનમાં જઇને વિશ્રાંતિ લેવા લાગ્યા એટલે સત્યભામા પોતાના ઓરડામાંથી દ્રૌપદીની પાસે ગયાં, અને તેને ફરીથી પતિસેવા વિષે પ્રશ્નો ઉપર પ્રશ્નો કરવા લાગ્યાં. સત્યભામા એક રાજકુમારી હતાં પોતાના પિતાને ઘેરે ઘણાજ લાડ કોડમાં ઉછર્યાં હતાં, અને

પરણીને આવ્યા પછી શ્રીકૃષ્ણ પણ તેમને પ્રસન્ન રાખવા માટે અનેક જાતના પ્રયત્નો કરતા હતા તેથી તેમને સ્ત્રીઓના કર્તવ્યનું જરા પણ જ્ઞાન ન હતુ. તે સાંસારિક સુખો ભોગવવામાંજ રાત દિવસ નિમગ્ન રહેતા હતાં અને તેને માટેજ તેની આતુરતા હતી; શ્રીકૃષ્ણ પણ તેના મનોરથોને પૂર્ણ કરીને તેની આશામાં વૃદ્ધિ કર્યા કરતા હતા. તેથી બીચારી સત્યભામાં સ્ત્રીઓના કર્તવ્યને કેમ સમજી શકે? તે તો શણગારી ચટક મટક થઇને ચાલનારાં એક રાજરાણી હતાં. પતિની સેવાનો કેટલો મોટો પ્રભાવ છે તેની તેને જરા પણ ખબર ન હતી. તેણે દ્રૌપદીને પ્રશ્ન કર્યો; ભાભીજી! પતિ સેવાને તમે આટલી બધી મહત્તા આપો છો તેનો કોઇ ઇતિહાસ તમારા જાણમાં હોય તો કહો!

દ્રૌપદી બોલ્યાં;–હા! પતિવ્રતા સ્ત્રીઓના ઘણાએ ઇતિહાસો છે. તેના જેવું સ્ત્રીઓને બીજુ એક પણ વ્રત નથી. તેનાથી સ્ત્રીઓ આ લોક અને પરલોકમાં સુખી થાય છે અને તેને અગમનિગમનું જ્ઞાન થાય છે.

પૂર્વે કૌશિક નામનો એક બ્રાહ્મણ હતો. તે વેદ તથા શાસ્ત્રમાં ઘણોજ કુશળ હતો; તપસ્વી હતો અને ધર્મશીલ હતો. તે બ્રાહ્મણ વનમાં તપ કરવાને ગયો અને ત્યા એક ઝાડની નીચે બેસીને તપ કરવા લાગ્યો. તપ કરતાં કરતા કેટલાએક વર્ષ વીતિ ગયાં. તે પછી એક વખતે તે બ્રાહ્મણ વૃક્ષની નીચે બેસીને તપ કરતો હતો તે સમયે ઝાડની શાખા ઉપર બેઠેલી એક બગલી તે બ્રાહ્મણના ઉપર ચરકી, તેથી તે બ્રાહ્મણને કોપ ચઢયો અને તેણે ઉપર જોયુ તો એક બગલીને દીઠી, એટલે તેના તરફ તીક્ષ્ણ દષ્ટિથી જોયુ કે તે બગલી બળીને ભસ્મ થઇ ગઇ અને પૃથ્વી ઉપર પડી. તે જોઇને કૌશિકને ખેદની સાથે પોતાના તપોબળને માટે કંઇક ગર્વ

પણ થયો. તે પછી તે બ્રાહ્મણ એક વખતે પાસેના એક ગામમાં ભિક્ષા માગવાને ગયો. કોઇ એક ગૃહસ્થના ઘરમાં જઇ ચઢયો, અને ભિક્ષા માગી, એટલે ઘરની ધણીયાણી વાસણ માજતી હતી તેણે કહ્યું કે, મહારાજ ! ઉભા રહો ! ભિક્ષા આપુ છું. એટલામાં તેનો પતિ ભોજન કરવાને બહારથી આવ્યો; એટલે ભિક્ષા માગવાને આવેલા બ્રાહ્મણને ભિક્ષા આપવી પડતી મૂકીને પોતાના પતિની સેવામાં તે સ્ત્રી ગુથાઇ, તેણે પતિને પગ ધોવા માટે જળ આપ્યું, બેસવાને માટે આસન આપ્યું, ભોજનના પદાર્થો પતિના મુખ આગળ ગોઠવી દીધા અને તેની સેવામાં ઉભી રહી. હે સત્યભામા ! તે સ્ત્રી પોતાના પતિને ભોજન કરાવ્યા પછીજ ભોજન કરતી હતી, અને પતિનેજ પોતાના પરમ દેવ માનતી હતી. મનથી, વાણીથી તથા કાયાથી રાત દિવસ પતિના હિતમાં પરાયણ રહેતી હતી, સદાચરણી હતી, પવિત્ર હતી, ઘરના કામકાજમાં નિપુણ હતી, પોતાના કુટુંબનુ સદાય હિત ઇચ્છતી હતીતથા પતિ, સાસુ, સસરો અને કુટુંબની સેવામાં રાત દિવસ પરાયણ રહેતી હતી.

તે સ્ત્રી પોતાના પતિની સેવા કરવામાં ગુથાઇ જવાથી ભિક્ષાને માટે આગણામાં ઉભેલા પેલા ભિક્ષુકને ભુલી ગઈ. પરંતુ તેને જ્યારે તે વાત યાદ આવી ત્યારે તે ભિક્ષા લઇને તુરત બહાર આવી એટલે તે બ્રાહ્મણ બોલ્યો બાઇ ! તે મને વૃથા આશા આપીને રોકી રાખ્યો. એ ઠીક ગણાય નહિ, તારી ઉધ્ધતાઇને માટે મને આશ્ચર્ય થાય છે. આમ બોલતા બોલતા તેની આંખો લાલચોળ થઇ ગઇ, પેલી દેવકન્યાએ તે બ્રાહ્મણને શાંત પાડીને કહ્યું, મહારાજ ! ક્ષમા કરો ! હુ મારા પતિની સેવા કરતી હતી, તેથી આપને ભુલી ગઇ ! મને ક્ષમા કરો. પેલી બ્રાહ્મણી જેમ જેમ નરમ થતી ગઇ તેમ તેમ મહારાજનો પિત્તો હાથમાંથી જતો ગયો, મહારાજ ક્રોધે ભરાઇને બોલ્યા:

गुरुकी रडी क्या हमकु नहि पीछानती हय! હા મહારાજ! આપને જાણુ છુ આપ મહાત્મા છો; सेतानकी लडकी कैसी लुच्चाई लगाती हय! देख्या है हमारा प्रभाव હા મહારાજ! આપનો પ્રભાવ હું જાણું છું. वाह तु तो बडा महात्माको डोल रखती है! अभी भस्म कर देताहू अभी भस्म कर देताहू क्या जानती है! તે પતિવ્રતા તે સિદ્ધ પુરૂપના બોલવાથી ગભરાણી નહિ પરંતુ બહાર આવીને બોલી! મહારાજ! આપની સિદ્ધાઇ આપની પાસે રાખો! હુ કઇ બગલી બગલી નથી સમજ્યા કે? એ વચનો સાંભળતાં વેતજ મહાત્મા તો ગભરાઇ ગયા, અને પ્રતિવ્રતા સ્ત્રીના તરફ જોઇને પૂછ્યુ. तु वगलीकी वातकू केसे जान सकी तोरो ज्ञान एसो कीस रीतिसे भयो? सो मुझको कहे. પતિવ્રતા બ્રાહ્મણીએ કહ્યું કે, પ્રતિવ્રતા ધર્મના પ્રભાવથી હુ તે વાત જાણવાને સમર્થ થયેલી છુ. શાસ્ત્રમા બ્રાહ્મણોને પૂજ્ય કહ્યા છે; તેઓ અગ્નિના સમાન મહાતેજસ્વી છે, તેઓ પૃથ્વીને પણ બાળીને ભસ્મ કરી નાખે તેવા સમર્થ છે, હે તપોધન! હું બ્રાહ્મણોનુ અપમાન કરતી નથી; પરતુ બ્રાહ્મણોને પૂજ્ય માનું છુ પરતુ સ્ત્રીઓને બ્રાહ્મણોના કરતાં પણ પોતાનો પતિ વિશેપ પૂજ્ય છે. અને સ્ત્રીઓએ પણ તે ધર્મનુ પાલન બીજા સવ ધર્મનો ત્યાગ કરીને કરવાની આવસ્યકતા છે. હે દ્વિજોત્તમ! હુ પ્રતિવ્રતાનો ધર્મ પાળુ છુ અને તેના પ્રભાવથીજ ક્રોધ કરીને બગલીને બાળીને ભસ્મ કરી નાખી હતી તે મારા જાણવામાં આવ્યુ છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મનુષ્યોના શરીરમાં ક્રોધરૂપી કાળો નાગ રહે છે, જે મનુષ્ય ક્રોધનો તથા મોહનો ત્યાગ કરે છે તેનેજ દેવો બ્રાહ્મણ જાણે છે. જે મનુષ્ય સત્ય ભાપણ કરે છે ગુરૂને સંતુષ્ટ કરે છે, કોઇ હણે છતાં પણ તેને હણતો નથી, તેને દેવો બ્રાહ્મણ જાણે છે. જે જિતેંદ્રિય છે; જે સ્વધર્મમાં પરાયણ રહે છે, જે નિત્ય વેદાધ્યયન કરે છે, જે પવિત્ર રહે છે, કામને તથા ક્રોધને પોતાને આધીન રાખે છે, તેનેજ દેવો બ્રાહ્મણ જાણે છે. જેને સર્વે

લોકના ઉપર આત્મબુદ્ધિ હોય છે, તથા સર્વ ધર્મ ઉપર પ્રીતિ હોય છે તેનેજ દેવો બ્રાહ્મણ જાણે છે. જે વેદાધ્યયન કરે છે તથા કરાવે છે, જે યજ્ઞ કરે છે તથા કરાવે છે, જે દાન દે છે તથા લે છે, તેને દેવો બ્રાહ્મણ જાણે છે. જે ઉત્તમ બ્રાહ્મણ બ્રહ્મચર્ય વ્રત પાળે છે, ઉદાર વૃત્તિના હોય છે, અને સ્વાધ્યાયમાં સાવધાન રહે છે, તેનેજ દેવો બ્રાહ્મણ જાણે છે. માટે ક્રોધ તજી દઇને શાંત થાઓ! મે તમને બ્રાહ્મણોનુ કલ્યાણ કરનારા ધર્મો કહ્યા છે. સત્યવકતા પુરૂષો નિત્ય સત્ય ઉપરજ પ્રેમ રાખે છે. વેદાધ્યયન કરવુ, આંતર અને બાહ્ય ઇદ્રિયોને વશમા રાખવી, સરલ રહેવુ, તથા ક્ષમા રાખવી, આ બ્રાહ્મણોનો નિત્ય ધર્મ છે. તેમા ધર્મજ્ઞ પુરૂષો સત્યને અને સરળતાને મુખ્ય ધર્મ માને છે. હે મહારાજ! તમે વિદ્વાન્ છો, સ્વાધ્યાયમાં પરાયણ છો, પવિત્ર છો, છતાં તમે ધર્મનુ રહસ્ય યથાર્થ રીતે જાણતા નથી. માટે તમે ધર્મનુ રહસ્ય જાણવા માટે મિથિલા નગરીમાં જઇને ધર્મવ્યાધની પાસેથી તે જાણો.

કૌશિક બ્રાહ્મણ જે અત્યાર સૂધી પોતાને સિદ્ધ માનતો હતો, તેની બુદ્ધિ ઠેકાણે આવી. એક પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સેવાથી ભૂત અને ભવિષ્યકાળનું જ્ઞાન મેળવે છે અને તેને અગમ નિગમનુ જ્ઞાન થાય છે એ વાત તે બ્રાહ્મણે જ્યારે પ્રત્યક્ષ જોઇ ત્યારે તેણે તે પતિવ્રતા સ્ત્રીના ઘણાંજ વખાણ કર્યા અને ભૂમિ ઉપર પડીને તેને દડવત્ પ્રણામ કર્યા. સત્યભામા! જોયો પતિ સેવાનો પ્રભાવ! એક સિદ્ધ પુરૂષ પણ તેનું પતિસેવાનુ માહાત્મ્ય જોઇને આશ્ચર્ય પામ્યો અને તેની આગળ પોતાની સિદ્ધિ કઇ કામ કરી શકી નહિ, આવો પતિવ્રતાનો મહિમા છે. માટે તમે નિત્ય પતિની સેવામાં પરાયણ રહો.

આખો દિવસ ઘરનુ કામકાજ કરીને પરવાર્યા પછી દ્રૌપદી અને સત્યભામા નિત્યના નિયમ પ્રમાણે સાથે બેસીને સ્ત્રીઓના ધર્મ

વિશે કથા કરવા લાગ્યાં. સત્યભામાએ નિત્યના નિયમ પ્રમાણે પૂછ્યું; દ્રૌપદીજી! તમે ઇતિહાસ તથા પુરાણમાં ઘણાંજ કુશળ છો; તમારામાં વાત કહેવાની છટા ઘણીજ સારી છે તેથી હું તમારી પાસેથી સ્ત્રી સંબંધી બાબતો વિશેષ જાણવાની ઇચ્છા રાખું છું. સત્યભામાનાં આ વચન સાંભળીને દ્રૌપદી બોલ્યાં:—બહુ સારૂ તમારી ઇચ્છા હોય તે પૂછો. સત્યભામા બોલ્યાં,—સ્ત્રીઓને સ્ત્રીઓના ધર્મમાંથી ભ્રષ્ટ કરનારા કયા કયા દોષો છે તે મને કહો કે જેથી તેનો ત્યાગ કરવાનું બની શકે? દ્રૌપદી બોલ્યા,—ભાભીજી! સાંભળો. ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને દૂષણ આપનારા ૭ દોષો આ પ્રમાણે કહ્યા છે:—

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारी संदूषणानि षट् ॥

૧ પાન એટલે કેફી પદાર્થ પીવાનુ વ્યસન, ૨ દુર્જનનો સબંધ, ૩ પતિથી દૂર રહેવું, ૪ ઘેરઘેર બારણે ભટકવું, ૫ પારકા ઘરમાં નિદ્રા કરવી અને ૬ પારકા ઘરમાં જઇને વાસ કરવો, આ છ બાબત સ્ત્રીઓને અધર્મને માર્ગે ઉતારનારી છે.

૧ પાન એટલે કેફી પદાર્થ પીવાનુ વ્યસન; જે સ્ત્રીને આ વ્યસન પડ્યુ હોય છે. તે સ્ત્રી ગમે ત્યાં જઇને પણ પોતાનુ વ્યસન પુરૂ પાડે છે અને તે વ્યસનને માટે નહિ કરવાના અનેક અકાર્યો પણ તેને કરવાં પડે છે. પીણામાં મિષ્ટાન્નનો પણ સમાવેશ થાય છે; કેટલીએક સ્ત્રીઓને ઘણોજ ડાટરસ હોય છે તેથી મીઠી મીઠી વસ્તુઓ જેવી કે પેંડા, બરફી, લાડુ વગેરે ખાધા કરે છે, જો તે શક્તિમાન્ અને શ્રીમાન્ હોય છે તો તો તે વ્યસન દુઃખકારક નિવડતું નથી પણ ઇચ્છા થાય છે ત્યારે મગાવીને ઘરમાં ખાય છે પરતુ ગરીબ ઘરની સ્ત્રી ડાટરસને લીધે, પોતાના પતિથી છાની રીતે ઘરમાંથી ચોરી કરીને પોતાની ક્ષુધાને શાંત કરે છે અથવા તો પોતાની ક્ષુધાશાંતિને

માટે પરપુરૂષની સેવા સુધ્ધાત કરવાનો પ્રસંગ પણ તેને આવે છે. અને અધમ પુરૂષો ડાઢરસમાં ડુબી ગયેલી તેવી સ્ત્રીને તેના સ્ત્રી ધર્મથી ભ્રષ્ટ કરે છે. આવા આવા અનેક દોષો મદિરા વગેરે પીણામાં તથા મિષ્ટાનમા રહેલા છે અને તેને શાસ્ત્રમાં ડાઢરસ પણ કહેવામાં આવે છે. તે દોષને સદ્ગુણી સ્ત્રીઓએ ત્યાગ કરવો જોઇએ.

બીજો દોષ દુર્જનનો સગ છે. અહીં દુર્જન એટલે કુટ્ટણી સ્ત્રી, દુરાચારી પુરૂષ વગેરે જાણવા. સદ્ગુણી સ્ત્રીઓને ફસાવવાને માટે કુટ્ટણીઓ તેઓની સાથે સ્નેહ બાંધવાને આવે છે, આગળ પાછળનો સબધ હોય તો તે પણ કહી બતાવીને અત્યત વાત્સલ્ય દેખાડે છે. પરતુ પતિવ્રતા સ્ત્રીઓએ તેવી દુર્જન સ્ત્રીનો સંગ કરવો નહિ, દુર્જન સ્ત્રીઓ પતિવ્રતાના વ્રતનો ભગ કરવા માટે રાત દિવસ મથ્યા કરે છે, તેને માટે પતિવ્રતા સ્ત્રીએ બહુજ સાવધાન રહેવુ જોઇએ; જે કામ સંગ કરે છે તે કામ શાસ્ત્રાભ્યાસથી થઇ શકતુ નથી. મોટ મોટ ઋષિ મુનિઓ પણ દુર્જન પુરૂષોના સંગથી ભ્રષ્ટ થયા છે એ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે. એટલા માટે પતિવ્રતા સ્ત્રીએ દુર્જનનો સગ કરવો નહિ.

ત્રીજો દોષ પતિનો વિયોગ, પતિનો વિયોગ એટલે પોતાના પતિથી દૂર રહેવું. ઘણી સ્ત્રીઓ પીએર પનોતી હોય છે, સાધારણ પ્રસંગ મળ્યો કે તુરત પોતાને માવતર દોડી જાય છે. તે સમયે સાસુ, નણંદ વગેરે તેને ના કહે છે તો તેઓ અળખામણી થઇ પડે છે; અને તેના ઉપર વહુને દુઃખ દેવાનો આરોપ આવે છે. પરણ્યા પછી સ્ત્રીએ પોતાના પતિથી કોઇ પણ દિવસ જુદુ પડવુજ નહિ જોઇએ. ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अन्योन्यस्याव्यभिचारो भवेदामरणांतिक. ।
एष धर्म. समासेन ज्ञेय स्त्रीपुसयो. पर. ॥

સ્ત્રીએ તથા પુરૂષે મરણ સુધી એક બીજાથી છુટાં પડીને રહેવુ નહિ; આ સ્ત્રી પુરૂષનો સક્ષેપમાં ઉત્તમ ધર્મ જાણવો. જનક રાજાની પુત્રી સીતા નાની ઉમરનાં હતાં તો પણ તે પોતાના પતિ રામની સાથે વનમાં ગયાં હતાં, પરતુ પીએરમાં જઇને રહ્યાં ન હતાં; તેમ તેમણે સસરાના ઘરમાં રહીને વૈભવો પણ ભોગવ્યા ન હતા. સ્ત્રીએ પોતાના પતિની છાયા માફક પતિની સાથે ને સાથેજ રહેવુ એમ શાસ્ત્ર ઉપદેશ કરે છે. ઘેર ઘેર બારણે રખડવું એ પણ એક સ્ત્રીઓને ધર્મભ્રષ્ટ કરનારો મોટો દોષ છે. ઘેર ઘેર રખડનારી સ્ત્રીઓને દુર્જનો મીઠા મીઠા શબ્દો બોલીને પોતાની જાળમા ફસાવે છે. અને વખતપર તેના શીયળનો પણ ભગ કરે છે. ઘેર ઘેર બારણે ભટકવાથી પોતાની પ્રતિષ્ઠાને પણ હાનિ પહોચે છે. તેમજ પારકે ઘેર શયન કરવું એ પણ સ્ત્રીને એક દૂષણ દેનારૂં છે. પરાયે ઘેર સુનારી ઘણી સ્ત્રીઓના શીયળનો ભંગ કરવામાં આવ્યો છે. તેમજ પરાયા ઘરમાં જઇને રહેવુ એ પણ સ્ત્રી જાતિને દોષ ઉપજાવનારૂં છે. ત્યાં પરપુરૂષો અપમાન કરે છે, તે સહન કરવું પડે છે તેની આજ્ઞા ઉઠાવવી પડે છે અને સ્ત્રીઓને નહિ છાજતું કાર્ય કરવાનો પ્રસગ પણ આવે છે. માટે સ્ત્રીઓએ પરાયા ઘરમાં વાસ કરવો એ પણ ઉચિત નથી. છતા જે સ્ત્રીઓ ઉપર કહેલા દોષને વશ થઇને વર્તે છે તો તેને પોતાના સ્ત્રી જાતિના પવિત્ર ધર્મમાંથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવે છે. માટે સ્ત્રીઓએ આ છ દોષોથી દૂર રહેવાની જરૂર છે.

સત્યભામા બોલ્યાં—દ્રૌપદી! તમે સ્ત્રી જાતિના જે સ્વાભાવિક દોષો કહ્યા તે સાંભળ્યા; હવે સ્ત્રી જાતિનું કર્તવ્ય શું છે તે મને કહો એટલે હું જાણું. દ્રૌપદી, કહે સાંભળો. આપણા શાસ્ત્રમાં સ્ત્રીઓએ

કયો ધર્મ આચરવો ! આવા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ મનુ કહે છે કે; ગૃહાર્થોઽગ્નિપરિક્રિયા ઘરનુ કામકાજ કરવુ આ સ્ત્રીઓનું અગ્નિહોત્ર કર્મ છે. ઘરનુ કામ આ શબ્દ સાભળતાં ઘણોજ સાધારણ લાગે છે પરંતુ વિચાર કરીએ છીએ તો ઘરના કાર્યમાં ઘણી બાબતોનો સમાવેશ થાય છે. સતાનપાલન, પાકશાસ્ત્રનુ જ્ઞાન, આવકનું તથા ખર્ચનું જ્ઞાન, આચારનુ જ્ઞાન, જુદી જુદી કળાઓનુ જ્ઞાન વગેરે ઘણી બાબતોનો ઘરના કામકાજમા સમાવેશ થાય છે. આ સર્વ જાણવા માટે સ્ત્રીઓને તે તે બાબતની વિદ્યા ભણવીજ જોઇએ. જે સ્ત્રીઓ પોતાનાં કર્તવ્યથી વિમુખ થાય છે અને છતે ધણીએ તેનો ત્યાગ કરીને ઇશ્વર ભજનથી આત્માનુ કલ્યાણ કરવાની ઇચ્છા રાખે છે તે સ્ત્રી પરિણામે દુ:ખી થાય છે. ઇશ્વરે જગતને સરજીને સ્ત્રીજાતિને માટે જે જે ધર્મો નિર્માણ કર્યા છે. તે તે ધર્મોમાંજ સ્ત્રીએ પોતાનું કલ્યાણ માનવું. કારણ કે તે ધર્મ આચરણ કરવાની ઇશ્વરે આજ્ઞા કરી છે, છતાં જે સ્ત્રી પોતાના ધર્મનો ત્યાગ કરીને, પુરૂષના ધર્મ પાળવાની ઇચ્છા કરે છે તે સ્ત્રી શાસ્ત્ર વિરૂદ્ધ વર્તે છે અને તેથી તેનું કલ્યાણ થતું નથી. સ્ત્રીઓએ પાકશાસ્ત્ર જાણવુજ જોઇએ. તે વિના ભાતભાતનાં ભોજનો બનાવતા આવડે નહિ. પોતાની સ્થિતિ સારી હોય, ઘરમાં રસોઇ કરનારો રસોઇઓ પણ હોય છતાં પણ સ્ત્રીએ જાતે નિત્ય નવનવાં ભોજનો રાંધીને પોતાના પતિને તથા સાસુ સસરાને જમાડવાં જોઇએ.

ભોજન તૈયાર કરતી વખતે તેમાં ઉત્તમ પદાર્થો વાપરવા માટે અને તે ચઢેલુ છે કે કાચુ છે તે વિષે જેટલુ ધ્યાન ઘરની સ્ત્રીઓ આપે છે તેટલુ રસોઇઆઓ આપતા નથી તેઓ તો વેઠીયા વેઠ તરિકે ભોજનો તૈયાર કરે છે. એટલા માટે દરએક સ્ત્રીએ પોતેજ નિત્ય ભોજન તૈયાર કરવુ જોઇએ એ પ્રમાણેજ સતાનપાલન

પણ સ્ત્રીઓએજ કરવું જોઇએ. કેટલીએક શ્રીમાનની સ્ત્રીઓ પોતાનાં છોકરાંઓ પોતાની દાસીઓને સોંપી દઇને ''પડે આનંદમાં દિવસ નિર્ગમન કરે છે એ તેની મોટી ભૂલ છે. જેટલું વાત્સલ્ય માતાને પોતાના સંતાન ઉપર સ્વાભાવિક રીતે હોય છે તેટલુ વાત્સલ્ય બીજી સ્ત્રીને હોતુ નથી. એ સંતાનપાલનને માટે આયુર્વેદમાં ઘણું વર્ણન કરવામાં આવ્યુ છે તેનો સાર એટલોજ છે કે; પોતાનુ બાળક માંદું ન પડે તેની માતાએ પ્રથમ સંભાળ રાખવી, અને કદાચ માંદું પડયું તો તેને રોગમુકત કરવા માટે સાધારણ ઘરગતુ ઉપાયો કરવા. છોકરાંને સ્વચ્છ અને આનંદી રહેતાં શીખવવુ, તથા મધુર શબ્દો બોલાવવા અને વિનય શિખવવો. શાસ્ત્રમા માતાને મુખ્ય ગુરૂ કહ્યો છે કારણ કે એક બાળક જન્મ્યા પછી તે આરંભમાં માતાની પાસેથી કેળવણી લે છે. બાળકોનો ભાવી ઉન્નતિનો કેટલોએક આધાર તેની માતાઓ ઉપર હોય છે. ઘરની આવક તથા ખર્ચ તપાસવા માટે ગણિતશાસ્ત્ર પણ સ્ત્રીઓએ જાણવુ જોઇએ; ગણિતશાસ્ત્ર નહિ જાણનારી સ્ત્રીઓ ઘરના નિત્યના આવકની અને ખર્ચની બાબતમાં મુઝાય છે અને લોકો પ્રત્યેક બાબતમાં ઠગાઇ કરીને તેનું ધન હરી જાય છે. એટલા માટે સ્ત્રીઓએ ગણિતશાસ્ત્ર પણ જાણવું જોઇએ. અને તોજ તે પોતાના ઘરનો કાર્યભાર ચલાવી શકે છે. તેની સાથે સ્ત્રીઓમા કરકસરનો ખાસ ગુણ હોવો જોઇએ. ઉડાઉ સ્ત્રીનો પતિ કોઇ પણ દિવસ સારી સ્થિતિમાં આવી શકતો નથી. માટે સ્ત્રીઓએ ખાસ કરકસરીયો સ્વભાવ રાખવો. સ્ત્રીઓ ઉપર વર્ણવેલા વિષયોમાં કુશળ હોય છે અને ઘરનું કામકાજ જાતેજ કર્યાં કરે છે તો ઉપર વર્ણવેલા દોષો સ્ત્રીઓનો લેશ ભાર સ્પર્શ કરી શકતા નથી. માટે સ્ત્રીઓએ પોતાનાં કર્તવ્ય કર્મ જાણવા માટે ઉપયોગી વિદ્યા ભણવાની જરૂર છે. विद्याविहीनः पशु. જે મનુષ્ય ભણેલો નથી તે એક ઢોરના જેવો ગણાય છે. માટે સ્ત્રીઓએ વિદ્યા ભણવાની જરૂર છે.

સત્યભામા શ્રીકૃષ્ણની પાસે રહેતાં હતાં અને શ્રીકૃષ્ણ તેનાં અનેક લાડ પુરતા હતા; તેથી સત્યા વિલાસમાંજ નિમગ્ન રહેતાં હતા. સાહિત્ય ચર્ચામાં બહુ ઉતર્યા ન હતાં પરંતુ તે બુદ્ધિમાન હતા. તેને તેની ચર્ચાનો અવકાશ ન મળવાથી તેની બુદ્ધિ ખીલી ન હતી. હમણાં વિદૂષી દ્રૌપદીની સાથે સામાજિક ચર્ચામાં ઉતર્યા હતા અને તેમાં તેને વિશેષ રસ પડતો ગયો, તેથી દરરોજ કંઇને કંઇ ચર્ચા ચલાવતાં હતાં. આજે કામકાજમાથી પરવાર્યા પછી સત્યાએ દ્રૌપદીને પ્રશ્ન કર્યો કે, સ્ત્રીઓનો અને પુરૂષનો અધિકાર સમાન છે કે ઓછો વધતો છે? દ્રૌપદી—સ્ત્રી સ્ત્રીના અને પુરૂષ પુરૂષના અધિકારમાં વર્તવાને સપૂર્ણ રીતે યોગ્ય છે. અને તેમાંજ તેની મહત્તા છે. સત્યભામા—શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રીએ પુરૂષના પાસામાં રહીનેજ સર્વ કર્મ કરવા, આખો ભવ સ્ત્રીને સ્વતત્ર થવાજ દેવી નહિ. શાસ્ત્રમાં એક શ્લોક આ પ્રમાણે સાંભળવામાં આવે છેઃ—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रास्तु स्थाविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति ॥

કન્યા નાની ઉમરની હોય છે ત્યારે પિતા તેની રક્ષા કરે છે, યોવન વયમાં ભર્તા રક્ષા કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રો રક્ષા કરે છે. સ્ત્રી સ્વતત્રતાને યોગ્ય નથી.

સ્ત્રીઓએ એવુ તે શુ પાપ કર્મ કર્યુ છે કે શાસ્ત્રમાં સ્ત્રીઓને પરતત્ર રહેવાનું કહ્યું છે, ત્યારે તો સ્ત્રીની પશુના જેવીજ સ્થિતિ થઇ ના? દ્રૌપદી તે સાંભળીને હસ્યા. અને બોલ્યાં.— શાસ્ત્રનાં વચનો ગભીર હોય છે. તેના બોલવામા ઘણુજ રહસ્ય સમાયલુ હોય છે. આ વચન સ્ત્રીઓની સ્વતંત્રતા છીનવી લેવાની વાતજ કરતુ નથી, પરતુ સ્ત્રીઓનુ રક્ષણ કરવાનુ કહે છે. જ્યાં સૂધી સ્વતંત્ર શબ્દનો અર્થ સમજાયો નથી ત્યાં સૂધીજ લોકો મુઝાય છે. સ્વતંત્ર એટલે

પોતાની સ્વાધીનતા. જેમ પશુ પક્ષીઓ પોતાની સ્વાધીનતાથી ગમે ત્યાં અને ગમે તે ચરી ખાય છે તેનુ નામ સ્વતત્રતા, પરંતુ તે પશુઓનુ રક્ષણ કરવાને માટે કોઇ પણ બધાયલું નથી. તેનું ગમે તે થાય તે મરે કે જીવે! પરંતુ સ્ત્રી જાતિ પશુપક્ષીના જેવી નથી પરંતુ મનુષ્ય છે અને માનવ જાતિમાં પણ એક સ્ત્રી તરીકે તેનુ પદ ઉત્તમ છે. આવી સ્ત્રીજાતિનું ખાસ રક્ષણ કરવાની જરૂર છે. રક્ષણ બે પ્રકારનુ છે. એક વિદ્યાધ્યયન કરાવવુ તે અને બીજુ અન્નથી પોષણ કરવુ તે. આ બન્ને રક્ષણ કન્યાવસ્થામાં કન્યાના પિતાએ કરવાની જરૂર છે; યૌવન અવસ્થામાં તેના પતિએ કરવાની જરૂર છે અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ રક્ષણ કરવાની જરૂર છે. આવી ધર્મશાસ્ત્રની ખાસ આજ્ઞા છે. અને પિતા, પતિ અને પુત્રો. કન્યા સ્ત્રી અને માતાનું રક્ષણ એટલે પોષણ કરવાને બધાયલા છે. સ્ત્રી પડે સ્વતંત્ર રીતે પોતાનું પોષણ કરવાને ગ્યોગ્ય નથી. સ્ત્રી જાતિનો પોતાના પોષણનો પુરૂષ જાતિના ઉપર હક્ક દરએક ધર્મનિષ્ટ પુરૂષે યથાર્થ રીતે પાળવો જોઇએ. બોલો આમાં પરાધીનતાની કઇ પણ વાત છે?

સત્યા—છતા કોઇ સ્ત્રી માથુ ફેરવીને સ્વતત્રતાથી વર્તે, અને પોતાનું પોષણ પડે કરવાની ઇચ્છા કરે તો તેમાં શી હાનિ છે?

દ્રૌપદીઃ—સ્ત્રીઓ સ્વતત્ર થવા માગતી હોય તો પુરૂષ વર્ગ એક રીતે પોતાની સ્ત્રી તરફ બજાવવાની ફરજમાંથી મુક્ત થશે અને તેથી સ્ત્રી જાતિની દુર્દશામાં વૃદ્ધિ થશે, સ્ત્રીઓ પોતાનાં રક્ષણમાટે પુરૂષ જાતિના ઉપર જે હક્ક ધરાવે છે તે તેનો હક્ક ડુબી જશે, નાશ પામશે અને તેની કોઇ પણ સંભાળ રાખશે નહિ. સ્ત્રીજાતિ તો ઉપવનની એક સુંદર લતા છે તેનુ રક્ષણ કરવાની ખાસ જરૂર છે, જો તેની સભાળ લેવામાં આવતી નથી તો તે મ્લાન થઇ જાય છે. મારા દીયેરજી તમને અનેક લાડ લડાવીને માનપાનમાં ઉછેરે છે તેથીજ તમે નવ પલ્લવિત થયેલાં છો

અને આજે સ્વતંત્રતાની વાતો કરવાને બહાર નિકળ્યાં છો. પરંતુ ગરીબ ઘરમા એક સ્ત્રી તરીકે વૈતરૂ કરવુ પડત તો ખબર પડત કે સ્વતંત્રતામાં સુખ છે કે દુઃખ. સ્વતંત્રતા એટલે સ્વાધીનતા, જે સ્ત્રી સ્વાધીન થવાને ઇચ્છે છે, તે સ્ત્રી પોતાના પતિ પુત્રાદિક ઉપરથી પોતાના રક્ષણનો હક્ક ઉઠાડી દેવાનુ કામ કરે છે. કે જે હક્ક સનાતન કાળથી શાસ્ત્રથી ઉતરી આવ્યો છે. આવી સ્ત્રીઓને પોતાના હિતનુ જ્ઞાન નથી, એમજ કહેવું જોઇએ.

હવે તમારા બીજા પ્રશ્નનો ઉત્તર આપુ છુ. તમે કહો છો કે સ્ત્રી સ્વતંત્ર રીતે ઇશ્વરનું ભજન કરીને મોક્ષ મેળવી શકે તેને પતિની સેવાની શી જરૂર છે? આ પ્રશ્ન ઘણોજ મહત્વનો છે. સ્ત્રીજાતિમાં પુરૂષના કરતાં આઠગણો કામ છે અને તે કામને જીતવો એ ઘણુજ કઠીન કામ છે. શારીરિક નહિ તો માનસિક પણ વ્યભિચાર સ્ત્રીઓથી થઇ જાય છે એટલા માટેજ સ્ત્રીઓએ ખાસ વિવાહવિધિથી યોગ્ય પતિને પરણીને ધાર્મિક જીવન ગાળવું જોઇએ. અને પોતાના સ્ત્રી તરિકેના ધર્મ પાળવા જોઇએ. સ્ત્રીઓએ પોતાના પતિની સાથે રહીનેજ પ્રત્યેક ધર્મ કર્મ કરવાં આવી શાસ્ત્રની આજ્ઞા છે.

સ્વતંત્ર રીતે વર્તનારી નર્મદા નામની એક સ્ત્રીની કથા તમે સાંભળી હશે, તે સ્ત્રી પરણીજ ન હતી, તે સ્વતંત્ર રહીને ઇશ્વરનું ભજન કરતા તેનુ શરીર પડી ગયુ અને તે સ્વર્ગમાં ગઇ ત્યાં તેના ધર્મ કર્મ વિશે પૂછવામા આવ્યુ તો તેણે કઇ પતિની સેવા કરી ન હતી તેથી તેણે તે વિષેનો કઇ પણ ઉત્તર આપ્યો નહિ. એટલે તેને કહેવામાં આવ્યું કે તમે પતિ વિનાનાં–સ્વતંત્ર રીતે જીવન ગાળનારા એક સ્ત્રી છો, તમે એવુ ધર્મ કર્મ કર્યું નથી કે જેથી તમે આ સ્વર્ગમાં આવી શકો! આ સ્વર્ગમાં ઉભાં રહેવાને પણ તમે યોગ્ય નથી. જાઓ, અહીથી નિકળો; અને પતિની

સેવાથી ધર્મ સંપાદન કરીને પછી આવો. સ્વતંત્રતાથી વર્તનારી સ્ત્રીને સ્વર્ગમાં સ્થાન નથી. તુ ધણી વિનાની ને નગુરી છે. નર્મદા સ્વતત્ર હતી. તેણે પતિની સેવા કરી ન હતી; તેથી તે બીચારી એકદમ સ્વર્ગમાંથી મર્ત્યલોકમા પાછી આવી અને કોઇ વરનેશોધવા લાગી. નર્મદાએ પરંણવાનાં બહુએ ફાફાં માર્યાં પરંતુ મોટી ઉમ્મરની સ્ત્રીને કોણ વરે; આખર તે સ્ત્રીએ હારી જઇને માર્ગ ઉપર બેઠેલા એક આધળા બ્રાહ્મણને વર તરિકે પસદ કર્યો,પરંતુ આંધળાએ તે બાઇની પાસે કબુલાવ્યું કે મને ઝાડે પીશાબ કરાવવાને માટે દોરીને લઇ જવો પડશે, આ તને કબૂલ છે તો પરણ ! નર્મદાએ આંધળાની માગણી કબૂલ કરી તેને પરણીને તેની સેવા કરવા માંડી. કાળું ઘોડું અને કરણકડુ તેની પેઠે તે આધળો ઘણોજ ક્રોધી હતો. તેની પાસે એક દિવસનું પણ ખાવાનુ ન હતુ અને શરીરે પણ વૃધ્ધ હતો તેથી નર્મદા તેને ઉઠાડવો, બેસાડવો, નવરાવવો, ભીખ માગી લાવીને રાંધીને તેને જમાડવો, વગેરે સેવા રાત દિવસ કરવા લાગી; ઘણા વર્ષો સૂધી તેની સેવાથી સ્વર્ગના દેવો પ્રસન્ન થયા, અને નર્મદા પોતાનું આયુષ્ય પૂર્ણ થયા પછી સ્વર્ગમાં ગઇ, ત્યાં દેવોએ તેને મોટુ માન આપ્યુ. જોયુ કે સ્વતંત્રતાનું ફળ મળ્યું ને! ધર્માચરણમા પોતાની સ્વતત્રતા કામે લાગતી નથી. તેમાં તો શાસ્ત્રને વશ થવું જોઇએ. શાસ્ત્રોએ જેને માટે જે ધર્મ કહ્યો છે તે ધર્મ તેણે પાળવો જ જોઇએ અને તેમા જ તેનુ કલ્યાણ છે. તેને માટે કારણો પુછીને શાસ્ત્રોના ઉપર ખોટી શકાઓ કરવી નહિ. ઋષિ મુનિઓ આપણા હિતૈષી હતા. તેઓએ જે જે ધર્મ કહ્યા છે. તે તે આપણા કલ્યાણને માટેજ કહ્યા છે આવી શાસ્ત્રોના ઉપર શ્રદ્ધા રાખવીઃ પરતુ શાસ્ત્રોએ આમ કેમ કહ્યું હશે, આ વચનમાં તો ફલાણો દોષ છે. આમ કહેવાનું કારણ શું ? વગેરે શંકાઓ કરવી નહિ.

સ્વતંત્રતાથી વર્તનારી નર્મદાની કથા સાંભળીને તથા શાસ્ત્રનું રહસ્ય સાંભળીને સત્યભામાં ઘણાંજ પ્રસન્ન થયાં. સ્ત્રીઓને સ્વતંત્રતાથી રહેવામાં કઇ પણ ફળ નથી એ પણ જાણ્યું. અને ફરીને અવકાશનો સમય મળ્યો કે; દ્રૌપદીની પાસે બેસીને તેને પૂછવા લાગ્યા, તમે સ્વતંત્રતાથી વર્તનારાની માઠી દશા વિશે નર્મદાનું આખ્યાન કહ્યું તે સાંભળ્યા પછી હુ સમજી કે સ્વતંત્રતામાં કંઇ પણ ફળ નથી. તેમાં પણ ધર્મ જેવી બાબતમાં તો સ્વતંત્રતાથી વર્તાઇ શકાયજ નહિ. જેનો જે ધર્મ હોય તે તેણે પાળવોજ જોઇએ. નહિતર તે દોષની ભાગિયણ થાય છે. દ્રૌપદી સત્યભામાની ધર્મના તરફ ઉત્તમ શ્રદ્ધા જોઇ ઘણાંજ પ્રસન્ન થયા, અને બોલ્યાં; કેમ બહેન! હવે તમે સમજ્યાં કે સ્વતત્રતામાં કેટલુ બધું જોખમ છે તે? સ્ત્રી શું કે પુરૂષ શું સૌને શાસ્ત્રની આજ્ઞાને તાબે રહેવુંજ જોઇએ. મનુષ્યને શાસ્ત્રીય આજ્ઞાઓનેજ નહિ પરતુ રાજકીય આજ્ઞાઓને પણ તાબે રહેવું પડે છે. સ્વતત્ર માત્ર પશુ છે કે જેઓએ કોઇની આજ્ઞા પાળવાની નથી. સ્વતંત્રતાના જીવનને પશુ-જીવન કહી શકાય. જે સ્ત્રી સ્વતત્રતાનુ જીવન ગાળવાની ઇચ્છા કરે છે તેનું જીવન એક પશુના જીવન જેવુ ઉદ્ધત ગણી શકાય! સ્વતત્રતાથી વર્તનારા મનુષ્યમાં અને પશુમાં કોઇપણ જાતનો ફરક નથી. સત્યભામા–હવે હું સમજી! જેઓ શાસ્ત્રના બંધનને બીલકુલ ગણકારતા નથી તેવા સ્વતત્ર રીતે જીવન ગાળનારામાં અને પશુઓમાં જરા પણ ફેર નથી.

દ્રૌપદી બોલ્યાં;–હે સત્યભામા! તમારા ધ્યાનમાં આવ્યુ હશે કે સ્ત્રીઓએ હંમેશા સ્વતત્રતાથી વર્તવું નહિ પરંતુ પતિના આધીનમાં વર્તવુ. પ્રત્યેક કાર્યમાં તથા આચાર વિચારમાં પોતાના પતિની આજ્ઞા

સેવી. પરતુ પતિથી છુપી રીતે કાર્ય કરવાં નહિ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે:-

नास्ति स्त्रीणा पृथक् यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥

સ્ત્રીઓએ પોતાના પતિથી જુદા પડીને યજ્ઞ કરવો નહિ, તેમ જુદા પડીને વ્રતો પણ કરવાં નહિ, તેમ ઉપવાસ પણ કરવો નહિ, પરતુ પતિની સેવાજ કરવી કે જેથી સ્ત્રી સ્વર્ગમાં પૂજાય છે. પતિના વચનનને શાસ્ત્રીય વચન માનીને મન વચન અને કાયાથી તેને માન આપવુ પરતુ પતિની સાથે ઉદ્ધતાઇથી વર્તવું નહિ, જે સ્ત્રી પોતાના પતિથી વિરૂદ્ધ રીતે વર્તે છે તેની આ લોકમા અપકીર્તિ થાય છે અને પરલોકમા તેને નરક મળે છે. અગિરા ઋષિ ઉદ્ધતાઇથી વર્તનારી નારીના સબધમા કહે છે કે:-

उक्त्वा प्रत्युत्तरं दद्यात् नारी क्रोधेन भारत ।
सरमा जायते ग्रामे शृगाली निर्जने वने ॥

જે સ્ત્રી પોતાના પતિની સામે ક્રોધથી પ્રત્યુત્તર વાળે છે તે સ્ત્રી મરણ પછી નિર્જન વનમાં કુતરી અથવા તો શીયાળ થઇને અવતરે છે.

જેમ પોતના પતિની સામે ક્રોધ કરીને તેને ઉદ્ધાર પ્રત્યુત્તરો વાળવા નહિ તેમ તેનાથી છુપી રીતે સારી સારી વસ્તુઓ પણ ખાવી નહિ પરંતુ પોતાના પતિને તે વિશે જણાવવુ. ભાગવતમાં કહ્યુ છે કે:-

या भर्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् ।
उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी ॥

જે સ્ત્રી પોતાના ભર્તારનો ત્યાગ કરીને એકલીજ મધુર પદાર્થો ખાય છે, તે ભયકર ઘૂડ અવતરે છે અને ઝાડના કોટરમાં વાસ કરે છે. વળી

જે સ્ત્રી પોતાના ધણીનો ત્યાગ કરીને એકલી ગમે ત્યાં રખડયા કરે છે તે સ્ત્રીને માટે શાસ્ત્રમાં મોટી શિક્ષા કહી છે.

या भर्तार परित्यज्य रहश्चरति केवलम् ।

ग्रामे वा शूकरी भूयात् वल्गुली वा-श्वविट् भुजा ॥

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરીને એકલી રખડયા કરે છે, તે સ્ત્રી બીજા જન્મમા ભુંડ થઇને અવતરે છે અથવા તો વડવાનરી થઇને અવતરે છે અને કુતરાની વિષ્ઠા ખાતી ફરે છે. ધણીથી સ્વતંત્ર થઇને ગમે ત્યા રખડનારી અને ઉદ્ધાતાઇથી વર્તનારી સ્ત્રીને માટે કેટલી બધી શિક્ષા છે. સ્ત્રીઓએ પોતાના પતિની સામે હુકારા તુકારાથી પણ બોલવુ નહિ જોઇએ કારણ કે તેમ કરવાથી પણ દોષ લાગે છે. શાસ્ત્રમા કહ્યું છે કે –

या हुकृत्य प्रिय ब्रूते सा मूका जायते खलु ।

या सपत्नी सदेर्ष्येते दुर्भगा सान्यजन्मनि ॥

જે સ્ત્રી પોતાના પ્રાણનાથને ઉત્તર આપતી વખતે તેને હુકારા તુંકારાથી બોલાવે છે તે સ્ત્રી બીજા અવતારમાં મૃગી અવતરે છે અને જે સ્ત્રી પોતાની સોકયની ઇર્ષા કરે છે તે બીજા જન્મમા વિધવા થાય છે. માટે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને તુકારાથી બોલાવવો નહિ તેમજ જો સોકય હોય તો તેની પણ ઇર્ષા કરવી નહિ. વળી સ્ત્રીઓએ પરપુરૂષની સામે કામવાસનાવાળી દૃષ્ટિથી પણ જોવુ નહિ, કારણ કે તેમ કરવાથી સ્ત્રી આંધળી અથવા તો કાણી થઇને અવતરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે.–

दृष्टि विलुप्य भर्तुर्या कश्चिदन्य समीक्षते ॥

काणा वा विमुखी चापि कुरुपा चैव जायते ॥

જે સ્ત્રી પોતાના પતિની નજર ચુકાવી દઇને પરપુરૂષની સામે જોયા કરે છે તે સ્ત્રી બીજા અવતારમા કાણી, વાંકા મુખવાળી અથવા તો કુબડી અવતરે છે.

આવી રીતે પતિવ્રતા સ્ત્રીએ પોતાના ભર્તારમાંજ સર્વસ્વ માનીને સંતોષથી વર્તવુ. વળી શાસ્ત્રમા કહ્યું છે કે:—

अस्वर्ग्यमयशस्य च फल्गु कृच्छ्रभयावहम् ।
जुगुप्सित च सर्वत्र औपपत्यं कुलस्त्रिय ॥

જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞામાં રહેતી નથી અને પરપુરૂષની સેવા કરે છે તે સ્ત્રીને સ્વર્ગ મળતુ નથી, યશ પણ મળતો નથી, અને લોકોમા તેનાં હલકાં કૃત્યની નિંદા થાય છે. વળી કેટલીએક સ્ત્રીઓ ઘરેણાંને માંટે વલખાં મારે છે પરતુ સતી સ્ત્રીના એ ધર્મ નથી. તેણે તો પોતાના પ્રાણનાથનેજ આભૂષણ રૂપ માનવા જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કે —

भर्ता हि परम नार्या भूषण भूषणैर्विना ।
एषा विरहिता तेन शोभते नैव सर्वथा ॥

સ્ત્રીઓને તો ભર્તારજ વગર આભૂષણોએ આભૂષણરૂપ છે. જે સ્ત્રીના માથે ભર્તાર નથી તે સ્ત્રી સુદર હોય છે તો પણ શોભતી નથી. અર્થાત્ વિધવા સ્ત્રી ગમે તેવી સુદર હોય તો પણ તેનું સૌદર્ય શા કામનુ ? જેમ આત્મા વિનાનુ શરીર શોભતુ નથી, તેમ સ્વામી વિનાની સ્ત્રી પણ શોભતી નથી. પતિ સ્ત્રીઓનો આત્મા છે અને તેનાથીજ સ્ત્રીની મહત્તા છે. કદાચ કોઇ કારણસર પતિ ઠપકો આપે તો પણ સ્ત્રીએ ક્રોધ કરવો નહિ પરતુ સરળતાથી વર્તવુ.— મહાભારતમા કહ્યું છે કે:

परुषाण्यपि चोक्ता या दृष्टा दुष्टेन चक्षुषा ।
सुप्रसन्नमुखी भर्तुया नारी सा पतिव्रता ॥

પોતાનો પતિ કઠોર વચન કહે અથવા તો ક્રોધની દૃષ્ટિથી જુવે તથાપિ જે સ્ત્રી પોતાના પતિની સાથે પ્રસન્ન મનથી વાતચિત

જેવડો થઇ જાય છે, સિંહનો સમુદાય મૃગ સમાન થઇ જાય છે, સર્પ પુષ્પની માળા બની જાય છે, અને ઝેરનો રસ અમૃતની વૃષ્ટિ રૂપ થઇ જાય છે. એકાદશી, રામનવમી, શિવરાત્રિ વગેરે વ્રતો કરતા પણ શીયળ વ્રત ઉત્તમ છે. બીજા વ્રતોને પાળવામાં આવે પરંતુ શીયળવ્રતને પાળવામાં ન આવે તો બીજા વ્રતોનું ફળ સ્ત્રીને મળતુ નથી. સ્ત્રીઓને શીયળ વ્રત સર્વ વ્રતોના કરતાં ઉત્તમ છે. શીયળના પ્રભાવ વિશે એક પ્રાચીન કથા તને કહુ છુ તે હે સત્યાભામા તમે ધ્યાન આપીને સાંભળો! પૂર્વે કાશી નગરીમાં સોમશર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ સુમતી હતું અને તે પતિવ્રતા હતી. સ્ત્રી પુરૂપ બને ધર્મની મૂર્તિ હતા અને પરસ્પર ધર્મકૃત્યોમા તથા વ્યવહારમા સહાયતા કરીને સતોપ માનતાં હતાં. એક દિવસે સોમશર્મા સાયકાળની સધ્યા, અગ્નિહોત્ર વગેરે નિત્ય કર્મ કરી ભોજન કરીને સુતો હતો. અને તે સમયે ધર્મપત્ની સુમતી પોતાના પતિના ચરણ ચાંપતી હતી, અને તેના પતિનું મસ્તક સુમતીના ખોળામાં હતું. પત્નીની સેવાથી સુખ ઉપજતા સોમશર્માને નિદ્રા આવી ગઇ. એટલામાં તેનો એકનો એકજ પુત્ર જે બાળક હતો તે રીખતો રીખતો અગ્નિહોત્રના કુડ તરફ ગયો. અગ્નિના કુડમા -પડવાથી ધગી જવાય છે એવું તે બાળકને જરા પણ જ્ઞાન ન હતું. ને છેક અગ્નિના કુડની પાસે જઇને બેઠો, આ સર્વ સુમતી જોતી હતી. તે સમયે સુમતીના ખોળામા તેના પતિનુ મસ્તક હતું; તે મસ્તકને જો ને ધરતી ઉપર મૂકીને બાળકને બચાવવાને જાય છે તો પતિ જાગી જાય છે, તે ઉપરથી સુમતીએ બે હાથ જોડીને અગ્નિદેવની સ્તુતિ કરી કે; હે અગ્નિદેવ! મને અત્યારે ઉભય રીતે ધર્મ સકટ પ્રાપ્ત થયુ છે. જો મારા બાળકને અગ્નિના કુડમા પડતા અટકાવીશ નહિ તો તે

અગ્નિમાં પડી બળીને ભસ્મ થઇ જાશે, અને જો બાળકને બચાવવા માટે પ્રાણનાથને જગાડીશ તો પતિ તરફની મારી અનન્ય ભકિતનો ભગ થાશે; ઓ યજ્ઞનારાયણ! આ સ્ત્રીને ધર્મસકટમાંથી બચાવો. હુ ગમે તેમ થશે, પણ મારો ધર્મ તજીશ નહિ; પ્રથમ પતિ અને પછી પુત્ર છે. હે અગ્નિદેવ! મે જો નિષ્કપટપણાથી મારા પતિની સેવા કરી હોય; શુધ્ધ એવાં મન, વચન અને કાયાથી હું નિત્ય મારા પતિને જો અનુસરતી હોઉ અને મારા પતિના ઉપર જો પરમાત્માના જેવો મને ભાવ હોય તો આપને શરણે આવેલા મારા પુત્રનુ આપ રક્ષણ કરશો એવી મારી પ્રાર્થના છે. આ પ્રમાણે સુમતી પ્રાર્થના કરે છે એટલામાં તો બાળક અગ્નિના કુડમાં પડયો. પરતુ હે સત્યભામા સુમતીના પાતિવ્રત્યના પ્રભાવથી કુડમાનો અગ્નિ ચદનના જેવો શીતળ થઇ ગયો. અગ્નિદેવે તેને પોતાના બને હાથમાં ઝીલી લીધો અને તે બાળકને ઉની આચ પણ ન આવી. અને તે બાળક હસતો રમતો પોતની માતાના ખોળામા આવીને બેઠો. બેન સત્યા! આ સર્વ પ્રભાવ સુમતીના શીયળનો હતો આટલુ બધુ શીયળનુ માહાત્મ્ય છે. સત્યભામા શીયળનુ માહાત્મ્ય સાભળીને ઘણાંજ પ્રસન્ન થયાં, તે દ્રૌપદીનું આટલુ બધુ ધાર્મિક જ્ઞાન તથા સમજાવવાની ઉત્તમ છટા જોઇને તેનાં ઘણાંજ વખાણ કરતા બોલ્યા; બેહેન! તમે મનુષ્ય નથી પણ કોઇ દેવી છો, તમારી પાસેથી સ્ત્રીઓના ધર્મો સાંભળીને મને ઘણોજ આનદ થયો છે. આપની અમૃત સમાન મધુર વાણી સાભળતા મને તૃપ્તિજ થતી નથી જાણે કે સાંભળ્યા જ કરૂં. આ રીતે વાતચીત કરીને બને જણી સુઇ ગઇ.

દ્રૌપદીની પાસેથી સ્ત્રીઓના ધર્મો અને તેનુ માહાત્મ્ય સાભળીને સત્યભામાને સ્ત્રીઓના ધર્મ ઉપર અત્યત ભાવ થયો અને તે સાંભળવા માટે દ્રૌપદી કામમાંથી પરવારીને બેસે કે તેની પાસે

જઇને સ્ત્રીઓના ધર્મ વિશે પ્રશ્નો કર્યા કરે. આજે સત્યભામાએ સ્ત્રીજાતિની કેટલી મહત્તા છે તે ઉપર પ્રશ્ન પુછયો, અને કહ્યું કે સ્ત્રીઓને માટે આપણા શાસ્ત્રમાં શું શું લખ્યું છે અને તેનુ કેટલું મહાત્મ્ય છે તે મને કહો. કેટલાએક કહે છે કે; સ્ત્રી અને શૂદ્રને સરખાં ગણીને તેનુ અપમાન કરવામાં આવ્યુ છે અને તેને ધર્મકૃત્યમાથી પણ કાઢી નાખવામાં આવી છે. આ વાત ખરી છે ? દ્રૌપદી સત્યભામાનો પ્રશ્ન સાંભળીને હસી પડયાં અને બોલ્યાં, બહેન ! ધર્મશાસ્ત્રમા સ્ત્રીઓને પૂજ્ય અને સત્કારયોગ્ય એવી ગૃહ-લક્ષ્મીની ઉપમા આપવામા આવી છે ધર્મશાસ્ત્રમાં અને પુરાણમાં સ્ત્રીની મહત્તા વર્ણવતા કહે છે કે સ્ત્રીઓ ઘરનુ આભૂષણ છે એટલુંજ નહિ પરંતુ श्रिय. प्रियश्च गेहेषु न विशेषोऽस्ति कर्हिचित्। ઘરની લક્ષ્મીમાં અને સ્ત્રીમાં જરા ફેર નથી. સ્ત્રીઓ પુરૂષોને ધર્મ્ય પ્રજા અર્પણ કરીને તેના વશની વૃદ્ધિ કરે છે, વળી વૈદિક ધર્મકર્મમાં તથા શ્રાદ્ધાદિક કૃત્યોમાં, અતિથિઓનો સત્કાર કરવામાં પુરૂષને સ્ત્રી સપૂર્ણ રીતે સહાયતા કરે છે. જો સ્ત્રી ન હોય તો પુરૂષથી અગ્નિહોત્રાદિક કર્મ તથા શ્રાદ્ધાદિક ધર્મકર્મ તથા અતિથિસત્કાર વગેરે ધર્મકૃત્યો થઇ શકેજ નહિ. આ સર્વ કૃત્યોમાં સ્ત્રીની ખાસ જરૂર પડે છે. તેના વિના પુરૂષથી કઇ પણ થઇ શકતું નથી. માટે ભગવાન્ મનુ કહે છે કે, પુરૂષને સ્વર્ગ સપાદન કરવા માટે સ્ત્રીની જરૂર પડે છે. दाराधीनस्तथा स्वर्ग. સ્વર્ગ પણ સ્ત્રીના આધીન છે, કારણ કે સ્ત્રી સ્વર્ગના સાધનોમાં પ્રથમ સાધન છે. પુરૂષથી એકલાથી કોઇ પણ ધાર્મિક કૃત્યો થઇ શકે નહિ. આવા ઉત્તમ ગુણોથી ભરપુર સ્ત્રીઓની શાસ્ત્રમાં ઘણીજ પ્રશસા કરવામાં આવી છે ભગવાન મનુ સ્ત્રીઓની પ્રશસા કરતાં કહે છે કેઃ

यत्र नार्यस्तु पूज्यते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यते सर्वास्तत्राफलाः क्रिया : ॥

જેના કુળમાં સ્ત્રીઓનુ પુજન કરવામાં આવે છે તેના કુળમાં દેવતાઓ રમે છે અને જેના કુળમાં સ્ત્રીઓની પુજા કરવામાં આવતી નથી તે કુળમાં ધર્મની સર્વ ક્રિયા નિષ્ફળ થાય છે.

पितृभिर्भ्रातृभिश्चैता. पतिभिर्देवैरस्तथा ।
पूज्या भूपयितव्याश्च वहुकल्याणमीप्सुभि. ॥

ઘણાં કલ્યાણની ઇચ્છા રાખનારા પિતાએ પુત્રીનો, ભાઇઓએ બહેનનો, પતિઓએ સ્ત્રીઓનો અને દીયરોએ ભાભીઓનો સત્કાર કરવો અને વસ્ત્રો તથા આભૂષણોથી તેઓને શણગારવી.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥

જેના ઘરની સ્ત્રીઓ દુઃખની મારી શોક કરે છે તેનાં કુળ તુરત નાશ પામે છે. અને જે કુળની સ્ત્રીઓ શોક કરતી નથી તે કુળની સર્વદા વૃદ્ધિ થાય છે.

तस्मादेता: सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्य सत्कारेषूत्सवेषु च ॥

તે માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષોએ સત્કારના સમયમાં તથા વિવાહાદિક ઉત્સવોમાં નિત્ય આભૂષણો અને વસ્ત્રો આપીને તથા ભોજનો જમાડીને સ્ત્રીઓનુ નિત્ય પૂજન કરવું.

સ્ત્રી જાતિની પ્રસન્નતા ઉપરજ પુરૂષના અભ્યુદયનો આધાર છે. આ તો પત્નીની સ્થિતિમાં રહેલી સ્ત્રીની મહત્તા વિશે કહયુ; પરતુ માતાનો અધિકાર પિતાના કરતાં પણ શાસ્ત્રમાં અધિક વર્ણવ્યો છે. શાસ્ત્રમાં જ્યા દેવોની ગણત્રી કરવામાં આવી છે ત્યાં પ્રથમ માતૃદેવો ભવ માતાને દેવમાન, એમ ઉપદેશ કરવામા આવે છે અને પછી પિતૃદેવો ભવ

પિતાને દેવ માન, આમ ઉપદેશવામાં આવે છે. પિતાના કરતાં પણ છોકરા ઉપર માતાનુ વાત્સલ્ય અધિક હોય છે. સંતાનોનો પ્રથમ ગુરૂ માતા છે, તેનાં ધાવણુ-માથી. તેના મધુર ઉપદેશ વચનોમાંથી પુત્રને જે જે અમૂલ્ય સદ્‌ગુણો અને ઉપદેશ મળે છે તે આખા જીવિતમા ઉપયોગી થઇ પડે છે. માતાની ઉપમા કોઇને આપી શકાય તેમ નથી. તે સાક્ષાત જગદંબાસ્વરૂપ છે. તેમની પૂજા ને સેવા કરવાથી મનુષ્યનાં મહાપાપ દૂર થાય છે. તે જગમ તીર્થ ગણાય છે. સત્યભામા ! સાંભળો છો કે પ્રત્યેક સુભાગી સ્ત્રીને માતા થવાનો પણ સમય આવે છે. એક સ્ત્રી જ્યારે માતા થાય છે ત્યારે તેનો અધિકાર પિતાના કરતાં પણ વધી જાય છે, લક્ષ્મીના કરતા પણ તેની શ્રેષ્ઠતામા વિશેષ વધારો થાય છે હજારો લક્ષ્મીઓ તેના ચરણની સેવામાં હાજર થાય છે અને તે એક તીર્થરૂપ થઇ પડે છે. શાસ્ત્રમાં આવી રીતે સ્ત્રીઓનું અનેક રૂપે માહાત્મ્ય વર્ણવ્યુ છે. તેમાંથી મે તમને સાર માત્ર કહ્યો છે. સત્યભામા સ્ત્રીઓનો મહિમા સાંભળીને ઘણાજ પ્રસન્ન થયાં, સસારમાં પોતાની ઉપયોગિતાનુ તથા મોટાઇનુ તેને ભાન આવ્યુ અને બોલ્યા, બહેન દ્રૌપદિ ! તમારા સમાગમમા મને બડી ગમત મળી છે. અમારૂ અહી આવવુ ખરેખર સફળ થયુ. અને વાર્તા વિનોદ કરવામાં દિવસ કયા ગયા તેની બીલકુલ ખબરજ પડી નથી તમે અઠવાડિયાના સમાગમમા મને મોટી મોહિની લગાડી દીધી છે અને જાણે અહી તમારી પાસેજ રહુ એમ થાય છે પરતુ તમારા દીયર ઉતાવળા થાય છે. દ્વારકા છોડયાને આજ પદરેક દિવસ થયા હશે માટે હવે અમે જવાની આજ્ઞા માગીએ છીએ. તમે મને સ્ત્રીજા-તિના ધર્મ વિષે જે જે વચનો કહ્યા છે તે બધાનુ હુ દરરોજ મનન કરીશ. અને મારો તથા તમારો આ સવાદ સતીગીતાને નામે જગતમાં પ્રસિદ્ધ થાશે. દ્રૌપદીએ સત્યભામા જેટલા દિવસ ત્યાં રહ્યાં તેટલા દિવસ

તેનો ઘણોજ સત્કાર કર્યો હતો. તે સત્કારથી સત્યભામાને ઘણોજ મોહ થયો હતો તેથી તેને ત્યાથી જવાનુ મન થતુ ન હતું પરતુ ગયા વિના છૂટકોજ ન હતો. જેમ સત્યભામાને દ્રૌપદીના સહવાસથી આનંદ થયો, એમ પાંડવોને શ્રીકૃષ્ણના સહવાસથી આનદ થયો: શ્રીકૃષ્ણે પાડવાને ધીરજનાં વચનો કહ્યા. નીતિશાસ્ત્રનો ઉપદેશ કર્યો અને આપત્કાળના ધર્મો કહ્યા, તથા પૂર્વે દૈવયોગથી દુ:ખમાં આવી પડેલા રાજાઓનાં ઉદાહરણો આપીને દુ:ખ સહન કરવાનો ઉપદેશ કર્યો અને કહ્યુ કે; "चक्रवत्परिवर्तनो दुःखानि च सुखानि च ચક્રની પેઠે મનુષ્યને દુઃખો અને સુખો વારા ફરતી આવ્યા કરે છે." દુ:ખના સમયમાં પુરૂષે હારી નહિ જતાં ધૈર્ય ધરીને રહેવાની જરૂર છે. હવે તમે મને રજા આપો. આજે દ્વારકા છોડયાને પદર દિવસ થયા છે માટે હવે જવુજ જોઇએ. પાડવો શ્રીકૃષ્ણના ભકત હતા, શ્રીકૃષ્ણ તેમના પ્રાણ હતા, છતા તેઓએ શ્રીકૃષ્ણને જવાની આજ્ઞા આપી એટલે શ્રીકૃષ્ણ અને સત્યભામા દ્વારકા નગરી તરફ સીધાવ્યા.

આ કથા ભાગ જ્યા પુરો થયો, તેટલામા સ્વદેશ પ્રેમી સાધુ રા. મહાત્મા પધાર્યા, અને મધુરી, તેની સાથે વાર્તાલાપમાં ગુથાણી—વસુ, પોતાના કાર્યમા પ્રવૃત્ત થઇ!

મધુરીને આ કઇ નવુ ન્હોતું, પણ પુત્રીને પ્રવૃત્તિવાળી કરવાને આ પ્રપંચમય જીવન; પૂર્વાંશમાં ઉતાર્યું, વાંચન શરૂ થયુ!

વાંચનાર! મધુરીને કન્યા તો ન્હોતી, અને બે પુત્રો ચન્દ્રકાન્ત તથા સૂર્યકાન્ત હતા—પણ તે પછી કન્યારત્ન અવતર્યું હતુ. તે વૃતાંત હવે પછી વાચવામાં આવશે.

---

# પ્રકરણ ૪ થું.



## મધુરીનું આત્મ-જીવન.

તોફાન ભરદરિએ ઉડે, સોખાણી સંભાળી વહે,
નાવીક સાચો એજ છે, ઉતારૂ પાર ઉતારી દે;
નારી ખરી ભવસાગરે. તારે ઉભય કૂળ દ્વાર એ,
સૌભાગ્ય કે વૈધવ્યમાં. સંસાર સભાળે ખરે;

---

"મ્હારૂ જીવન સફળ થયલુ હુ ક્યારે માનુ છું, કે અવશાન સમયે, એકજ ચિત્ત, આકર્ષાયા વિના, સ્મરણમા-પ્રભુ ચરણમાં દોરાઉ; અને યુવાનીમા શાન્તિ તથા શત્રુતા રાખીને, કદી વૈધવ્ય આવે, તો તેમાં મન વશ રાખી, સ્વધર્મ સંભાળી, સ્વામીની સન્તતિ-વશજ ઉછેરી, કન્યાને યોગ્ય કેળવણી આપીને સાસરે વળાવી, અસાર સસારના વ્યવહારમાં ખડી રહુ ત્યારે!" મધુરીએ, એક સ્વદેશભકત મહાત્માશ્રી કને આત્મજીવનને પડધો પાડયો; સ્ત્રીજીવનની આવસ્યકતા બતલાવી.

"શ્રીમતી મધુરી દેવી? તમારા વિચાર મને એટલા પસદ પડયા કે આ પ્રકારની સુમતીવાળી ભારતીય બહેનો સ્થળે સ્થળે ઉત્પન્ન થાય તો!

"પાંચ આંગળી કયાં સરખી છે? ધરતી કયાં સરખી છે? આકાશ તત્વ કયાં સમાન છે? મનુષ્ય પ્રકૃત્તિજ જ્યારે ભિન્ન ભિન્ન છે, તો પછી મનુષ્ય હૃદય કયાંથી સરખુ હોય? અ તો ધર તેવી ગૃહણી, દિવસ તેવા દિકરા, અને સસ્કાર તેવુ જીવન! કર્મફ-ળના દાતા સર્વ છે. પ્રભુએ જે નિર્માણ કર્યું છે, તે પ્રમાણે ઘટના-ઘટમાળ ફર્યાં કરે છે."

"તમારા સહવાસમાં આવેલી મંદારિકામાં તમારા આ ઉચ્ચ સંસ્કારે એટલી હદ સુધી પ્રવેશ નથી કર્યો, ખરૂ ?"

"મારી બુદ્ધિ, સ્થિતિ અને જ્ઞાન, આપના જેવુ વિશાળ તો નથી; આપ સ્વદેશ ભક્ત છો; હળદરને ગાંઠીયે બનેલા ગાંધી નથી. તમારામાં પ્રાચીન અર્વાચીન વિદ્યાનો ભંડોળ છે. સામાજીક અને ધાર્મિક સંસ્કાર છે. રાજદ્વારી નર ગણાઓ છો. પોલીટીકલ ભોમિયા છો. સ્વદેશ હિતમાં આપે જીવન અર્પણ કર્યું છે. ખરૂં કહુ તો આપની સહભાગી તરીકે મંદારિકાએ આપનુ શરણુ લીધું છે; અર્થાત્ આપની સહાયક તરીકે તેણે આપનો સહવાસ વધારે પસંદ કીધો તે છતાં તેનું મન વિહ્વળ કેમ છે? આપ તેને ઉપદેશ નથી કરતા?"

"જેનું મન ચલિત છે, જે પ્રથમથીજ મોહન મંત્રને વશ થયલાં માણસ છે, તે મહા વિપત્તિ પછી તેવી ને તેવીજ દશામાં અથડાય છે. મંદારિકાને મ્હારો સહવાસ પ્રાપ્ત થયો ખરો; મ્હે તેમની યુવાન સ્થિતિનો-નિર્મળ આગ્રહ જોઇને સત્યાગ્રહ કર્મમાં સહવાસ થવા દીધો છે ખરો, પણ તેમાં તે તટસ્થ રહેશે, એ મને શક છે!"

"જો તેમ છે, તો પછી તેવી કુળવતી, શ્રીમંત પુત્રી, ભલે આગ્રહી અને નિર્મળ દીલની હોય તો પણ તેને તમારી સહભાગી બનાવવી, અને તેનો પરિણામમાં કર્મહીન ફળ પ્રાપ્ત થાય, ત્યારે અપવાદ હોવાનો, એ તમારા મહાત્માના નામને અપવાદ નથી?"

"દેવી! મારૂં મન મારે સ્વાધીન છે, પછી જગતના અપવાદની પરવા નથી; પણ મને એટલુ જોવાનું છે કે મ્હેં જે જે કાર્ય કરવાનુ માથે લીધુ છે તેમાં અપવાદ આવવો ના જોઇએ!"

"જગત વિચિત્ર છે, મહાત્મા! એકાન્ત બુરી છે. તમે ઇન્દ્રિય દમન કરનારા છો, તાપસી છો, પણ અમારી દયા, માયા, અને વ્હાલ કને નમ્ર ઘી જેવા છો! બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર માટે એમ કહેવાય,

કે ભલે તે ક્ષત્રી વીરના મગજ પ્રકાશિત હોવાથી મેનકાને વશ થયા; પણ આપણા વૃદ્ધ, દાનવીર અને દયાળુ દયારામ ગીડુમલના સ્થિર ચિત્તને ડોલાયમાન કરવામાં, એકાન્ત અને પ્રેમ, જીવન દોષિત ન થયો ? એક યુવાન કન્યાને પક્ષમા રાખવાથી, બાળહત્યા અને સ્ત્રીહત્યા ન થઇ ?"

"મ્હારે માટે પણ શુ એવુ કોઇ ધારે છે? જે જણાતુ હોય, તે કહો, હુ આ પળે પરિત્યાગ કરીશ; મારી અજાણી પણ નિર્દોષ-ભૂલ છતાં કબુલ કરીશ."

"મહાત્મા ! તમારે માટે ભારતીય પ્રજાને વિશ્વાસ છે; પણ લોકવાણી બુરી છે. જગતને જરા ઓછુ પડયુ, કે પાણીમાંથી વરાળ નીકળતાં વાર લાગતી નથી, એટલાજ માટે મદારિકાના સહવાસમાં— યા એવી કોઇપણ વ્યવહાર વિમૂખ સ્ત્રીના સબંધમાં આવવું યોગ્ય નથી, પછી ભલે તે લખપતીની દીકરી, અને દેશ ભકતનું ડોળ ઘાલનારી હોય ! અનસૂયા જેવી પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી ઉપર, વિના દોષે દોષ ચડયો હતો, તો તમે કોણ ? ભલે તમે દત્તાત્રય સ્વરૂપે દોષ નિવારશો, પણ રામને માથે, સીતાજીનો પરિત્યાગ કરવાનુ કલક આવ્યું, તે આવ્યું, જોકે તેમને પણ ધર્મ સંકટ આવેલુ હોવાથી તે પ્રજાજનને શાન્તિ આપવા માટે કાર્ય કરેલુ હતુ. તોપણ જગતમા રહેવુ, તો જગતથી ડરીને ચાલવુ ને તેવાં દુષણોનો પરિત્યાગ કરવો, પછી ભલે નબળાઇમાં તે અધીરાથી ટકોયે હોય !"

"તમારો ઉપકાર થયો. આજ સુધી મને આ રીતે મ્હારી પુઠ પાછળ પડેલો ડાઘ દેખાડનાર કોઇ મળ્યું નથી—ને મળવાનુંયે લાગતુ નથી. મધુરી બ્હેન, તમે આટલી હદ સુધી ઠરેલા વિચારવંત ને ચોકસ વિચારનાં સત્યાગ્રહી છો, એ હું ન્હોતો જાણતો !"

"સહવાસે સમજાય છે, તેપણ તેનાપર ભાવ ને શ્રદ્ધા હોય તોજ તેની વાત ગમે ! મહાત્માશ્રી ? મને માફ કરજો—કદી હુ ભૂલતી હોઉં,

તમારૂં પવિત્ર હૃદય હુ વિના દોષે, દુભાવતી હોઉ, યા મને મ્હારા એકપક્ષે મ્હારૂં કહેલું કારણરૂપ લાગતુ હોય, તો ક્ષમા ચાહું છું !"

"જગતમાં જે પડધા પડે છે, તેમાં જુઠું હોય ખરૂં, પણ ધ્વનિ તો ખરો ! ભલે મદારિકા જોડે મ્હારે માનસિક લીલાનો સ્નેહ સંબંધ ન હોય, તોયે તેની આગલી પાછલી રીતભાતના પ્રમાણમાં તો જગત તોલન કરે ખરૂં કની ? ભલે તે નિર્મળ છે, તોપણ ઉછાંછળાપણાને લીધે, જગતની દૃષ્ટિમાં તે અવ્યવહારકુશળ છે, ને ભલે પછી હવે તે સત સમાગમે શુદ્ધ સાધ્વી તરીકે વર્તન રાખે, તોપણ સહવાસને તો મૂળ પ્રમાણથી અપવાદી થવુ જ પડે ! હું ધીમે ધીમે એ દોષથી મુકત થઇશ, મધુરી બ્હેન ?"

"તમે સમજુ છો, ડાહ્યા છે, તેથી મ્હારી મૂર્ખ વાતનોયે અંગીકાર કરી લીધો ! કેટલાક ખરી વાત માનીને પણ દંભથી ઉડાવે છે; જો કે મનમાં તો સમજે, ને છેવટ અપવાદ રહિત પણ થવા પ્રયત્ન કરે, પરંતુ ભૂલ સ્વિકારેજ નહિ !"

" મ્હારો નિશ્ચય છે, કે મ્હારી પૂઠ પાછળ, મ્હારા જીવન કર્મ માટે શું બોલાય છે, તે છુપી રીતે જાણવાને હુ વધારે આતુર રહુ છું, કેમકે મને મ્હારા કર્મ કાર્યમાં યા મ્હારા આત્મજીવનમા એક પણ ડાઘ ન બેસે તો ઠીક !"

"અવસ્ય ! જ્યારે આપે આત્મજીવનના ડાઘની વાત કરી, ત્યારે મ્હને મ્હારી બચપણની વાત એક યાદ આવે છે. હુ એકવાર રાત્રીયે મ્હારી ક્રૂર સાસુના સંતાપથી, ને કાચા કાનના બાળક પતિથી તિરસ્કારાયલી પિયર આવી, પણ મ્હારા પિતાના કડક સ્વભાવે, અને દીકરીને સાસરવાસજ યોગ્ય, આ નિશ્ચયે થાકી-હારીને, હું સુમનરાયની બંગલીમાં, જ્યાં મ્હારા પિતાએ તેને આશરો આપેલો, તે પિતાશ્રીના બગલા સામે તેમની જોડે રાત્રી નિવાસ કર્યો, પણ તે

પ્રસંગે બનેલો, હૃદય દઝાવનારો બનાવ મને જ્યારે જ્યારે યાદ આવે છે, ત્યારે કંપ થાય છે. જો કે હું ને તે નિર્દોષ છતાં, જીવનના એક સબલ ભાગને, પ્રબળ અગ્નિથી હજી સુધી દઝાયલો રાખવો પડયો છે ને તે મ્હેં, મ્હારા આત્મ–જીવનની કથામાં લખેલું છે !"

"એ જીવન છપાયલું છે, કે લખાયલુ ? તમારા સ્વહસ્તે !"

"હા : સ્વહસ્તે લખાયલુ, પણ છપાયલુ નથી–છપાવા યોગ્ય પણ નથી !"

"મને વાચવા આપશો ? તમારી સાથે તે લેખ છે ?"

"હા; હુ મોકલીશ, પણ પાછુ સંભાળીને મને મળે, તે લક્ષ રાખશો."

"ચિન્તા નહિ–બહુ આનંદ થયો–હુ હવે રજા લઇશ" મહાત્મા ઉઠયા.

"અમારે હવે મુબઇ પ્રયાણ કરવાનું તાકીદે છે ! હરદ્વાર આવતી કાલેજ છોડવાનુ છે. પડિત ભગીરથને બનારસથી તાર આવ્યો છે, તેથી તે પણ ઉતાવળા થાય છે. હજી મ્હારા સ્વામીનુ શ્રાદ્ધ, તથા માતાજીનું શ્રાદ્ધ ગયાજીમાં કરવાનુ હોવાથી ત્યાં રોકાવુ પડશે."

"હા, પણ હુ આનંદ બતાવાનું ભૂલી ગયો. તમારી સુજ્ઞ કન્યાને, ભગીરથ જેવા ગુણીયલ પતિ મળ્યા, તે તમેજ આ દેશભકત વિદ્વાનને શોધી કહાડયો ?"

"ભાવી યોગ પ્રબળ છે. એઓ મારા નિકટના સબંધી છે. એ સુમનરાયના પુત્ર છે, ને જો પુર્વ સસ્કાર સત્ય માનીયે તો તે મરનાર વીરમતી બહેનના અવતારિક મદારિકાના તે ગુહ્ય સસ્કારી પુત્ર છે!"

"આ હુ શું સાંભળુ છુ ! તમે આ બધું કયા સસ્કારે જાણી શકો છો ? શુ તમે ત્રિકાળજ્ઞી છો ?—

"ના અમે નીલગિરી ગયલાં, ત્યાં અમને આ પ્રતિધ્વનિ થયલો; એક મહાત્માએ ગુરૂમંત્ર તરીકે આકાશ વાણી સંભળાવેલી."

"વાહવા! ત્યારે તો તેપણ તમારા આત્મજીવનમા હશે!"

"હા, લ્હો, ને હુ તમને આપુ." મધુરી, તે પોથી લેવા ગઇ. મહાત્માશ્રી તો મધુરીનાં આ જીવન-દર્શન કરીને સડાકજ થઇ ગયા. વીરનારીઓમાં-ભારત-ભગિનીઓમાં સત્યવાદી, આ પ્રકારની મહાદેવીઓ હજી હયાત છે, સતસમાગમ કરતાંયે દુર્લભ પ્રાપ્ત થાય, તેવી માતાઓ છે, એ પણ ભારતનુ ભાગ્યોદય; એવું કલ્પવા લાગ્યો; ત્યાં મધુરી આવી, ને પોથી આપી. બન્ને નમ્યાં. મહાત્મા રવાના થયા એટલામા તાર આવ્યો-સુમન સાથે મંદારિકાનું લગ્ન નકી થવાની ખબર મળી. અને આશ્ચર્યનાં વાદળા વિખરાવા લાગ્યાં!

વાચનાર! હવે આપણે મંદારિકાની સ્થિતિ તરફ નજર કરીએ, તેના આત્મપ્રયોગનાં દર્શન કરીએ, સ્વતંત્ર જીવનનું પરિણામ તપાસીને સદ્બોધ લઇએ!—

## ભાગ બીજો—સમાપ્ત.

# સહચરી

અથવા

# શનેહ-ઘેલી સુંદરી.



## ભાગ ત્રીજો.

स एवमुक्तोङ्गिरसा कौशल्यो राजसत्तमः ।
प्रयत्नात् कृतवान् वीर. प्रजाना परिपालनम् ।

शान्तिपर्व (महाभारत)

"રાજા પણ પોતાનામા રહેલા "શમતા" ગુણવડે, સત્યવડે, અને મિત્રભાવવડે, પૃથ્વીનુ પાલન કરીને, તથા મ્હોટા યજ્ઞોવડે, દેવનુ પુજન કરીને, મોટો યશ મેળવી, સ્વર્ગલોકમા અખડ પદ પામે છે!"

---

## પ્રકરણ ૧ લુ



### ઉદયગઢ અધિપતીનુ મનોરાજ્ય.

नरपतिहितकर्त्ता द्वेष्यता याति लोके ।
जनपदहितकर्त्ता त्यज्यते पार्थिवेन ॥
इति महति विरोधे भूयमाने समाने
नृपतिजनपदानाम् दुर्लभ. कार्यकर्ता ॥

"રાજાનુજ હીત ચાહનાર પ્રજાનો રાગી બને છે, અને પ્રજાનું કેવલ હીત ચાહનાર રાજાનો દ્વેષ વ્હોરે છે, પરંતુ બન્નેનું હીત કરનાર, ત્રિલોકમાં પુજાય છે, તદપિ તેવો સમર્થ મહાત્મા મળવો મુશ્કેલ છે!"

"રાજા, પ્રજાનું સંરક્ષણ કરવા બધાયલો છે, તેવી રીતે પ્રજા પણું રાજ્યની પ્રત્યે વફાદાર રહેવાને બધાયલી છે. જો ઉભયમાં કોઇપણ પોતાના લોભવશે, ભેદ રાખીને વર્તે છે, તો તે અણગમો વ્હોરે છે!"

"સેવકોનો ધર્મ છે, કે રાજાની પ્રજાને સન્માન આપવું ને તેમનાં હીત કાયમાં, રાજ્ય હક સાચવીને સહાયતા આપવી. જે રાજસેવક તેની પ્રજાને આપદ્કાળે, અભિમાન અમલથી સત્તા ચલાવી દુ:ખિ કરે છે, તે રાજાના કટાક્ષ સાશનનો અધિકારી થાય છે!"

"મહાત્માશ્રી ? આપ ગુરૂરાજે મને જે જ્ઞાન આપ્યું, તેથી મારા મનને, આ સંસાર-સાર જાણવાની અધિકાધિક લાલસા થતી જાય છે, માટે કૃપા કરીને, રાજા જનકના સવાદો સભળાવો. યોગ-વાસિષ્ટનો અધુરો ભાગ કહો! વળી અહો પ્રભુ ? મને આપે શાન્તિ પર્વમાંથી જનક યોગાધ્યાનનો ભાગ સભળાવેલો છે, તે પણ કહો! કેમ કે આયુષ્ય થોડુ, ને કર્તવ્ય ઘણુ છે." ઉદયરાજ બોલ્યા.

"ભારતની દુર્દશા પ્રસગે, તમને આ ઇચ્છા થઇ છે, એ નવાઇની વાત છે." ગુરૂએ શકા કરી.

"મહાત્માશ્રી ? હાલનો સમય, ભારતના દુર્દૈવનો છે. પ્રજામાં અશાન્તિ અને કોળાહોલ છે; તેમજ રાજસત્તા પ્રતિ પણ પ્રભુની કૃપા જણાતી નથી. કેમકે પાશ્ચિમાત્ય યુદ્ધનો ભયંકર વિકાર હજી વિશ્રાન્તિ પામ્યો નથી."

"જ્યારે પૃથ્વીપર અધર્મો વધી પડે છે, ત્યારેજ ભારરૂપ મનુષ્યોમાં યુદ્ધ જાગૃત થાય છે. કામ-ક્રોધ ને લોભાદિ વસ્તુનો એ પ્રભાવ છે!"

"સત્ય છે; પણ ભારતનાં અભાગ્ય તો એટલાં છે કે તેમનો મુખ-વાચા પણ ખુલ્લી નથી !"

"મહારાજ ? એ જરૂરજ હતી ! ભારતમાં પાપનો ભાર વધી પડયો છે. સનાતન ધર્મ નાશ પામ્યો છે. પાશ્ચિમાત્ય ભ્રાન્તિમાં ઉજવળતા જોઇને હીન્દ ઘસડાયુ છે. નથી જ્ઞાતિમાં, નથી જાતિમાં, નથી કુટમ્બમાં કે નથી વરણાશ્રમમાં મહત્તા રહી ! પિતા-પુત્ર કે પતિ-પત્નિમાંથી પ્રેમ ઉડી ગયો છે; અને નિર્બળતાના પ્રભાવે, દુષ્કર્માધિક થઇને, પરસ્પર અંત્તર-ભાવ, વિષરૂપ થઇ ગયો છે. આ સર્વ સ્થિતીમાં લાવવાને પ્રભુએ ઠીક બન્ધનમાં મુકયા છે. રાજ રજવાડાં અને શેઠ શાહુકારો પણ રંક કરતાં રંક દશા ભોગવે છે !"

"આપે પન્જાબ પ્રકરણ તો જાણ્યુ છે. જોકે એ કથા, આપણા છેવટના સમયમા આવશ્યક નથી; માટે તે રહેવા દઇને, ભગવત વાર્તા પ્રત્યે લક્ષ આપીએ ! કહો, મહારાજ ! એવા સમયમાં જનક રાજાને કેવું, કયા પ્રકારે જ્ઞાન થયુ, કોના ઉપદેશથી ચિત્ત-વૃત્તિ શાન્ત પામી ?-

ઉદયગઢના વૃદ્ધ મહારાજાની ઇચ્છા જાણીને-ગુરૂજીએ વસિષ્ઠ પ્રકરણ સંભળાવા માંડયુ !

જનક કહે છે કે,-હે વિપ્રર્ષિ ! ઇન્દ્રિયો કેટલી છે ? પ્રકૃતિઓ કેટલી છે ? અવ્યક્ત એટલે કારણ બ્રહ્મ શું છે ? પરબ્રહ્મ શુ છે ? તેથી પર નિર્ગુણ બ્રહ્મ શુ છે ? જગતની ઉત્પત્તિ કેવા પ્રકારે થાય છે ? તેનો નાશ કેવા પ્રકારે થાય છે ? કાળની સખ્યા કેટલી છે ? હે વિપેંદ્ર ! અમે તમારા અનુગ્રહની ઇચ્છા રાખનારા છીએ માટે તમારે તે સર્વ કહેવું યોગ્ય છે. હું અજ્ઞાન છુ માટે પૂછું છુ અને તમે જ્ઞાનના સમુદ્ર છો, માટે હુ એ સર્વ સાંભળવાને ઇચ્છુ છુ યાજ્ઞવલ્કય કહે છે કે,-હે રાજન્ ! તુ મને જે પૂછે છે તે વિષે તને કહુ છું ને સાંભળ. યોગનું સર્વોત્તમ

જ્ઞાન અને વિશેષે કરીને સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન, એમાંથી કાંઇ પણ તને અજ્ઞાત નથી તથાપિ તું મ્હારો અભિપ્રાય જાણવાને મને પૂછે છે તો "કોઇ પૂછે ત્યારે તો કહેવુજ" એવો સનાતન ધર્મ છે માટે હું તને કહું છુ. પ્રકૃતિઓ આઠ છે અને વિકૃતિઓ સોળ છે. તેમાંથી અધ્યાત્મને ચિત્વન કરનારા પુરૂષોએ આઠ પ્રકૃતિઓ આ પ્રમાણે કહેલી છે. અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ આઠ પ્રકૃતિઓ કહેવાય છે. હવે વિકૃતિઓ અથવા તેના વિકાર કહું તે સાંભળ. શ્રોત્ર; ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ, વાણી, હાથ, પગ, ગુદા, મેઢ્ર (લિંગ), એ પદર તથા સોળમું મન. એ સોળ વિકાર છે હે રાજેંદ્ર ! પાચ મહાભૂતોમાં શબ્દાદિ દશ વિશેષ છે. હે મૈથિલ ! એમાંથી બુદ્ધીંદ્રિયો સવિશેષ છે—અર્થાત્ શ્રોત્રાદિ વિશેષ નથી. અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર કરનારા પુરૂષો મનને સોળમુ કહે છે તેમ તું અને તત્વજ્ઞાનમાં પ્રવીણ અન્ય પુરૂષો પણ તેને સોળમુ તત્વ કહે છે. કેમ કે, તે અનુભવમાં આવે છે. હે રાજન્ ! અવ્યકતથી મહાન્ આત્મા (મહત્તત્વ) ઉત્પન્ન થાય છે. પડિતો તે ઉત્પત્તિને "પ્રાધાનિક" નામે પ્રથમ સર્ગ (સૃષ્ટિ) કહે છે. મહત્તત્વથી અહકાર ઉપજ્યો છે, હે નરાધિપ ! તેને "બુદ્ધયાત્મક" બીજો સર્ગ કહે છે. અહંકારથી ભૂતગણાત્મક મન ઉત્પન્ન થયેલું છે, તેને "અહકારિક" નામે ત્રીજો સર્ગ કહે છે. મનથી મહાભૂત ઉત્પન્ન થયાં છે, હે રાજન્ ! તે ચોથા સર્ગને "માનસસર્ગ" કહે છે. મહાભૂતથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઉત્પન્ન થાય છે, ભૂતવિદ્યાને જાણનારા પુરૂષો તેને "ભૌતિક" નામે પાચમો સર્ગ કહે છે. શબ્દાદિથી અનુક્રમે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ, એ ઇન્દ્રિય

ઉત્પન્ન થયાં છે, તેને "બહુચિત્તાત્મક" (માનસ) નામે છઠ્ઠો સર્ગ કહે છે. શ્રોત્રાદિ ઇન્દ્રિયોથી વાક્ આદિ બીજી ઇન્દ્રિયોનો સમુદાય ઉત્પન્ન થાય છે. હે રાજન્ ! તેને "ઐંદ્રિયક" નામે સાતમો સર્ગ કહે છે. હે નરેશ્વર ! વાગાદિ ઇન્દ્રિયોથી ઉચે ગમન કરનારો પ્રાણ વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે. તેમજ તિર્યક્ ગમન કરનાર ઉદાન, સમાન અને વ્યાન વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે તથા અધોગમન કરનાર અપાન વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે, પંડિતો તેને "આર્જવક" નામે નવમો સર્ગ કહે છે. હે રાજન્ ! એ નવ સર્ગ અને ચોવીશ તત્વ વેદમાં કહ્યા પ્રમાણે મેં તને કહેલાં છે—અર્થાત્ અવ્યક્ત, મહત્, અહંકાર, મન, પાંચ ભૂત, પાંચ શબ્દાદિ વિષય, પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિય, એ ચોવીસ તત્વ છે. પાંચ પ્રાણનો ઇન્દ્રિયોમાં સમાવેશ હોવાથી તેને જૂદાં તત્વ ગણ્યાં નથી. હે મહારાજ ! હવે મહાત્મા પુરૂષોએ એ ગુણસર્ગના કાળની સંખ્યા જે કહેલી છે તે હું તને કહું છું તે સાંભળ.

॥ अत ऊर्ध्वं महाराज गुणस्यैतस्य तत्वत ।
महात्मभिरनुप्रोक्ता कालसंख्यां निबोध मे ॥ २६ ॥
अव्यक्तस्य नरश्रेष्ठ कालसंख्या निबोध मे ॥
॥ पंचकल्पसहस्राणि द्विगुणान्यहरुच्यते ॥ १ ॥

યાજ્ઞવલ્ક્ય કહે છે કે.—હે નરશ્રેષ્ઠ ! હું તને અવ્યક્તની કાળસંખ્યા કહું તે તું મ્હારાથી સાંભળ. પાંચ હજાર કલ્પને બમણા કરતાં જે થાય તે, (એટલે દશ હજાર કલ્પનો) અવ્યક્તનો એક દિવસ થાય છે. હે રાજન્ ! જેટલો તેનો દિવસ છે તેટલીજ તેની રાત્રિ છે. તે જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે પ્રથમ સર્વ પ્રાણીઓના જીવનરૂપ ઔષધીઓને સરજે છે. પછી અવ્યક્ત

મનોદ્વારા હિરણ્યના અંડમાંથી બ્રહ્માને ઉત્પન્ન કરે છે. તે બ્રહ્મા સર્વ ભૂત માત્રની મૂર્તિ છે એમ અમે સાંભળ્યું છે. બ્રહ્મા એક સંવત્સરપર્યંત તે અંડમાં રહીને, પછી તેમાથી બહાર નીકળે છે. તે અંડના ફૂટવાથી તેના ઉપરના ભાગનુ ઉપરનુ બ્રહ્માંડ (સ્વર્ગ) અને નીચેના ભાગનું નીચેનું બ્રહ્માંડ (પૃથ્વી) થાય છે તથા પ્રજાપતિ તેને ધારણ કરે છે. (બ્રહ્માંડ એટલે વાસનામય અંડ સમજવુ). હે રાજન્! વેદમાં જેને "દ્યાવાપૃથ્વી" અથવા "પૃથ્વી અને સ્વર્ગ" કહે છે તે એ બન્નેને સમજવાં અને ને બન્નેની મધ્યે ભગવાન પ્રજાપતિ આકાશને સરજે છે. (એ પ્રજાપતિ એ મહાન્ છે) તે મહત્તત્વના સર્ગની કાળસંખ્યા પણ વેદ અને વેદાંગમાં પારગત મહાત્માઓએ કહેલી છે. તે એવી કે, સાડાસાત હજાર કલ્પનો એક દિવસ છે. અને આધ્યાત્મશાસ્ત્રનો વિચાર કરનારા ઋષિયોએ તેટલીજ રાત્રિ કહેલી છે. હવે એ પ્રજાપતિઋષિ (મહત્) દિવ્યાત્મક ભૂત–અહંકારને સરજે છે. તથા તે મહાઋષિ મહાભૂતરૂપ ઉપાદાન કારણથી ચાર ઉત્તમ પુત્રોને સરજે છે. મન બુદ્ધિ ચિત્ત અને અહકાર, એ ચાર પુત્રો પિતૃઓના પણ પિતૃઓ છે, એમ સાભળ્યું છે–અર્થાત્ મહાભૂતોની કલ્પના પણ મન આદિથીજ છે. મહાભૂતરૂપી પિતૃઓના ઇન્દ્રિયાદિ દેવો પુત્ર છે. તે ઇન્દ્રિય અને ભૂત આદિ દેવોવડે ચૌદ લોક વ્યાપ્ત છે. હે નરશ્રેષ્ઠ! અમે એવું સાભળ્યુ છે કે, સ્થાવર જંગમ સર્વલોક એ દેવોથી વીટાયલા છે. અહકારરૂપ પરમેષ્ટી (બ્રહ્મા) ભૂતોને પાંચ પ્રકારે સરજે છે. તે પાંચ ભૂતનાં નામઃ– પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ. એ ત્રીજા સર્વની રાત્રિ પાંચ હજાર કલ્પની, છે તથા તેટલોજ તેનો દિવસ છે. હે રાજેન્દ્ર! એ પાંચ મહાભૂતોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાંચ વિશેષ કહેવાય છે. હે પાર્થિવ! સર્વ ભૂત એ પાંચ વિશેષવડે

વ્યાપ્ત થઇને નિત્ય નિત્ય એક બીજાભે સ્પૃહા રાખે છે, એક બીજાનર હિતમાં પ્રીતિવાળા થાય છે. એક બીજાનાં ઉલ્લંઘન કરે છે, એક બીજાની સ્પર્ધા કરે છે, એક બીજાની વધ કરે છે અને જેઓનુ શીલ હરણ કરવાનું છે એવા રૂપાદિ નિર્વિકાર ગુણોવડે તિર્યક્યો-નિમાં જન્મ લઇને આને આજ બ્રહ્માંડમાં ભટકે છે. એ સર્ગનો કાળ ત્રણહજાર કલ્પનો છે. એટલે હે રાજન્! એ ત્રીજા અહંકારિક અથવા મનની ઉત્પત્તિના સર્ગનો દિવસ ત્રણહજાર કલ્પનો છે તથા તેની રાત્રિ પણ તેટલીજ છે. ઇન્દ્રિયો પોતાનુ કાર્ય ન કરે તથાપિ મન ગતિ કરી શકે છે. અને ઇન્દ્રિયો જોતી નથી તથાપિ મન જુએ છે, એ રીતે ઇન્દ્રિયો કરતાં મનની શક્તિ વિશેષ છે. જેમ નેત્ર રૂપને જુએ છે પણ તે મનના બળવડેજ જુએ છે. નેત્ર કાંઇ પોતાની સત્તાથી રૂપને જોઇ શકતુ નથી. જો મન વ્યાકુળ હોય તો નેત્ર ખૂલ્લાં છતાં કાંઇ દેખી શકાતુ નથી. તેજ પ્રમાણે "ઇન્દ્રિયો જુએ છે" એમ કહેવામાં આવે છે. પણ ઇન્દ્રિયો કાંઇ જોતી (જ્ઞાન કરતી) નથી પણ મનજ જુએ છે (જાણે છે). હે રાજન્! જો મન વિરામ પામે તો ઇન્દ્રિયો પણ એની મેળેજ વિરામ પામે, માટે મનનો વિરામ તેજ ઇન્દ્રિયોનો વિરામ છે એમ જાણવુ. એ પ્રમાણે મનજ મુખ્ય મુખ્ય ઇન્દ્રિયોને સામર્થ્ય આપે છે. માટે સર્વ ઇન્દ્રિયોનુ સ્વામી મન કહેવાય છે. એ મોટા યશવાળુ મન સર્વ પ્રાણીઓના વિષે પ્રવેશ કરે છે.

॥ इद्रियाणा तु सर्वेषामीश्वर मन उच्यते ।
एतद्विशति भूतानि सर्वाणीह महायशा. ॥ २१ ॥
॥ तत्वाना सर्वसख्या च कालसख्या तथैव च ॥
मया प्रोक्तानुपूर्व्येण संहारमपि मे श्रृणु ॥ १ ॥

યાજ્ઞવલ્ક્ય કહે છે કે:—એ પ્રમાણે મેં તને સર્વ તત્ત્વોની સંખ્યા તથા સર્ગના કાળની સંખ્યા અનુક્રમે કહી. હવે તેના સંહારને પણ સાંભળ. આદિ અને અંતરહિત, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મદેવ જેવી રીતે પ્રાણીઓનો સંહાર કરે છે તથા વારંવાર સરજે છે તે હું તને કહું છું, જ્યારે દિવસનો ક્ષય થાય છે ત્યારે ક્ષયકાળને જાણીને રાત્રિમાં શયન કરવાની ઇચ્છાવાળા ભગવાન અવ્યક્ત અહંકારને અથવા અહંકારયુક્ત પુરુષ (રુદ્ર) ને પ્રેરણા કરે છે. હે રાજન્! તે સમયે એક લક્ષ કિરણવાળો પ્રજ્વલિત અગ્નિ સરખો સૂર્ય (રુદ્ર) અવ્યક્તથી પ્રેરાઇને પોતાના તેજવડે ચાર પ્રકારના જીવોને દહન કરે છે. તે ચાર પ્રકારના જીવોનાં નામ આ પ્રમાણે છે—જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ. એકવાર નેત્ર મીંચીને ઉઘાડીએ તેટલીવારમાં સઘળું સ્થાવરજંગમ બળીને ભસ્મ થઇ જાય છે અને પૃથ્વી કાચબાની પીઠ જેવી બની રહે છે. અમાપ બળવાળો સૂર્ય એ રીતે જગતને બાળીને પછી રહેલી પૃથ્વીને બળવાન જળવડે સર્વ બાજુથી ડુબાવી દે છે. પછી કાલાગ્નિ ઉત્પન્ન થાય છે તેથી જળ લય પામે છે. હે રાજેન્દ્ર! એ રીતે જળનો લય થવાથી કેવળ મહાન્ અગ્નિ પ્રજ્વળે છે. પછી અતિ બળવાન અને સર્વ પ્રાણીઓના તેજરૂપ પ્રજ્વલિત સાત જ્વાળાઓવાળા મહા અગ્નિને અપ્રમેય તથા આઠમો બળવાન વાયુ મોટા પ્રવાહથી [illegible]. ઊર્ધ્વ અને નીચે સર્વત્ર ફરતો ફરતો [illegible] ભક્ષણ કરે છે—અર્થાત્ વાયુ અગ્નિનો ગ્રાસ કરે છે. સર્વથી અધિક ગુણવાળા અવ્યક્ત વાયુને આકાશ ગળી જાય છે. શબ્દ કરતા આકાશને શબ્દ પ્રકૃતિ મન ગળી જાય છે. મનને પણ અહંકાર રૂપ પ્રજાપતિ ગળી જાય છે. ભૂત વર્તમાન અને ભવિષ્યના જ્ઞાતા મહાન્ આત્મા (બુદ્ધિતત્ત્વ) મનને પણ ગળી જાય છે.

તેને પણ ઉપમારહિત, વિશ્વરૂપ, અણિમા–લઘિમાદિ સિદ્ધિઓની પ્રાપ્તિવાળા, નિર્વિકાર અને જ્યોતિ:સ્વરૂપ પ્રજાપતિ ઇશ્વર ગળી જાયત્ છે–અર્થા મહત્તત્વનો ઇશ્વરના વિષે લય થાય છે. તે ઇશ્વરનું સ્વરૂપ આ પ્રમાણે છે, તેના હસ્ત–ચરણ સર્વત્ર છે, તેનાં નેત્ર, મસ્તક અને મુખ પણ સર્વત્ર છે, તેના કાન સર્વ દિશાએ છે અને તે સર્વને વીંટીને રહેલો છે. તે ઇશ્વરનું સ્વરૂપ સર્વ પ્રાણીઓનું હૃદય છે, તે અંગુષ્ઠાના પર્વ જેટલો છે–અર્થાત્ તે ઇશ્વર "બુદ્ધિ ઉપાધિના કારણથી અંગુષ્ટપર્વમાત્ર છે" એમ કહેલુ છે. એવો સમષ્ટિ આત્મા અનંત ઇશ્વર વિશ્વને પોતાના વિષે લીન કરે છે. જ્યારે એ મહાન્ આત્માનો પણ લય થાય છે ત્યારે ભૂત, વર્તમાન અને ભવિષ્યનુ ઉત્પન્ન કરનાર માયાદોષવાળુ તત્વ તથા સર્વ કાંઇ અક્ષય, અવિનાશ, છિદ્રરહિત (સઘન) અથવા પરિણામ-રહિત અને માયાદોષરહિત થાય છે. હે રાજેંદ્ર ! એ રીતે મેં તને સૃષ્ટિના લયનો પ્રકાર જેવો થાય છે તેવો કહી બતાવ્યો. હવે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવના વિષે સાંભળ.

॥ एषोप्यस्यते राजेंद्र यथावत्समुदाहृतः ।
अध्यात्समधिभूत च अधिदैवं च श्रूयताम् ॥१७॥
साख्यज्ञान यमा प्रोक्त योगज्ञानं निबोध मे ॥
॥ यथाश्रुत यथादृष्ट तत्वेन नृपसत्तम ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કે:–હે નૃપશ્રેષ્ઠ ! મે તને સાંખ્યજ્ઞાન કહ્યું. હવે હુ તને યોગનુ જ્ઞાન કે, જેવુ મે સાંભળ્યુ છે તથા દીઠું છે–જેવું શાસ્ત્રમાં કહ્યું છે તથા જેવુ મે અનુભવ્યુ છે તેવું હુ તને તત્વથી કહુ છું. સાંખ્યના જેવુ બીજું ઉત્તમ જ્ઞાન નથી અને યોગના સરખુ બીજુ ઉત્તમ બળ નથી. તે બન્નેને આચરવાની શમ—દમાદિ એકજ રીત છે; તથા બન્ને મૃત્યુનાશક

છે. જે પુરૂષો અબુદ્ધિમાન છે તેઓ એ બન્નેને જૂદા જૂદા જુએ છે. પણ હે રાજન્! અમે તો એ બન્નેને નિશ્ચયપણે એકજ જાણીએ છીએ. યોગીઓ જે તત્વને જૂએ છે તેજ તત્વને સાંખ્યજ્ઞાનવાળાઓ પણ જૂએ છે. જે જે પુરૂષ સાંખ્ય અને યોગને એકરૂપે જૂએ છે તેને તત્વવેત્તા જાણવો. હે શત્રુને દમન કરનાર! બીજા કેટલાક યોગ રૂદ્રપ્રધાન છે પ્રાણોત્ક્રમણ સમયે દેહીને રડાવે છે તેઓને "રૂદ્ર" કહે છે. પ્રાણ અને ઇંદ્રિયો દેહત્યાગ સમયે પ્રાણીને રૂદન કરાવનારા છે માટે પ્રાણ અને ઇન્દ્રિયોને રૂદ્ર કહે છે. એ પ્રાણ અને ઈન્દ્રિયો કે, જેમાં પ્રધાનભૂત આલબન છે તે રૂદ્રપ્રધાન યોગ કહેવાય છે—અર્થાત્ પ્રાણને રેચન કરવાથી અને ધારણ કરવાથી મનની પ્રવૃત્તિ વિષયમાં જતી નથી તથા સ્થિર થાય છે. તેમજ નાસિકાના અગ્રમાં ગધસંવિત્, જિહ્વાના અગ્રમાં રસસંવિત્, તાલુમાં રૂપસવિત્, જિહ્વાના મધ્યમાં સ્પર્શસંવિત્, જિહ્વાના મૂળમાં શબ્દસવિત્ રહેલી છે. (સંવિત્ એટલે જ્ઞાન) માટે પ્રાણ અને ઇન્દ્રિયો એ યોગમા પ્રધાન છે. માટે તે તે સ્થળમાં મનની ધારણા કરવાથી તે તે વિષયનુ જ્ઞાન થાય છે. વાયુની ધારણા કરવાથી વાયુની પેઠે દશે દિશામાં ગમન કરવાપણું એટલે આકાશગામીપણુ પ્રાપ્ત થાય છે. એ રીતે કરીને પુર્યષ્ટકમય સુક્ષ્મ આઠ ગુણોસહિત જ્યાંસુધી પ્રલય થાય, ત્યાંસુધી હે અનઘ! યોગવડે લોકમાં ફરવુ તથા પછી ઇચ્છામાં આવે ત્યારે દેહનો ત્યાગ કરવો. તાત્પર્ય કે, મોક્ષ થતાં સુધી યોગધર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન થવાને માટે જે દૃષ્ટફળ કહેવામાં આવે છે. તે યોગીઓએ અવસ્ય આદર કરવા જેવુ નથી. બુદ્ધિમાન પુરૂષો કહે છે કે, વેદમાં અણિમાદિ આઠ ગુણવાળો યોગ કહેલો છે, હે નૃપશ્રેષ્ઠ! એ અણિમાદિ આઠ ગુણવાળો યોગ મહાધિકારીના

અર્થે છે. પણ યમ, નિયમ, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક (યોગ સિદ્ધિઓમાં ઉપસ્થિત થયેલા દોષને દૂર કરવારૂપ તર્ક) અને સમાધિ, એ આઠ અંગવાળો જે યોગ છે તે સૂક્ષ્મ યોગ છે. બીજો–અણિમાદિ આઠ સિદ્ધિવાળો યોગ સૂક્ષ્મ નથી. યોગીઓએ યોગમાં એ પ્રકારનુ કર્મ કરવાનુ કહેલુ છે. એક સગુણ યોગકર્મ અને બીજુ નિર્ગુણ યોગકર્મ, એને શાસ્ત્રમાં "સબીજ" અને "નિર્બીજ" યોગ કહે છે. હે રાજન્! પ્રાણાયામપુર્વક ચરણના અંગુઠાથી માંડીને નેત્રાધાર પર્યંત સોળ સ્થાનમાં મનની ધારણા અથવા પૂર્વે કહેલા અઢાર સ્થાનમાં મનની ધારણા અથવા પંચભૂતના વિષે મનની ધારણાને "સગુણ ધારણા" કહે છે. તેમાંથી પંચભૂતની ધારણા આ જગ્યોએ બતાવીએ છીએ. ચરણથી ઘૂંટણપર્યંત પૃથ્વીનુ સ્થાન જાણવુ, ઘુંટણથી ગુદાપર્યંત જળનુ સ્થાન જાણવું. ગુદાથી હૃદયપર્યંત અગ્નિનુ સ્થાન જાણવુ હૃદયથી ભ્રકુટીપર્યંત વાયુનુ સ્થાન જાણવું અને ભ્રકુટીથી મસ્તકપર્યંત આકાશનુ સ્થાન જાણવું. હવે પૃથ્વીના વિષે પરમેષ્ઠી બ્રહ્માની ધારણા કરવી, જળમાં વિષ્ણુની ધારણા કરવી, અગ્નિમાં રૂદ્રની ધારણા કરવી, વાયુમાં ઇશ્વરની ધારણા કરવી, અને આકાશમાં સદાશિવની ધારણા કરવી. હવે પૃથ્વીમાં લકારસહિત વાયુનુ આરોપણ કરીને સૃષ્ટિના કારણભૂત બ્રહ્માની ધારણા પાંચ ઘડી સુધી કરવી, તેથી પૃથ્વીતત્વને જીતી શકાય છે, જળમા વકારસહિત વાયુનું આરોપણ કરીને ચાર બાહુવાળા, સુંદર હાસ્યવાળા, શુધ્ધ સ્ફટિકના જેવા, નિર્મળ વર્ણવાળા અને પીળાં વસ્ત્રવાળા નારાયણદેવની પાંચ ઘડી ધારણા કરવાથી જળતત્વનો જય કરી શકાય છે અને સર્વ રોગથી મુક્ત થવાય છે. અગ્નિના વિષે રકારસહિત વાયુનો આરોપ કરીને ત્રણ નેત્રવાળા, વરદાન આપનારા, ઉગતા સૂર્યસમાન

વર્ણવાળા, સકળ શરીરે ભસ્મ ધારણ કરનારા અને પ્રસન્ન મુખવાળા રૂદ્રની પાંચ ઘડી ધારણા કરવાથી અગ્નિ તત્વનો જય કરી શકાય છે, વાયુમાં વાયુના તે અક્ષરસહિત વાયુનું આરોપણ કરીને ઇશ્વરનું ધ્યાન કરવાથી વાયુતત્ત્વનો જય કરી શકાય છે—અર્થાત્ વાયુની પેઠે આકાશગામી થવાય છે. આકાશના વિષે હકારસહિત વાયુનું આરોપણ કરીને સર્વ લોકના એક કારણભૂત બિંદુરૂપ મહાદેવનું ધ્યાન એક મુહૂર્ત માત્ર કરવાથી યોગ સિદ્ધ થાય છે. એને "સગુણ ધારણા" કહે છે. પ્રાણાયામપૂર્વક ચિત્તની એકાગ્રતા કરવી તેને "નિર્ગુણ ધારણા" કહે છે. અર્થાત્ પાંચ જ્ઞાનેદ્રિયો અને મન, એ સર્વને કબજે કરીને ધ્યાતા, ધ્યાન અને ધ્યેયના વિભાગરહિત મન જ્યારે નિર્વિકલ્પ થાય છે ત્યારે તે એકાગ્ર થયું કહેવાય છે. એ એકાગ્રપણારૂપ ધારણાને "નિર્ગુણ ધારણા" કહે છે. સગુણ પ્રાણાયામ અને નિર્ગુણ પ્રાણાયામનો અંગાગી ભાવ જાણવો. તે એવી રીતે કે, સગુણ પ્રાણાયામ નિર્ગુણ એટલે વૃત્તિરહિત મનને સ્થિર કરે છે માટે સગુણ પ્રાણાયામ ઉપયોગી છે. હે મૈથિલસત્તમ! પ્રાણાયામ કરતી વખતે વાયુનું મોચનસ્થાન જાણ્યા સિવાય વાયુ મૂકે તો વાતાધિક્ય (વાયુનું અધિકપણું—વાયુના રોગ) થઇ જાય, માટે મોચનસ્થાન જાણ્યા વિના વાયુમોચક ક્રિયા કરવી નહિ. આનુ તાત્પર્ય સમજાવવા માટે પ્રાણાયામનો વિધિ કહીએ છીએ. નાસિકાનાં બે દ્વારપૈકી એક જમણા દ્વારવડે વાયુને ખેંચવો, પછી તેને અમુક કાળ સુધી અટકાવી રાખવો અને પછી બીજા (ડાબા) દ્વારથી છોડવો. એ ક્રિયાને "પ્રાણાયામ" કહે છે. એક દ્વારથી જે વાયુ ખેચવામાં આવે છે તેને "પૂરકક્રિયા" કહે છે. ખેંચ્યા પછી વાયુ જે અટકાવી રાખવામાં આવે છે તેને "કુંભકક્રિય" કહે છે અને અટકાવી રાખેલા વાયુને જે બીજાદ્વારે છોડવામાં આવે છે

તેને "રેચકક્રિયા" કહે છે. એ પુરક, કુંભક અને રેચક કરતી વખતે, જો અભ્યાસ કરનારો પુરૂપ તે તે સ્થાનના દેવતાનું ધ્યાન કરે છે તો અભ્યાસ સિદ્ધ થાય છે પણ જો ધ્યાન ન કરે તો વાયુના મોટા રોગ થાય છે, એવું કહેવાનું તાત્પર્ય છે. પ્રાણાયામમાં ધ્યાન કરવા યોગ્ય દેવ આ પ્રમાણે છે—પૂરક કરતી વખતે કાળા કમળના પત્ર જેવા શ્યામ, નાભિના મધ્યમાં રહેલા ચાર હાથવાળા, મહાત્મા વિષ્ણુનું ધ્યાન કરવુ. કુંભક કરતી વખતે રાતા અને ગૌર શરીરવાળા, ચાર મુખવાળા, કમળ ઉપર બેઠેલા અને હૃદયમાં રહેલા બ્રહ્માનુ ધ્યાન કરવુ. રેચક કરતા સમયે શુદ્ધ સ્ફટિક સરખા નિર્મળ વર્ણવાળા, પાપના નાશ કરનારા અને લલાટમા રહેલા મહેશ્વરનું ધ્યાન કરવું. એ રીતે ધ્યાનસહિત પ્રાણાયામ કરવાથી સર્વ રોગનો ક્ષય થાગ છે અને ધ્યાનરહિત પ્રાણાયામ કરવાથી મોટા રોગ ઉત્પન્ન થાય છે. યોગીએ રાત્રિના પ્રથમ પ્રહરમાં આ બાર નોદનાઓનો અભ્યોસ કરવો અને પછી થોડીવાર નિદ્રા કરીને ઉઠયા પછી પુનઃ તેની તેજ બાર નોદનાઓનો અભ્યાસ કરવો (તે બારે નોદનાઓ બીજા ગ્રંથોમાં આ પ્રમાણે કહેલી છે કે, (૧) મૂળાધારમા ત્રણ આવર્તવાળુ બ્રહ્મચક્ર છે, તેનો આકાર યોનિ સરખો છે, તેનો કંદ અગ્નિમય છે, તેના ઉપર અધઃશક્તિ વિરાજીત છે અને તે શક્તિ અભીષ્ટ ફળને આપનારી છે. તે (શક્તિ) નુ ધ્યાન કરવું. પછી (૨) સ્વાધિષ્ઠાન ચક્ર છે, તે ચાર પાંખડીવાળા કમળના આકારનું છે, તેમા પશ્ચિમાભિમુખ ઉડ્ડીયન શિવ છે, તેનું ધ્યાન કરવુ, પછી (૩) નાભિચક્રમાં પાંચ આવર્તવાળુ ચક્ર છે, તેની આકૃતિ મેઘના સરખી છે, તે વીજળી સરખું પ્રકાશિત છે, તેમાં સિદ્ધિને આપનારી "કુડલિની" નામે નીચા મુખની શક્તિ છે તેનું ધ્યાન કરવું. પછી (૪) આદ

પાંખડીનું નીચા મુખનું કમળ છે તેને 'હૃદયચક્ર" કહે છે. તે ઇષ્ટ ફળને આપનારૂં છે. તેની મધ્યે તેજોમય લિંગ જેવી કર્ણિકા છે તેનું ધ્યાન કરવું. (૫) કંઠચક્ર છે. તેનુ પરિમાણ ચાર આગળનું છે. તેમાં ઇડા અને પિંગલા નાડીની મધ્યે શુષુમ્ણા નાડી છે તેનું ધ્યાન કરવું. (૬) ગંટિકા નામે ચક્ર છે. જે ગળાની બારીમા ખીલા જેવું લટકે છે તેને "ઘંટિકા" કહે છે. તે સ્થાનમાં સારી સિદ્ધિ પ્રાપ્ત થવા માટે દસમાદ્વારનુ ધ્યાન કરવુ. (૭) ભ્રકુટીચક્ર છે. તે એક નાલ જેવુ તથા વાણી આપનારૂ છે. તેનો આકાર દિવ્ય જ્યોતિ જેવો છે. તેની મધ્યે જ્ઞાનલોચનનુ ધ્યાન કરવુ. પછી (૮) ચક્ર બ્રહ્મરંધ્રમાં છે. તેનુ નામ "નિર્વાણ" છે. તે અત્યંત સૂક્ષ્મ છે. તેની મધ્યે મોક્ષને આપનારા અતિ સૂક્ષ્મ જાલધરનુ ધ્યાન કરવું. (૯) "આકાશ બીજ" નામે (હકાર) ચક્ર છે. તે બહુ પ્રશસ્ત છે. તેને ત્રણ શિખર છે, તે સંપૂર્ણ પર્વતના પૃષ્ઠ ઉપર છે. ત્યા આગળ આઠ દળના કમળ મધ્યે કલ્યાણને આપવાવાળી અને અત્યંત શૂન્ય ઉધ્વશકિત છે તેનુ ધ્યાન કરવુ—અર્થાત્ હકારના સ્મરણપૂર્વક મસ્તક ઉપર રહેલા આકાશનુ ધ્યાન કરવુ. પથી (૧૦) સમષ્ટિ કાર્યમા મનને ધારણ કરવુ. પછી (૧૧) કારણના વિષે મનને ધારણ કરવું અને પછી (૧૨) નિષ્કળ બ્રહ્મના વિષે મનને ધારણ કરવુ. એ બાર નોદનાઓનું ધ્યાન યોગીએ આગલી રાત્રિમા તથા પાછલી રાત્રિમાં કરવું) એ પ્રમાણે કબજામા ન રહી શકે એવા મનનો વાયુધારણ કરવાના ઉપાયથી, નિગ્રહ કરીને એકાંતમા વસનારા, શાંત તથા આત્માથીજ આનંદ માનનારા બુદ્ધિમાન યોગીએ યોગ કરવો. તે એવી રીતે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના અપ્રાપ્તની સ્પૃહારૂપ અને પ્રાપ્તના અત્યાગરૂપ, દોષને પાંચ પ્રકારે કાઢી નાખવા તથા હે મૈથિલ? વિક્ષેપ

તથા લયનો પ્રતિસંહાર કરવો. પ્રતિસંહાર કરવાની યુક્તિ એવી છે કે, સમગ્ર ઇન્દ્રિય સમુદાયનો મનના વિષે લય કરવો. તથા હે રાજન્! મનનો અહંકારમાં લય કરવો. અહંકારનો બુદ્ધિમાં તથા બુદ્ધિનો પ્રકૃતિમાં લય કરવો એ પ્રમાણે લય કરીને પછી કેવળ, મળરહિત. પરિપૂર્ણ, નિત્ય, અનંત, શુદ્ધ, પરિણામરહિત, સ્થિર (કૂટસ્થ), નિરંતર, અભેદ્ય, અજરામર, શાશ્વત, હ્રાસ (ઘટાડો) શૂન્ય, સર્વના ઇશ (ઇશ્વરશક્તિ સમેત) અને અનશ્વર બ્રહ્મનુ ધ્યાન કરવુ. હે મહારાજ! યોગવડે સિદ્ધ થયેલા પુરૂષનાં તથા પ્રાસાદનાં લક્ષણ કહું છુ તે સાંભળ કે, જેથી યોગીઓ તૃપ્ત રહીને સુખેથી શયન કરે છે. જેમ તેલથી ભરેલો દીપ, વાયુ વિનાના પ્રદેશમાં નિશ્ચળ અને ઊંચી શિખાવાળો રહીને પ્રજ્વળે છે, તેમ સમાધિસ્થિત પુરૂપની પણ તેવી સ્થિતિ હોય છે, એમ બુદ્ધિમાન પંડિતો કહે છે. મેઘની ગર્જનાસમાન ગર્જનાવાળાં નગારાં વગાડવાથી પણ જે પુરૂષ, જડેલા પાષાણની પેઠે, ચલાયમાન થતો નથી તેને સમાધિસ્થ જાણવો. જેની પાસે શંખ અને નગારાંનો ઘોષ કરવામા આવે, અનેક પ્રકારનાં ગીત ગાવામાં અને વાદિત્ર વગાડવામાં આવે તથાપિ જે કંપે નહિ તેને યોગી અને મુક્ત જાણવો. જેમ કોઇ પુરૂષ તેલથી ભરેલા પૂર્ણ પાત્રને બન્ને હાથથી ગ્રહણ કરીને પગથીઆ ઉપર ચઢતો હોય તથા "જો તે તેલમાંથી એક છાંટો પણ નીચે પડશે તો, ઉઘાડી તરવાર હાથમાં ઝાલીને પાસે ઉભેલો માણસ મસ્તકને છેદી નાખશે" એવો તેના મનમાં ભય હોય, તેવો પુરૂપ ભયથી જેવો એકાગ્ર થઇને પાત્રમાંથી એક બિંદુ પણ નીચે ન પડવા દે, તેમ જે પુરૂપ ઇન્દ્રિયોની સ્થિરતાવડે તથા મનના નિશ્ચળપણાવડે ઉત્તમ પ્રકારની એકાગ્રતાને પામે છે તેને મનની એકાગ્રતાવાળો જાણવો. એ પ્રમાણે સમાધિસ્થિત થયેલા મુનિનાં લક્ષણ જાણવાં. જે એવો મુનિ હોય તે, જેમ મોટા અંધકારની

મધ્યે રહેલો અગ્નિ પ્રકાશમાન દેખાય છે તેમ અવિનશ્વર પરમ બ્રહ્મને પોતાની સમાધિસ્થિતિમા દેખે છે એ યોગવડે તે પોતાના અસાક્ષિક દેહને તજીને ઘણે કાળે પરમાત્માના કેવળ સ્વરૂપને પામે છે એવું સનાતન શ્રુતિનુ વચન છે. એનેજ યોગીઓનો યોગ જાણવો કેમ કે, એ વિના બીજુ યોગનુ લક્ષણ નથી. બુદ્ધિમાન પુરુષો એવા યોગને જાણીને પોતાને કૃતકૃત્ય માને છે.

॥ एतद्धियोग योगानां किमन्यद्योगलक्षणम् ।
विज्ञाय तद्धि मन्यन्ते कृतकृत्या मनीषिणः ॥२७॥
तथैवोत्क्रममाणं तु शृणुष्वावहितो नृप ॥
॥। पद्भ्यामुत्क्रममाणस्य वैष्णव स्थानमुच्यते ॥ १ ॥

*યાજ્ઞવલ્ક્ય કહે છે કેઃ-હે રાજન્! તેજ પ્રમાણે પ્રાણના ઉત્ક્રમણનો વિધિ પણ સાભળ. જે પુરૂષ બન્ને ચરણના વિષે મનસહિત વાયુનું આમરણાંત ધારણ કરી રાખીને તેજ દ્વારથી પ્રાણવાયુનું ઉત્ક્રમણ કરીને દેહને તજે છે તે વિષ્ણુના સ્થાનને પામે છે, માટે તે સ્થાનમાંથી પ્રાણોત્ક્રમણ કરનારનુ વૈષ્ણવસ્થાન કહેવાય છે. ( એજ પ્રમાણે જે આધાર સ્થાનનો જે દેવ હોય તેના વિષે મરણ સુધી મનસહિત વાયુનુ ધારણ કરી રાખનાર પુરૂષ તે તે દેવના લોકને પામે છે એમ સમજવું. ) જેમ બન્ને જંઘાના વિષે મનસહિત વાયુનું ધારણ કરી રાખીને પ્રાણોત્ક્રમણ કરનાર વસુઓને પામે છે એમ અમે સાંભળ્યું છે ઘુંટણથી પ્રાણોત્ક્રમણ કરનાર મહાભાગ સાધ્યદેવોને પામે છે. ગુદાથી પ્રાણોત્ક્રમણ કરનાર મિત્રદેવના સ્થાનને પામે છે. જઘનસ્થાનથી પ્રાણોત્ક્રમણ કરનાર પૃથ્વીદેવતાના સ્થાનને પામે છે. ઉરૂસ્થાનથી પ્રાણને તજનાર પ્રજાપતિના સ્થાનને પામે છે. બન્ને

---

* "રાજયોગનુ ફળ કૈવલ્યપ્રાપ્તિ છે" તે કહીને હવે હઠયોગનું ફળ કહે છે.

પાસાંથી પ્રાણને તજીને મરૂત દેવોને તથા નાભિથી પ્રાણને તજીને ઇંદ્રત્વને પામે છે. બન્ને બાહુથી પ્રાણોત્ક્રમણ કરીને ઇંદ્રને પામે છે અને છાતીથી પ્રાણને તજીને રૂદ્રને પામે છે. ગ્રીવા સ્થાનથી પ્રાણને તજીને મુનિઓમાં શ્રેષ્ઠ એવા સર્વોત્તમ નરદેવને પામે છે. પ્રાણને મુખથી તજીને વિશ્વેદેવોને પામે છે. શ્રોત્રથી પ્રાણને તજીને દિશાઓને પામે છે. ઘ્રાણથી તજીને ગંધવહન કરનાર વાયુને પામે છે અને બન્ને નેત્રથી તજીને અગ્નિને પામે છે. બન્ને ભ્રમરોથી તજીને અશ્વિનીપુત્રોને પામે છે તથા લલાટ માર્ગથી તજીને પિતૃઓને પામે છે. મૂર્ધાસ્થાનથી પ્રાણથી તજીને સર્વથા પ્રથમ ઉપજેલા બ્રહ્મદેવને પામે છે. હે. મિથિલેશ્વર! મે તને પ્રાણોત્ક્રમણ કરનારાનાં સ્થાન એ પ્રમાણે કહ્યા. હવે બુદ્ધિમાન પુરૂષોએ કહેલાં અરિષ્ટ કહુ છું. તે અરિષ્ટ જાણવાનો એવો અર્થ છે કે, મૃત્યુ પાસે આવ્યુ છે, એમ જાણીને મનુષ્ય પોતાનુ હિત કરી શકે. જે પુરૂષ પૂર્વે જોએલી પોતાની અરૂંધતીને અથવા અરૂંધતીના તારાને અને ધ્રુવસ્થાનને જુએ નહિ—જોતા દેખાય નહિ; તેમજ દીપક અથવા પૂર્ણચંદ્ર જમણી બાજૂથી ખંડિત દેખાય, તેનુ આયુષ્ય એક સંવત્સરનું જાણવુ. હે રાજન્! જે બીજાના નેત્રમાં પોતાની આકૃતિ (છાયા) ને દેખતા નથી તે પણ એક સંવત્સર જીવે છે, જે મનુષ્ય બહુ કાંતિહીન અને બહુ બુદ્ધિવાળો હોય તે કાંતિવાન તથા બુદ્ધિહીન થઇ જાય અથવા જેની જે પ્રકૃતિ હોય તે બદલાઇ જાય તો તે મરણ પામે છે; એમ જાણવુ. જે પુરૂષ દેવતાઓની અવગણના કરે છે, બ્રાહ્મણોની સાથે વિરોધ કરે છે, જેના શરીરની કાંતિ તથા છાયા કાળી કે, શામળી પડી જાય છે તે છ માસમાં મરે છે એમ

*જીભના અગ્રભાગને "અરૂંધતી" કહે છે અને નાસિકાના અગ્રભાગને "ધ્રુવ" કહે છે

જાણવું. કરોળીયાની જાળમાં જેવું ચક્ર હોય છે અને જેવાં છિદ્ર હોય છે તેવાં છિદ્રવાળો સૂર્ય કે, ચંદ્ર દેખે, તો સાત રાત્રિમાં મૃત્યુ પામે છે. જે મનુષ્ય દેવાલયમાં રહીને સુગંધવાળા પદાર્થને વાયુને પણ શબના સરખો જાણે તે સાત રાત્રિમાં મૃત્યુ પામે છે. જેના કાન અને નાક વળી (નમી) જાય, જેનાં દાંત અને નેત્રનો રંગ બદલાઇ જાય અને જેની સંજ્ઞાનો લોપ થાય (બેભાન થાય), તે તત્કાળ મરણ પામે છે. હે રાજન્! એકાએક જેનું ડાબું નેત્ર ઝરવા માંડે અને મસ્તકમાંથી ધૂમાડો નીકળે તેનું તત્કાળ મૃત્યુ થાય. એ પ્રમાણે બુદ્ધિમાન મનુષ્યે અરિષ્ટોને જાણીને રાત્રિયે અને દિવસે પોતાના આત્માને પરમાત્મામા યોજવો. જે પુરૂપ યોગી હોય છે તેને મરણ વિના બીજું કર્તવ્ય નથી, માટે તેણે જે સમયે મૃત્યુ થાય તે સમયની પ્રતીક્ષા કર્યા કરવી. હવે જો યોગીને મરણ ઇષ્ટ ન હોય તો તેણે આ ક્રિયા કરવી. પુર્વે કહ્યા પ્રમાણે પૃથ્વી આદિ તત્વનો જય કરવો. કેમ કે, તત્વનો જય કર્યાથી ગંધ તથા રસ આદિનો જય થાય છે. હે રાજન્! એ રીતે સર્વ તત્વોનો જય કર્યેથી મૃત્યુનો પણ જય જય થાય છે–મૃત્યુ પણ જીતાય છે. હે નરશ્રેષ્ઠ! એ પ્રમાણે સાંખ્ય અને યોગ બન્નેવડે આત્માને જાણીને અંતરાત્માવડે તદ્રૂપ થઇને યોગવડે મૃત્યુને જીતવુ અને મૃત્યુને જીત્યા પછી પણ ઇચ્છામાં આવે ત્યારે, જે સ્થાનને અકૃતાત્મા પુરૂષો પામી શકતા નથી તેવાં અચલ, શાશ્વત, અવિનશ્વર, કલ્યાણકારી, જન્મ આપનાર, સર્વરૂપ અને અક્ષર સ્થાનને પામવું

॥ गच्छेत्प्राप्याक्षय कृत्स्नमजन्म शिवमव्ययम् ।
शाश्वत स्थानमचल दुष्प्रापमकृतात्मभि. ॥ २१ ॥

अव्यक्तस्थ परं यत्तत्पृस्तेह नराधिप ॥
॥ परं गुह्यमिमं प्रश्नं शृणुष्वावहितो नृप ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કેઃ—હે નરપતે! અવ્યક્ત પરબ્રહ્મ શું છે તથા તેનાથી પર શું છે? એવો જે પ્રશ્ન તેં મને પૂછયો છે તે પ્રશ્ન પરમ ગુહ્ય છે માટે હે રાજન્! તું તે પ્રશ્ન વિષે સાવધાન થઇને સાંભળ. હે મિથિલાધિપ! મે ઋષિને યોગ્ય વિધિવડે નમ્રતાપૂર્વક આચરણ કરીને સૂર્ય પાસેથી જે રીતે યજુર્વેદ પ્રાપ્ત કર્યો છે, તે હુ તને કહુ છું. મે મોટુ તપ કરીને સૂર્યદેવનુ સેવન કર્યું હતું. હે નિષ્પાપ! જ્યારે વ્યાપક એવા સૂર્યનારાયણ પ્રસન્ન થયા ત્યારે તેમણે મને કહ્યુ કે;—હે વિપ્રર્ષિ! અત્યંત દુર્લભ છતાં પણ તને જે ઇષ્ટ હોય એવું તુ વરદાન માગ કેમ કે, હુ પ્રસન્ન થયો છું. મ્હારી પ્રસન્નતા દુર્લભ છે. પછી હુ સૂર્યનારાયણને મસ્તક નમાવી પ્રણામ કરીને બોલ્યો કે,—યજુર્વેદ મ્હારે ઉપયોગી છે માટે હુ તેને તત્કાળ જાણવાને ઇચ્છુ છુ. ત્યારે ભગવાન સૂર્યદેવે મને કહ્યું કે,—હે દ્વિજ! હુ તને યજુર્વેદ આપીશ. વાણીરૂપ સરસ્વતી ત્હારા શરીરમાં પ્રવેશ કરશે. એમ કહીને વળી તે ભગવાને કહ્યું કે,—ત્હારૂં મુખ પહોળું કર. પછી મે મ્હારા મુખને પહોળુ કર્યું. એટલે મ્હારા મુખમા સરસ્વતીએ પ્રવેશ કર્યો. હે પાપરહિત રાજન્! સરસ્વતીએ મ્હારા મુખમાં પ્રવેશ કર્યો એટલે મ્હારા શરીરમાં દાહ ઉત્પન્ન થયો તે ન સહેવાયાથી અને "આ દાહ મહાત્મા સૂર્યનારાયણના તેજથી ઉપજ્યો છે" એમ ન જાણવાથી મેં જળમા પ્રવેશ કર્યો. પછી મને દાહથી બળતો જોઇને, ભગવાન્ સૂર્યદેવે કહ્યુ કે—તુ એક મુહૂર્ત પર્યંત દાહને સહન કર; પછી ઠંડો પડીશ. મને ઠંડો પડેલો જોઇને, ભગવાન ભાસ્કરે કહ્યું કે,—હે દ્વિજ!

વેદનો જે ભાગ પર શાખાનો છતાં અપેક્ષાવશાત્ ત્હારી શાખામાં ભણતો હશે તે સુદ્ધાં તથા ઉપનિષત્સુદ્ધાં વેદ ત્હારા વિષે સ્થિર થશે. હે દ્વિજશ્રેષ્ઠ! તુ સમગ્ર શતપથ બ્રાહ્મણનો પ્રણેતા (રચનાર) થઇશ અને તે પછી ત્હારી બુદ્ધિ મોક્ષના વિષે તથા સાંખ્યયોગમાં જે પદ તને ઇષ્ટ હશે તે તેને પ્રાપ્ત થશે. એ પ્રમાણે કહીને ભગવાન સૂર્યનારાયણે મને તે સર્વ આપ્યુ અને અંતર્ધાન થયા. સૂર્યનારાયણ અંતર્ધાન થયા પછી હુ તેમનુ વચન સાંભળીને ઘેર આવ્યો તથા મેં સરસ્વતીનું ચિંતવન કર્યું એટલે તત્કાળ સ્વર અને વ્યજનથી અલકૃત એવી અતિ સુંદર સરસ્વતી ઓમ્કારને આગળ કરીને મ્હારા આગળ પ્રાપ્ત થઇ. ( ઓમ્કારથી આરંભ કરીને મ્હારા મુખમાથી પ્રવૃત્ત થઇ ) પછી મે મ્હારી પ્રાર્થના સરસ્વતીને અને સૂર્યને નિવેદન કરી અને તેમનોજ આશ્રય મનમા રાખીને બેઠો એટલે પછી રહસ્ય અને પરિશેષ ( પરિશિષ્ટ ) સુદ્ધાં સમગ્ર શતપથ મંત્રો સ્વય પ્રકટ થયા અને તેથી મને પરમ હર્ષ થયો. મે શતપથનુ અધ્યયન કરીને પછી મ્હારા મામા* તથા તેના શિષ્યોના વિપ્રિય ( ખોટુ લાગવા )

---

* આ વાતની સમજ પડવા માટે નીચેની કથા ઉપયોગી છે—વૈશપાયન યાજ્ઞવલ્કયના મામા અને યજુર્વેદના મુખ્ય આચાર્ય હતા યાજ્ઞવલ્કયે તેમની પાસેથી યજુર્વેદનુ અધ્યયન કર્યું, પણ મામા–ભાણેજને તકરાર પડવાથી મામાએ પોતાનો ભણાવેલો વેદ પાછો આપવા કહ્યુ. યાજ્ઞવલ્કયે તે વેદને ઓકી કાઢયો, અને વૈશપાયનના શિષ્યોએ તેતર થઈને વીણી લીધો, તેથી "તૈત્તરીય શાખા" નામ પડેલુ છે, પછી યાજ્ઞવલ્કયે સૂર્યનુ ઉપાસન કરીને આ અધ્યાયમા કહ્યા પ્રમાણે આ યજુર્વેદ પ્રાપ્ત કર્યો તે શુકલયજુર્વેદ કહેવાય છે મામા–ભાણેજનો અણબનાવ હોવાથી મામાનુ વિપ્રિય કરવા માટે પોતે જૂદી શાખા સ્થાપન કરી એમ કહેવાનુ તાત્પર્ય છે.

નો અર્થે ઉત્તમ એવા સો શિષ્યોને તે (શતપથ) નું અધ્યયન કરાવ્યું. હે મહારાજ! પછી પોતાનાં કિરણસહિત સૂર્યની પેઠે મેં મ્હારા શિષ્યોસહિત ત્હારા પિતાનો યજ્ઞ કરાવ્યો. પછી પોતાનાં વેદનીદક્ષિણા માટે મ્હારા મામાની સાથે મ્હારે કજિયો થયો, તેથી દેવલ ઋષિની સમક્ષ વેદદક્ષિણા અર્ધો અર્ધ વહેચી લેવી ઠરાવી અને તે વાત પૈલના પુત્ર સુમતુ, જૈમિનિ, ત્હારા પિતા અને બીજા મુનિઓએ મળીને મને માન્ય કરાવી. હે અનઘ એ રીતે મે સૂર્ય પાસેથી પંદર યજુરૂ પ્રાપ્ત કર્યા હતા અને રોમહર્ષે પુરાણ પ્રાપ્ત કર્યુ હતું. હે રાજન્! એ પંદર યજુરરૂપી બીજને તથા સરસ્વતીદેવીને આગળ કરીને, હું સૂર્યના પ્રભાવથી આ શતપથ બ્રાહ્મણ ગ્રંથ બનાવવાને પ્રવૃત્ત થયો અને તે મે અપૂર્વ બનાવ્યો છે.-મ્હારા પેહેલાં બીજા કોઇએ બનાવેલો નથી. પછી જેને જે અભીષ્ટ હતુ તેને તે મે આપ્યુ, એટલે મેં મ્હારા શિષ્યોને પરિશિષ્ટસહિત અને સંગ્રહસહિત, સમગ્ર જ્ઞાન આપ્યું. તેથી મ્હારા સર્વ પવિત્ર શિષ્યો પરમ હર્ષ પામીને પોત-પોતાના સ્થળે ગયા. સૂર્યે આપેલી આ વિદ્યાની એ રીતે પંદર શાખાઓ છે. એનુ સ્થાપન કરીને પછી જે વેદ્ય (જાણવાયોગ્ય) વસ્તુનું એમા પ્રતિપાદન કરેલુ છે તેનુ મે પોતાની ઇચ્છા પ્રમાણે ચિંતવન કર્યુ. હે રાજન્! એનું ચિંતવન કરતો, વેદાંતમાં પ્રવીણ વિશ્વાવસુ ગંધર્વ એક સમયે મને આવીને પૂછવા લાગ્યો કે,- તમોએ સ્થાપન કરેલી શાખાઓમાં બ્રાહ્મણ જાતિને હિતકર્તા શું છે? સત્ય શું છે? સર્વોત્તમ વેદ્ય શું છે? હે રાજન્! એવા એવા એણે મને વેદના ચોવીસ પ્રશ્ન પૂછ્યા. પછી પચીસમો આન્વિક્ષિકીસબંધી પ્રશ્ન પૂછયો. યુક્તિપુર્વક મનન કરવુ તેનું નામ "અન્વિક્ષા" અને જેમાં અન્વિક્ષા મુખ્ય છે તેને આન્વિક્ષિકી જાણવી. અર્થાત ચોવીસ પ્રશ્ન વેદના આધારથી પૂછ્યા અને

પચીસમો પ્રશ્ન યુક્તિના આધારથી પુછ્યો. એ ચોવીસ પ્રશ્નમાં આન્વિક્ષિકી 'વિદ્યાનો પ્રશ્ન કર્યો એ પહેલો પ્રશ્ન છે. (એ પછીના ત્રેવીસ પ્રશ્નનું તાત્પર્ય એ છે કે, સમગ્ર શાસ્ત્ર માયાશબળનું પ્રતિપાદન કરે છે, બ્રહ્મ નિષ્કળ નથી. અને એ પૂર્વ પક્ષનું સમાધાન એ છે કે, બ્રહ્મ નિષ્કળ છે, માયાજ નથી. એ પુર્વપક્ષ તથા સિદ્ધાંતને મનમાં રાખીને એક પ્રશ્ન સામાના પક્ષને દૂષણ આપનારો અને બીજો પ્રશ્ન પોતાના પક્ષને સ્થાપન કરનારો એવા ચોવીસ પ્રશ્ન કર્યા છે.) તે પ્રશ્નો આ રીતે છેઃ—વિશ્વા અને વિશ્વ શું છે ? અશ્વી અને અશ્વ શુ છે ? મિત્ર શુ ? વરૂણ શુ ? જ્ઞાન શુ ? જ્ઞેય શું ? જ્ઞ (જાણવાવાળો) કોણ ? અજ્ઞ કોણ ? તપા (તપકરનારો) કોણ ? અતપા (તપ નહિ કરનારો) કોણ ? સૂર્યાદ કોણ ? સૂર્ય કોણ ? વિદ્યા કયી ? અવિદ્યા કયી ? વેદ્ય (જાણવા યોગ્ય) શું ? અવેદ્ય શું ? અચલ શુ ? ચલ શુ ? અપૂર્વ શુ ? અક્ષય્ય શુ ? ક્ષય્ય શુ ? એ સર્વોત્તમ પ્રશ્નો છે. હે મહારાજ ! એ રીતે અર્થવાળા અને ઉત્તમ પ્રશ્નો તે ગધર્વે અનુક્રમે પૂછ્યો. તેને મે કહ્યુ કે, જ્યાંસુધી હુ એ પ્રશ્નોના ઉત્તરનો વિચાર કરૂ ત્યાંસુધી બેઘડીવાર તમે બેસો, ત્યારે ગધર્વ "વારૂ" એમ કહીને છાનો માનો બેઠો. પછી મેં પુનઃ સરસ્વતીદેવીનું ચિત્વન કર્યું અને દહીમાંથી ઘી કાઢેલુ હોય, તેવા શ્રુતિના સારરૂપ તે પ્રશ્નોનો હુ મનવડે વિચાર કરવા લાગ્યો. હે તાત ! તે સમયે હું ઉપનિષદ અને પરિશિષ્ટનુ મથન કરવા લાગ્યો તથા ઉત્તમ આન્વિક્ષિકી વિદ્યાને જોવા લાગ્યો. હે રાજસિહ ! ત્રયી, વાર્તા અને દડનીતિ, એ ત્રણ વિદ્યાઓની અપેક્ષાએ એ ચોથી વિદ્યા છે તથા તે મોક્ષને-હિત કરનારી છે. એ વિદ્યા મે તને પાછળ કહી છે, જે ચોવીસથી પર પચીસમાં તત્વને આશ્રયે રહેલી છે. હે રાજન્ ! પછી મે વિશ્વાવસુને કહ્યું કે,—તમે જે પ્રશ્ન મને પૂછ્યો છે તેના ઉત્તર

સાંભળો. હે ગંધર્વના રાજા? તમે જે વિશ્વા–વિશ્વનો પ્રશ્ન પુછ્યો તેમાંથી વિશ્વાનો અર્થ કહું છું. ભૂત અને ભવિષ્યરૂપી ભય (સંસાર)ને ઉત્પન્ન કરનાર અવ્યક્તને "વિશ્વા" કહે છે. તેની ઉત્પત્તિ ગુણમાંથી થયેલી છે માટે તે ત્રણ ગુણવાળુ છે અને તેનાથી જૂદો નિષ્કલ આત્મા "વિશ્વ" કહેવાય છે. અશ્વી અને અશ્વનો જે અર્થ પુછ્યો તે એવો છે કે, જેમ અશ્વી અને અશ્વના મૈથુનથી અશ્વની ઉત્પત્તિ થાય છે તેમ માયાના વિષે પ્રતિબિંબિત ચિદાભાસથી જગતની ઉત્પત્તિ થાય છે, અશ્વી અને અશ્વને મિથુન (જોડુ) જાણવું. અવ્યક્તને "પ્રકૃતિ" કહે છે અને નિર્ગુણને "પુરૂષ" કહે છે તથા પ્રકૃતિ અને પુરૂષના યોગથી સંસાર ઉપજે છે તેજ પ્રમાણે મિત્ર તે પુરૂષ છે અને વરૂણ તે પ્રકૃતિ છે. વળી તેમજ જ્ઞાન તે પ્રકૃતિ છે અને નિષ્કલ બ્રહ્મ તે જ્ઞેય છે. અજ્ઞ તે જીવ છે અને જ્ઞ તે ઇશ્વર છે. જીવ કાર્યોપાધિવાળો છે અને ઇશ્વર કારણોપાધિવાળો છે. બન્ને ઉપાધિરહિત થવાથી નિષ્કલ બ્રહ્મરૂપ છે. માટે અજ્ઞ તથા જ્ઞ બન્ને એકજ છે. હવે તે જે પૂછ્યું કે, તપા કોણ અને અતપા કોણ? તેનો ઉત્તર આ પ્રમાણે છે કે, પ્રકૃતિને "તપા" કહે છે અને નિષ્કલ બ્રહ્મને "અતપા" કહે છે. અવ્યકતને "અવેદ્ય" કહે છે અને પુરૂષ (બ્રહ્મ)ને "વેદ્ય" કહે છે. વળી તમે ચલ શું અને અચલ શું? એમ પૂછ્યું છે તેનો ઉત્તર પણ સાંભળો. ઉત્પત્તિ અને લયના કારણરૂપ પ્રકૃતિને "ચલ" કહે છે અને ઉત્પત્તિ અને લયના કર્તા પુરૂષને "નિશ્ચલ" કહે છે. તેજ પ્રમાણે અવ્યકત એ અવેદ્ય છે અને પુરૂષ એ વેદ્ય છે. વળી પ્રકૃતિ જડ છે માટે તેનામાં જાણવાની સત્તા નથી અને પુરૂષ ઉપાધિરહિત હોવાથી, વૃત્તિરહિત હોવાથી અને બીજું વેદ્ય (જાણવાનું) ન હોવાથી તે

પણ જાણતો નથી. માટે પુરૂષ અને પ્રકૃતિ બન્ને અજ્ઞ પણ છે, તો બન્ને નિશ્ચલ પણ છે અને તે બન્ને અક્ષય પણ છે. વળી તે બન્નેને "અજ" (જન્મરહિત) પણ કહે છે. કેમ કે, અધ્યાત્મ-શાસ્ત્રનું મનન કરીને નિશ્ચય કરવાથી તે બન્નેની ઉત્પત્તિ જણાતી નથી. અજ સૃષ્ટિની ઉત્પત્તિમા અક્ષય છે—અર્થાત્ તેનાથી સૃષ્ટિ ઉપજે છે અને લય પામે છે તથાપિ તેનો ક્ષય થતો નથી માટે તેને "અવિનાશી" કહે છે. જેનો કદાપિ ક્ષય થતો નથી એવા તે અજને "અક્ષય પુરૂષ" કહે છે. જગતનો ક્ષય થાય છે ત્યારે ગુણનો ક્ષય થાય છે પણ પ્રકૃતિનો ક્ષય થતો નથી. માટે પંડિતો પ્રકૃતિને "અક્ષય" કહે છે. વળી તે જગતની ઉત્પત્તિ કરે છે માટે તેને "પ્રકૃતિ" કહે છે. એ રીતે મે તને મોક્ષમાં હિતકર એવી આ ચોથી આન્વિક્ષિકી વિદ્યા કહી. હે વિશ્વાવસુ ! આન્વિક્ષિકી વિદ્યાસહિત સર્વ વેદનું અધ્યયન કરીને ગુરૂસેવા આદિ કર્મવડે પોતાના નિત્યકર્મમાં વેદોનું અધ્યયન કરવુ તથા વેદાંતનુ શ્રવણ-મનન કરવુ. હે ગંધર્વશ્રેષ્ઠ ! જે પુરૂષો વેદપ્રતિપાદ્ય આત્માને જાણતા નથી તેઓ મોક્ષથી પતિત થાય છે અને વારવાર જન્મે છે તથા મરે છે. વળી જે પુરૂષ સાગોપાંગ વેદનુ અધ્યયન કરે છે તથાપિ વેદવડે વેદ્ય (જાણવા યોગ્ય) પુરૂષને જાણતા નથી તેને વેદરૂપી ભારને માત્ર વહન કરનારો જાણવો. હે ગંધર્વશ્રેષ્ઠ ! ઘૃતની ઇચ્છાવાળો જે પુરૂષ ગધેડીના દૂધને વલોવે છે તે પુરૂષને તેમાથી શુદ્ધ માંખણ કે, શુદ્ધ ઘી પ્રાપ્ત થતુ નથી, પરતુ વિષ્ઠાસમાન ફીણ માત્ર પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે મનુષ્ય વેદને જાણનારો છતાં વેદ્ય અને અવેદ્ય એટલે બ્રહ્મ અને પ્રકૃતિને નથી જાણતો તે મૂઢ પુરૂષ માત્ર જ્ઞાનના ભારને વેહેનારો છે એમ જાણવું. માટે પુરૂષે સર્વદા તેમાં આસકત થઇને પોતાના અંતરાત્માવડે

પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેને જાણવાં કે, જેથી વારંવાર જન્મમરણ પ્રાપ્ત થાય નહિ. "કર્મકાંડમય વેદોક્ત ધર્મ ક્ષય કરનાર અને વારવાર જન્મમરણ આપનાર છે" એમ વિચારીને અક્ષય એવા જ્ઞાનકાંડમાં કહેલા ધર્મમાં સ્થિતિ કરવી. હે કાશ્યપ ! જ્યારે પુરૂષ દિવસ–દિવસ પ્રત્યે અત્યંત ક્ષયધર્મવાળા પદાર્થોને જોઇને તેનો ત્યાગ કરે છે ત્યારે તે કેવળ આત્માસ્વરૂપ થઇને છવીસમા પરમાત્માને જુએ છે. "શાશ્વત ઇશ્વર જૂદો છે અને જીવ જૂદો છે" એમ મૂઢ પુરૂષો જાણે છે, પણ વેદાંતનિષ્ઠ સત્પુરૂષો તે બન્નેને એકજ વસ્તુ દેખે છે અને તેથીજ મહત્‌પદાર્થની ઇચ્છાવાળા સાંખ્યજ્ઞાનીઓ જીવ અને ઇશ્વરનો ભેદ અંગીકાર કરતા નથી કેમ કે, એ ભેદ અંગીકાર કરવાથી જન્મ અને મૃત્યુના ભયનો ઉદ્વેગ પ્રાપ્ત થાય છે. યોગજ્ઞાનીઓ યદ્યપિ નિર્વિકલ્પ સમાધિમાં સર્વ ક્લેશરહિત, ચિન્માત્ર, નિર્વિશેષ સ્વરૂપને પામીને ઇશ્વર સાથે તેનો અભેદ માને છે. વિશ્વાવસુ કહે છે કે:–હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ યાજ્ઞવલ્કય ! તમે જે પચીસમુ તત્વ જીવ કહયો તે કહયો તેવોજ છે ? અર્થાત્ તે અવિનાશી છે કે નહિ ? જો જીવપણુ એજ સત્ય હોય તો તેનુ ઇશ્વરપણુ દુર્ઘટ છે. "ઘડો વસ્ત્ર છે" એમ સિદ્ધ કરવાને શાસ્ત્ર પણ શક્તિમાન નથી. જો જીવ અસત્ હોય તો વેદનો જ્ઞાનકાંડ નિરર્થક થાય છે માટે તમારે એનું સામાધાન કરવું જોઇએ હે વિપ્રશ્રેષ્ઠ ! મે પૂર્વે જૈગીષવ્ય, અસિત, દેવલ, પરાશર અને બુદ્ધિમાન વાર્ષગણ્ય મુનિની પાસેથી સાભળ્યું છે કે, વેદ બ્રહ્મ નિત્ય છે વળી ભૃગુ, પચશિખ, કપિલ, શુક, ગૌતમ, આર્ષ્ટિષેણ, મહાત્મા ગર્ગ, નારદ, આસુરિ, બુદ્ધિમાન પુલસ્ત્ય, સનત્કુમાર, મહાત્મા શુક્ર અને મ્હારા પિતા કશ્યપ પાસેથી પણ પૂર્વે મેં તેવુંજ સાંભળ્યુ છે. વળી તે પછી રૂદ્ર પાસેથી, બુદ્ધિમાન વિશ્વરૂપ પાસેથી, દેવતાઓ પાસેથી, પિતૃઓ પાસેથી અને દિતિના પુત્રો પાસેથી પણ મેં એવુંજ જાણ્યુ છે

અને તે સર્વ એમજ કહે છે, વેદ્ય બ્રહ્મ નિત્ય છે. હે બ્રાહ્મણ! તેથી તે તત્વ હું તમારી બુધ્ધિથી સાંભળવાને ઇચ્છું છું. કેમ કે, તમે શ્રેષ્ઠ, શાસ્ત્રોના વક્તા અને બુદ્ધિમાન છો. તમારાથી કાંઇ અજાણ્યું નથી કેમ કે, તમે વેદના ભંડારરૂપ છો. હે બ્રાહ્મણ! દેવલોકમાં અને પિતૃલોકમાં એમ કહેવાય છે કે, તમે સાક્ષાત્ સૂર્ય નારાયણ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી છે અને બ્રહ્મલોકમાં રહેનારા મહર્ષિઓ પણ એમજ કહે છે હે યાજ્ઞવલ્કય! બ્રહ્મન્! તમે સમગ્ર સાંખ્યજ્ઞાનને પ્રાપ્ત કર્યું છે અને તમે યોગશાસ્ત્રને પણ વિશેષે કરીને જાણ્યું છે એથી તમે જ્ઞાની છો અને સ્થાવર–જંગમ સર્વના જાણનારા છો એમાં કાંઇ સંદેહ નથી. માટે હું તમારી પાસેથી માંખણરૂપ–ઘીના જેવુ અતિ સ્વાદુ (પ્રીતિકર), તત્વજ્ઞાન સાંભળવાને ઇચ્છુ છુ. યાજ્ઞવલ્કય કહે છે કે–હે ગંધર્વશ્રેષ્ઠ! તું સમગ્રજ્ઞાનને ધારણ કરનારો છે એમ હું માનુ છું, તથાપિ હે રાજન્! તુ મ્હારી પાસેથી જે જાણવાને ઇચ્છે છે તે હું તને મ્હારા જાણવા પ્રમાણે કહું છુ તે સાભળ. હે ગંધર્વ! પ્રકૃતિ જડ છે, તેમાં જાણવાની સત્તા નથી, પણ પચીસમા જીવમાં જાણવાની સત્તા છે. પ્રકૃતિ એ પચીસમા તત્વ (જીવ) ને જાણી શકતી નથી. જીવ પ્રકૃતિને જાણે છે માટે સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો કે, જેઓ તત્વજ્ઞાનીઓ છે તેઓ વેદના દૃષ્ટાંત સહિત પ્રકૃતિને ‘પ્રધાન’ કહે છે. અર્થાત બોધસ્વરૂપ આત્માનું પ્રતિબિંબ પ્રકૃતિમાં પડે છે માટે તેને ‘પ્રધાન’ કહે છે. એથી એમ સમજવુ કે, ચિતસ્વરૂપના વિષે પ્રતિબિંબિત બુદ્ધિજ “અહં” પ્રત્યયનો વિષય છે. હે અનઘ! ચિદાભાસથી જૂદો જે સાક્ષી, જાગ્રદાદિ અવસ્થામાં પુરૂષ અને પ્રકૃતિના વિવેકવડે ચોવીસ તત્વાત્મક વિકારને જુએ છે અને સુષુપ્ત્યાદિ અવસ્થામાં જોતા નથી છતાં પણ તે સદાજ જુએજ છે. જાગ્રદાદિ અવસ્થામાં તે ચોવીસ

તત્વાત્મક પ્રકૃતિને અને પચીસમાં જીવને જુએ છે અને સુષુપ્તિ તથા નિર્વિકલ્પસમાધિમાં છવીસમા આત્માને જુએ છે. તાત્પર્ય કે, સાક્ષી જ્યારે સાક્ષ્ય પદાર્થની સાથે સંબંધવાળો થાય છે ત્યારે જીવ કહેવાય છે અને સબંધરહિત થાય છે ત્યારે છવીસમો આત્મા કહેવાય છે. પચીસમો જીવ એમ માને કે, મ્હારાથી બીજોપર કોઇ છે નહિ તથા જ્ઞાનદર્શી મનુષ્યોએ એ ચોવીસ તત્વાત્મક સુમુદાયને આત્મબુદ્ધિએ જોવો નહિ. જેમ મત્સ્ય જળમાં આવે છે, અને જળ વહે છે તેની સાથે તે પણ વહે છે પણ જેમ મત્સ્ય જળથી જૂદો જણાઇ આવે છે, તેમ ચોવીસ તત્વાત્મક સમુદાયથી જીવ જૂદોજ છે તે જણાઇ આવે છે. જેમ મત્સ્ય જળમાં નિવાસ કરીને રહેવાથી, તેની સાથે સ્નેહ થવાથી અને તેના ઉપર નિરતર અભિમાન કાળે કરીને તેમાં ડૂબી જાય છેતથા તે સમયે જોવામાં આવતો નથી, તેમ જીવ પણ પ્રકૃતિમાં નિવાસ કરીને રહેવાથી તેના વિષે અભિમાન કરીને પોતાનો બ્રહ્મથી અભેદ જાણતો નથી અને દેહમાંજ લીન થઇ જાય છે. પણ જેમ મત્સ્ય કાળે કરીને બહાર નીકળે છે, તેમ જીવ પણ બ્રહ્મજ્ઞાનના સંસ્કારવાળો થાય છે, ત્યારે સસારથી મુકત થાય છે. હે ગધર્વ ! જ્યારે જીવ એમ માને છે કે, હું જૂદો છુ અને આ ચોવીસ તત્વાત્મક સમુદાય જૂદો છે ત્યારે તે કેવળઆત્મસ્વરૂપ થઇને છવીસમાને જુએ છે. હે ગંધર્વરાજ ! છવીસમો આત્મા જૂદો છે અને પચીસમો જીવ જૂદો છે. પણ દોરડીના સાપની પેઠે, પચીસમાંનો બાધ કરીને સત્પુરૂષો તેને એકજરૂપે જુએ છે. હે કશ્યપના પુત્ર ! સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો જન્મ અને મૃત્યુના ભયથી ભય પામીને અચ્યુત એવા પચીસમા જીવને જોઇને આનંદ પામતા નથી કેમ કે, જીવદશામાં જન્મ-મરણનો ભય છે અને બ્રહ્મદશામાં નથી. પરતુ પવિત્ર અને આત્મપરાયણ જ્ઞાનીઓ છવીસમા બ્રહ્મને જોઇનેજ

આનંદ પામે છે. જ્યારે પુરૂષ કેવળસ્વરૂપ થઇને જીવીસમાને જુએ છે ત્યારે તે સર્વજ્ઞ અને જ્ઞાની થઇને પુનર્જન્મ પામતો નથી. હે અનઘ! એ પ્રમાણે મેં તને શ્રુતિના પ્રમાણથી અપ્રતિબુદ્ધ એટલે પ્રધાન, બુદ્ધમાન એટલે જીવ અને બુધ્ધ એટલે બ્રહ્મ વિષે તત્વથી કહ્યુ જે પુરૂષ દૃષ્ટા અને દૃશ્યને, કલ્યાણને, દૃષ્ટિ તથા દૃશ્યના ભેદને, કેવળ અને અકેવળ સ્વરૂપને તથા જીવને અને પરમાત્માને પણ નિર્વિકલ્પણાથી જોતો નથી તે બ્રહ્મસ્વરૂપ થાય છે. વિશ્વાવસુ કહે છે કે—હે વિભો! તમે મને સત્ય, શુભ, કલ્યાણકારી અને રૂડું બ્રહ્મજ્ઞાન બરાબર રીતે કહ્યું, માટે નિરંતર તમારૂં કલ્યાણ થાઓ અને તમે અક્ષય રહો. તમારૂ મન સદૈવ જ્ઞાનથી યુક્ત રહે છે એમ હુ જાણુ છુ. યાજ્ઞવલ્ક્ય કહે છે કે:— એ પ્રમાણે કહીને તે મહાત્મા ગંધર્વે પરમ સંતોષથી આનંદ પામીને મ્હારી પ્રદક્ષિણા કરી અને શોભાયમાન કાંતિથી વિરાજમાન થતો તે સ્વર્ગમાં ગયો અને બ્રહ્મલોકાદિ આકાશમાં ગમન કરનારા, પૃથ્વીમાં વસનારા તથા પાતાળમાં વસનારા જે લોકો કલ્યાણના માર્ગને આશ્રયે રહેલા છે તેઓને આ શાસ્ત્ર બતાવવા લાગ્યો. જે સાખ્યાચાર્યો સાંખ્યધર્મ ઉપર પ્રીતિવાળા છે તથા જે યોગાચાર્યો યોગધર્મ ઉપર પ્રીતિવાળા છે; તેમજ જે મનુષ્યો મોક્ષની ઇચ્છાવાળા છે; તેઓને આ શાસ્ત્ર પ્રત્યક્ષ ફળ આપનારૂ છે. હે રાજસિંહ! જ્ઞાનથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. હે નરેંદ્ર! અજ્ઞાનથી પ્રાપ્ત નથીજ થતો, એમ પડિતોનું કહેવું છે. માટે પુરૂષે જેથી જન્મ—મૃત્યુથી છૂટકો થાય એવા જ્ઞાનનું તત્વથી અન્વેષણ (શોધન) કરવુ. એવી રીતે અન્વેષણ કરતાં બ્રાહ્મણ પાસેથી, ક્ષત્રિય પાસેથી, વૈશ્ય પાસેથી કે, છેવટ નીચ (શૂદ્ર) પાસેથી પણ નીરંતર જ્ઞાન પ્રાપ્ત કરવું. જ્ઞાન પ્રાપ્ત કરીને તે ઉપર શ્રધ્ધા રાખવી. જે એ જ્ઞાન ઉપર શ્રધ્ધા રાખે છે તેને જન્મ—મૃત્યુ પ્રાપ્ત થતાં નથી. સર્વ વર્ણના લોકો અને

બ્રાહ્મણો બ્રહ્મથી ઉત્પન્ન થયેલા છે, તે સર્વ નિરંતર બ્રહ્મનો ઉચ્ચાર કરે છે. હું જે તને તત્વજ્ઞાન કહું છું તે પણ બ્રહ્મબુદ્ધિથી કહું છું અને આ સઘળું વિશ્વ પણ બ્રહ્મજ છે. બ્રહ્મના મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે અને ચરણથી શૂદ્ર ઉત્પન્ન થયા છે. સર્વ વર્ણ એજ પ્રકારે ઉત્પન્ન થઇ છે, બીજે પ્રકારે ઉપજી નથી. હે રાજન્! મનુષ્યો પોતાના અજ્ઞાનવડે તે તે કર્મનિયમોને પ્રાપ્ત થાય છે અને તેમાથી નાશ પામે છે અને તેજ રીતે સર્વ વર્ણો પણ પોતાના ઘોર અજ્ઞાનથી પ્રકૃતિમય યોનિ–સમુદાયને પામે છે. તેઓને જન્મ–મૃત્યુ પ્રાપ્ત થાય છે. માટે સર્વ પ્રકારે ત્હારે જ્ઞાનનો શોધ કરવો ઘટે છે અને તે જ્ઞાન સર્વત્ર છે એમ મેં તને પૂર્વે કહ્યું છે. હે નરેન્દ્ર! જે બ્રાહ્મણ જ્ઞાનમાં સ્થિતિવાળો હોય અથવા ક્ષત્રિયાદિ બીજો પણ કોઇ તે જ્ઞાનમા સ્થિતિવાળો હોય તો તેને નિરંતર મોક્ષ પ્રાપ્ત થાય છે. હે રાજન્! એ રીતે તે મને જે પૂછ્યુ, તેનો મે તને ઉપદેશ કર્યો માટે તુ આ બ્રહ્મજ્ઞાનરૂપ અર્થનો પાર પામ; મે તને તે રૂડે પ્રકારે કહ્યો છે. હવે ત્હારૂં સદૈવ કલ્યાણ હો. ભીષ્મ કહે છે કેઃ—બુદ્ધિમાન યાજ્ઞવલ્કયે એ પ્રમાણે ઉપદેશ કર્યો તેથી મિથિલાનો અધિપતિ દેવરાત રાજા મનમાં ઘણો આનંદ પામ્યો અને તે (મુનિ) ની પ્રદક્ષિણા કરી ચરણમાં પડયો. પછી મુનિ ગયા તે સમયે મોક્ષને જાણનારા દેવરાત રાજાએ ત્યા બેસીનેજ એક કોટિ ગાયો, સુવર્ણ અને એક પોશ ભરીને રત્ન બ્રાહ્મણોને આપ્યાં. તે પછી મિથિલા–પતિએ વિદેહનું રાજ્ય પોતાના પુત્રને સોપીને અને સંન્યસ્ત ગ્રહણ કરીને નિવાસ કર્યો. તેણે સાંખ્યશાસ્ત્રનુ અધ્યયન કર્યું અને સમગ્ર યોગશાસ્ત્રનું પણ અધ્યયન કર્યું તથા હે રાજેન્દ્ર! તે પ્રકૃતિથી ઉપજેલા ધર્મ અને અધર્મનો તિરસ્કાર કરવા લાગ્યો. હે રાજેન્દ્ર!

તે દેવરાત રાજા "હું ત્રણ પ્રકારના પરિચ્છેદશૂન્ય છુ" એમ મનમાં નિશ્ચય કરીને તથા "ધર્મ–અધર્મ, પુણ્ય–પાપ, સત્ય–અસત્ય, જન્મ–મૃત્યુ, એ સર્વે પ્રકૃતિથી ઉપજેલાં અને મિથ્યા છે" એમ જાણીને કેવળ બ્રહ્મનુંજ ચિંત્વન કરવા લાગ્યો. હે રાજન્ ! યોગીઓ આ સર્વ વિશ્વને ધર્માદિ વ્યકતનું અને બુદ્ધયાદિ અવ્યકતનુ કાર્ય જૂએ છે, અને પોતાના શાસ્ત્રવડે જેઓએ એ લક્ષણનો નિશ્ચય કર્યો છે એવા સાંખ્યજ્ઞાનીઓ જાણે છે. બ્રહ્મ, ઇષ્ટ અને અનિષ્ટથી વિમુકત છે, પરથી પણ પર છે, વૃક્ષની પેઠે અચલ છે, નિત્ય છે અને પવિત્ર છે, એમ પંડિતો કહે છે, માટે તુ પણ પવિત્ર થા. જે કોઇ આપે છે તે બ્રહ્મ આપે છે, જે પામે છે તે બ્રહ્મ પામે છે, જે એમ માને છે કે, મે આપ્યુ તે પણ બ્રહ્મજ માને છે, જે દાન કરે છે તે બ્રહ્મ કરે છે અને પ્રતિગ્રહ કરે છે તે પણ બ્રહ્મ કરે છે, એ રીતે તું માન. હે નરશ્રેષ્ઠ ! પોતે પણ આત્મા છે અને પોતાનું પણ આત્મા છે, આત્મા એકજ છે, માટે બીજો કોણ હોઈ શકે ? ત્હારે નિરંતર એવી રીતે માનવુ. પણ બીજે પ્રકારે–એથી ઉલટું માનવું નહિ. જે પુરૂષ સગુણ અને નિર્ગુણ અવ્યકતને જાણતો નથી. તેવા પુરૂષે તીર્થનું સેવન કરવું અને યજ્ઞોનું ઉપાસન કરવું. હે કુરૂનંદન ! સ્વાધ્યાયોનુ પઠન કરવાથી, તપ કરવાથી કે, યજ્ઞ કરવાથી અવ્યક્તનું સ્થાન પ્રાપ્ત થઇ શકતુ નથી, માત્ર અવ્યક્તને જાણવાવડેજ તેનું સ્થાન પ્રાપ્ત થાય છે. તેમજ શાસ્ત્રમા અશકત પુરૂષો કે, જેઓ અવ્યકતથી પર, જન્મ–મૃત્યુથી રહિત, મુક્ત અને સત્ તથા અસત્થી રહિત નિત્ય તત્વને જાણે છે તેઓ મહત્‌ના સ્થાનને-અહંકારના સ્થાનને અને અહંકારથી પર જે સ્થાનો છે, તેને પણ પોતાની ઇચ્છા પ્રમાણે છે પામે છે. હે રાજન્ ! એ જ્ઞાન મે જનક રાજા પાસેથી પ્રાપ્ત કર્યું છે, તે રાજાએ પણ યાજ્ઞવાલ્કય પાસેથી પ્રાપ્ત કર્યું છે.

એ જ્ઞાન જેવું શ્રેષ્ઠ છે તેવા યજ્ઞો શ્રેષ્ઠ નથી: પુરૂષ જ્ઞાનવડે સંકટમાંથી તરી જાય છે પણ યજ્ઞ વડે તરી શકતો નથી. હે રાજન્! "સંકટ, જન્મ તથા મૃત્યુ, એ સર્વ અભૌતિક છે" એમ જ્ઞાની પુરૂષો કહે છે. યજ્ઞોવડે તે મટતાં નથી. પ્રાણી, યજ્ઞ, તપ, નિયમ અને વ્રતો આચરવાથી તો સ્વર્ગને પામીને પુનઃ પૃથ્વી ઉપર પડે છે માટે તું પરમ પવિત્ર કલ્યાણકારી, મોક્ષસ્વરૂપ, નિર્મળ, શુદ્ધ અને પરમક્ષેત્રને જાણીને તેનુ ઉપાસન કર. હે રાજન્! મનુષ્ય જ્ઞાનયજ્ઞરૂપી તત્વનું ઉપાસન કરવાવડે શોકરહિત થાય છે અને તુ પણ તેનું ઉપાસન કરવાવડે ઋષિ થઇશ. પૂર્વે યાજ્ઞવલ્કયે જનકરાજાના માટે જે ઉપનિષદનુ કથન કરેલુ છે તથા જે તત્વને શાશ્વત અને અવિનાશી ગણેલુ છે તે તત્વ શુભ અને મોક્ષસ્વરૂપ છે તથા તે શોકનો નાશ કરીને આનંદ આપે છે.

॥ यदुपनिषदमुपाकरोत्तथासौ जनकनृपस्य पुरा हि याज्ञवल्क्यः ॥
॥ यदुपगणितशाश्वताव्ययं तच्छुभममृतत्वमशोकमर्च्छति ॥११२॥
॥ ऐश्वर्यं वा महत्प्राप्य धनं वा भरतर्षभ ॥
॥ दीर्घमायुरवाप्याथ कथं मृत्युमतिक्रमेत् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે–હે ભરતશ્રેષ્ઠ! મનુષ્ય મોટું ઐશ્વર્ય પામીને, ઘણું ધન પામીને અથવા દીર્ઘ આયુષ્ય પામીને પણ મૃત્યુને શી રીતે ઉલ્લંઘી શકે? તે મને કહો. મોટુ કરવાવડે, મોટુ કર્મ કરવાવડે, મોટી મોટી વિદ્યા પ્રાપ્ત કરવાવડે અથવા રસાયનાદિનો પ્રયોગ યોજવાવડે કે, શાવડે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પ્રાપ્ત થાય નહિ? ભીષ્મ કહે છે કે:–આ વિષે પણ "પંચશિખ" નામના ભિક્ષુ અને જનકના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનુ ઉદાહરણ આપવામા આવે છે. વિદેહનો રાજા જનક એક સમયે વેદને જાણનારાઓમા શ્રેષ્ઠ "પંચશિખ" નામના મહર્ષિને ધર્મ અને અર્થસંબંધી સંશય પુછવા લાગ્યો કે,–હે ભગવન્! જરા અને

મૃત્યુનું ઉલ્લંઘન કયા આચરણવડે વર્તવાથી કરી શકાય? અથવા કયા તપવડે કે, કયી બુધ્ધિવડે કે, કયા જ્ઞાનવડે જરા અને મૃત્યુનું ઉલ્લંઘન કરી શકાય? એવું સાંભળીને અપરોક્ષ બ્રહ્મને જાણનાર તે પંચશિખઋષિએ ઉત્તર દીધો કે, જરા અને મૃત્યુની નિવૃત્તિ થઇ શકતી નથી અને તેમની અનિવૃત્તિ પણ કોઇ પ્રકારે થઇ શકતી નથી. દિવસો, માસ કે રાત્રિઓની નવૃત્તિ થતી નથી, પણ જે ચલ અથવા અસ્થિર ભૂતાત્મક દેહી છે તે નિશ્ચય અથવા સ્થિર માર્ગ ઉપર અનંતકાળ પર્યંત ચાલ્યો જાય છે. એ કાળરૂપી પ્રવાહવડે સર્વ પ્રાણીઓ નિરંતર તણાયાં જાય છે અને તેજ કાળ સર્વ પ્રાણીનો નાશ કરનાર છે. કાળરૂપી સમુદ્રમાં તરવાનું વહાણ નથી, તેથી સર્વ પ્રાણી તેમા વહ્યા જાય છે અને ડુબે છે તે સાગરમા રહેલા જરા અને મૃત્યુરૂપી મોટા મગરથી પણ તેને કોઇ છોડાવી શકતું નથી. તેને કોઇ શરણ આવતુ નથી તેમ કાળ મહાસાગરમાં તે પણ કોઇને શરણ આપતો નથી—કોઇ કોઇનુ રક્ષણ કરતુ નથી. આ લોકમા સ્ત્રીઓ અને અન્ય સબંધીજનોની સાથે જે સમાગમ થાય છે તે માર્ગમાં મળેલાં પ્રવાસીના સમાગમ જેવો છે. આ લોકમાં અનંતકાળ પર્યંત કોઇનો સમાગમ કોઇની સાથે રહ્યા હોય, એમ પૂર્વે કોઇ વખત બનેલું નથી. જેમ વાયુવડે વાદળાના સમુદાય ઉત્પન્ન થાય છે, આગળ ઠેલાય છે, સ્થિર રહે છે અને પડે છે, તેમ કાળવડે પ્રાણીનો સમુદાય પણ ઉત્પન્ન થાય છે, ગતિ કરે છે, સ્થિર રહે છે અને નાશ પામે છે. જરા અને મૃત્યુ પ્રાણીઓને ભક્ષણ કરનારાં બે વરુ જેવાં છે તથા તે બળવાન અને દુર્બળ તથા મોટા અને નાના સર્વનું ભક્ષણ કરી જાય છે. એ રીતે નાશવંત પ્રાણીઓમાં ભૂતાત્મા બ્રહ્મ સદૈવ નિત્યરૂપે રહેલું છે તે નાશ પામતું નથી. માટે મનુષ્યોનો જન્મ થવાથી હર્ષ કેમ પામવો અને મૃત્યુ પામવાથી શોક કેમ કરવો? માટે હું ક્યાંથી આવ્યો?

હું કોણ છું ? હું ક્યા જઇશ ? હું કોનો છું ? હું શામા રહેલો છું ? હું ક્યાં જન્મ પામીશ ? એ રીતે તુ શોક શા માટે કરે છે ? અને શાનો શોક કરે છે ? સ્વર્ગ અને નરકનો દ્રષ્ટા ત્હારા વિના કોણ છે ? અર્થાત સ્વર્ગ–નરકાદિ સર્વ ત્હારૂ દ્રશ્ય છે અને તુ તેનો દ્રષ્ટા છે માટે શાસ્ત્રોનું ઉલ્લઘન ન કરીને દાન કરવુ અને યજ્ઞ કરવા.

॥ द्रष्टा स्वर्गस्य कोऽन्योस्ति तथैव नरकस्य च ।
आगमास्त्वनातिक्रम्य दद्याच्चैव यजेत च ॥ १२ ॥

વળી સાંભળો મહારાજ ! આત્મકલ્યાણના માર્ગનું દર્શન. શ્રીકૃષ્ણ–ચન્દ્રે કરાવ્યું છે, તે કહું છું.

શ્રીકૃષ્ણ પરમાત્મા બોલ્યાઃ—

"અર્જુન ! પ્રત્યેક આત્મા મ્હારા આત્માનુ સ્વરૂપ છે. મ્હે ત્હને ગીતામા કહયું છે કે આત્મા અજર છે, અમર છે; મારવાથી તે મરતો નથી. અર્જુન ! આત્માના દ્વાર ખુલ્લા મૂક. અદર સનાતન પ્રેમ વહેવા દે આત્મા આ શરીરથી અને પૃથ્વીથી ઉચો છે. ત્હેને માટે તો બધુ બન્યું છે. આત્માએ પોતેજ આ બધુ પોતા માટે બનાવ્યું છે. અર્જુન ! મ્હારી લીલા વધારવા આત્મા જૂદાં જૂદા રૂપ ધારે છે. ત્હારા આત્માને ધિઃક્કારીશ નહિ. ધિઃક્કારવા ત્હને અધિકાર નથી. જે મનુષ્ય પોતાને વદના કરતો નથી, ત્હેને બીજા વદના કરતા નથી. તેમ જે બીજાના ગુણનેય વદના નથી કરતો, ત્હેને જગત નમતુ નથી. કારણ કે મનુષ્ય પૂજતુ પ્રાણી છે. અર્જુન ! આત્મા પૃથ્વીમાં રહેછે. ત્યાં સુધીજ દેહ ધારણ કરે છે પણ પછી પ્રભુના રૂપમાં અનન્તાત્મા રમવા ચાલ્યો જાય છે. અર્જુન ! કોઇ મનુષ્ય પાપી હોય, તો પણ તે પવિત્ર છે. દુનિયાની ધડમથલથી થોભી આત્મા તરફ જો. પછી તું ન જાણવાનુ જાણશે અને એમાંજ મજા છે. આત્મા પ્રેમ માટે સે.

છે અને પ્રેમ માટે દે છે. તેમજ આત્મા બધું પ્રેમ માટેજ કરે છે. અર્જુન! તું મ્હારાથી જૂદો છે, એમ ત્હને દેખાય છે, પણ તું મ્હારાજ રૂપમાં—પ્રભુ છે—પછી તું ભલે ગમે એવો પાપી હોય. આત્માનું સ્વરૂપ સુખદુ:ખમાંય. સરખુ છે, પછી સુખદુ:ખનો શુ ધિક્કાર? આત્માને જાણવો એ ઉચ્ચામાં ઉંચુ સુખ છે. પણ જ્યારે આત્મા ઉપાધિથી બુદ્ધ હોય છે, ત્યારે પોતાની વિરાટતાની ત્હેને ખબર હોતી નથી. જો કે ત્હારેય એ તો વિરાટ છે. જેનો આત્મા શાન્ત છે, તે મુકત છે. કારણ કે અર્જુન! યોગાત્માને હદ બાંધી લેતી નથી. આવા લોકો પોતાને સંહારી મ્હારા રૂપમાં ભળી જાય છે. આ ભકતો પોતાના મૃત્યુ પહેલાં પોતાપણાને મારી નાંખે છે. આત્મા પરતંત્ર કેમ હોય? ત્હેની શકિત સનાતન હોય છે. પછી બીજા ઉપર અંકુશ રાખવાની વાતજ ક્યાં? સ્હામા પુરૂષને અંકુશની ઇચ્છા હોય તોજ ત્હારાથી અંકુશ રખાયછે. તો પણ અર્જુન! જે મનુષ્ય આગળ વધેલો હોય છે, તે પાછળ પડેલા કરતાં વધુ આગળ વધે છે. ત્હારા આત્માથીજ પૃથ્વી સ્વર્ગ બની રહી છે. ત્હોય ત્હારા જેવા ભાવ હશે, તેવો તુ થઇશ. પછી ભલેને એ ભાવ હમણાંજ જન્મ્યા હોય. ત્હેં હવામાં ગમે એ કિલ્લા બાંધ્યા તો પણ તે સાચાજ છે. ખરા કિલ્લા બાંધવા. હવામાં પહેલા તો કિલ્લા બાંધવાજ જોઇએ. અર્જુન! મનુષ્યો દેવરૂપે પૃથ્વીમા સંચરતાં હોય, એમ મ્હને લાગે છે. લોકોના સુધારા અને લોકોની કુચાલ તેઓના આત્મા આગળ પીગળી જાય છે. આત્મા પળે પળે નવી સૃષ્ટિઓ રચે છે. તેથી અર્જુન! બીજાના અભિપ્રાય ઉપર જીવનારા લોકો દુ:ખી હોય છે. આત્મશાંતિ મેળવવી હોય, તો વિચાર કરવાનો જ નથી. વિચાર જ કરનારા સર્વદા દુ:ખી હોય છે. ટીકકા કરનારા લોકો પોતાનાજ બચાવ માટે ટીકકા કરે છે, તેથી મ્હારે તો ત્હારી જ મસ્તીમાં મસ્ત રહેવુ. કેમકે અર્જુન! મ્હારૂં

પોતાનુ સારૂ કેમ થાય, તે તેઓ કરતાં તુ પોતે વધારે સારી રીતે જાણે છે. ત્હારે દુનિયાનો ઇજારો શું કામ લેવો જોઇયે? વળી કૃત્રિમતાથી શાંતિ કેમ મળી શકે? બધી કૃત્રિમ વસ્તુઓ મ્હારી વિરૂદ્ધ છે. અર્જુન! જે લોકો છુપાવવા ઇચ્છે છે, તે બીજાથી કેમ છુપાવી શકશે? તેથી ત્હારે પાખંડી મતો હોય તે પણ તપાસવા અને ત્હેમાંથી સત્ય તારી કાઢવુ. ગમે એટલું તુ શીખશે, પણ તુ છે, તે કરતાં ત્હને વધારે મળશે નહિ. મનુષ્ય આત્મા ખુલ્લો મુકે છે ત્યારેજ શીખવી શકે છે. કૃત્રિમતાને આત્મા કેમ માને? તેથીજ અર્જુન! મ્હેં કહયું છે કે કોઇ જુઠું બોલી શકતા નથી એમ હોય તો તરતજ કળાઇ જાય છે. આત્મા સાત્વિકમાં છે તેથી ત્હેને પૂજ. પૂજન હૃદયનો ઉત્તમ ભાવ છે."

વળી તે ઉપરાંત, એક શાયરકવિ નઝીરનુ કાવ્ય જે ઉર્દુ તથા હિન્દી ભાષામાં રચેલુ વખણાય છે; બોધક છે, રસિક છે, તે સંભળાવુ;—

દારા રહા ન જમ ન સીકન્દરસા બાદશાહ,  
તખ્તે જમીંપે સેંકડો આએ ચલે ગયે.  
દેખા નઝિર હમને ચમન મે જો આનકે;  
મ્હેદી ભરે વોહ હાથ દીખા–એ ચલે, ગયે!

એવુ તો એક પણ હૃદય ન હશે કે જેને કાવ્ય પ્રતિ પ્રેમ હોય અને ઉર્દુ કાવ્યની સમજશક્તિ હોય તેને નઝિરનાં કાવ્ય ન રીજવી શકે. નઝિરનાં કેટલાક કાવ્ય અતિશય લાબાં છે છતાં તેટલાંજ ઉત્તમ છે જેમાંનુ એક રજુ કરૂં છું.

મુજેહૂ અએ દોસ્ત તેરા હિજ્ર અબ અએસા સતાતા હય,  
કે દુશ્મન ભી મેરે અહેવાલ પર આંસુ બહાતા હય.

યેહ બેતાબી યેહ બેખ્વાબી યેહ બેચેની દીખાતા હય;
ન દિલ લગતા હય ઘરમેં ઔર ન સહેરા મુજકો ભાતા હય,
અગર કુછ મુંહસે બોલું તો મઝા ઉલફતકા જાતા હય;
મગર ચુપકા હુ રહેતા તો કલેજા મુંહકો આતા હય.
મરા દર્દેસ્ત અંદરદિલ અગર ગોયમ ઝબા સોઝદ,
વગર દમ દરકશમ તરસમ કે મગઝે ઉસ્ત ખ્વાં સોઝદ.
કુક કરૂ તો જગ હસે ઓર ચુપકે લાગે ઘાવ;
અએસા કઠન સીનેકા કિસ બુધ કરૂ ઉપાય ?
ન થા માલુમ જો ઉલફતમે ગમ ખાના ભી હોતા હય,
જીગરકી બે કલી ઓર દિલકા ઘભરાના ભી હોતા હય;
સિસકના, આહકરના, અશ્ક ભર લાના ભી હોતા હય,
તડપના લોટના બેતાબ હોજાના ભી હોતા હય,
કીએ પર અપને ફીર આપિકો દુખ પાના ભી હોતા હય,
કફે અફસોસ કો મલમલકે પસ્તાના ભી હોતા હય.
અગર દાનિસ્તમે રોઝે અઝલ દાગે જુદાઇરા,
નમી કરદમ બ-દિલ રોશન ચિરાગે આશ્નાઇરા.
જો મએં અએસા જાનતી કે પ્રિત કીસે દુઃખ હોય,
નગર ઢંઢેરા ફેરતિ કે પ્રિય ન કીજો કોય !

કાવ્ય અતિ લાંબુ છે અને નઝિરના આખા કાવ્ય લખીશ તો ભિન્ન ભિન્ન પ્રકારના કાવ્યની પ્રસાદી વાંચક સનમુખ રજુ કરી શકીશ નહિ જેથી અગત્યના ભાગો રજુ કરી બાકીના મુકી દેવું યોગ્ય થઇ પડશે. ઉપરના કાવ્યના છેવટે કવિ શું કહે છે તે જુઓ.

ઉધર દિલ સુબ્હકે કહેતા હય તું ચલ યારકે ડેરે,
ઇધર તન મુજહકો કહેતા હય કે તુ મત મુજહકો દુખ દેરે.

જો કહેના દિલકા કરતા હુ તો વહ રહેતા હય ઘર મેરે,
મગર તનકી સુનું તો ઔર દુખ પડતે હય બહોતેરે.
નદિલ માને ન તન માને હરએક અપની તરફ ફેરે,
કરૂ કયા મએ નઝિર અએસી જો મુશ્કિલ આનકર ઘેરે.
દિલમ દિલદાર મિ જુયદ તનમ આરામ મિ-ખ્વાહદ,
અજાયબ કશ-મકશ દારમ કે જાનમ મુફ્ત મિકાહદ.
દિલ ચાહે દિલદારકો ઔર તન ચાહે આરામ,
દુ-બદામે દોનો ગએ માયા મીલી ન રામ

ફારસી ભાષામા જે કડીઓ છે તેજ અર્થસુચક કડીઓ હિન્દી ભાષામાં છે.

નઝિરના કાવ્યને ધ્યાનપૂર્વક મનન કરવામા આવે તો મનન કરનારને નઝિર અમિરસનું પાન કરાવે છે, કાવ્ય રૂપે કથા કહેવામાં, વૃતાંત લખવામા, દષ્ટાંત આપવામા નઝિરની હરોળમાં, તો કોઇપણ કવિ નજ આવી શકે ! જે નીચલા કાવ્ય ઉપરથી દેખાશે. ઉપર કહયા પ્રમાણે કાવ્ય લાંબાં હોવાથી તેમાંથી અગત્યના ભાગો રજુ કરીશ અને જ્યાં પણ ચિન્હ વચમાં આવે ત્યા અમુક ભાગ મુકી દેવામાં આવ્યો છે એમ સમજવુ.

બુઢાપાની વાતો તો ઘણાઓ લખે છે પણ નઝિર કાવ્ય રૂપમાં જેવી રીતે રજુ કરે છે તેવી રીતે તો ભાગ્યેજ કોઇએ લખી હશે. તે નીચલા કાવ્ય ઉપરથી જણાશે.

કયા કહેર હય યારો જીસે આજાય બુઢાપા,
ઔર અએશ જવાની કે તઇ ખાય બુઢાપા.
અશરતકો મિલા ખાકમે ગમ લાય બુઢાપા,
હર કામકો હર બાનકો તરસાએ બુઢાપા,

અબ ચિઝકો હોતા હય બુરા હાય બુડહાપા,
આશક કો તો અલ્લાહ ન દિખલાય બુડહાપા.

× × ×

આતેથે જહાં ગુલબદન ઓર યુસૂફે સાની,
દેતેથે હમે પ્યારસે છલ્લેકી નીશાની,
મર જાયે તો અબ મુંહમે ન ડાલે કોઇ પાની,
કીસ દુખમે હમે છોડે ગઇ હાય, જવાની !—સબ ચિઝકો.

* * *

પનઘટકો હમારી અગર અસવારી ગઈ હય,
તો વાંહભિ લગી સાથ યહિ ખ્વારી ગઇ હય,
સુનતે હય કે કહેતી હુઇ પનહારી ગઇ હય,
લો દેખો બુડહાપે મે યેહ મત મારી ગઈ હય !—સબ ચિઝકો.

* * *

બુઢે હુએ પર હુસ્નકી ચાહત નહિ છુટતી,
આંખોસે યેહ દીદારકી લઝઝત નહિ છુટતી,
ઔર દિલસે ભિ મહેબુબકી લઝઝત નહિ છુટતી,
સબ છુટ ગયા પરદિદકી યેહ લત નહિ છુટતી !—સબ ચિઝકો.

* * *

કરતેથે જવાનીમે તો સબ આપસે આ ચાહ,
ઔર હુસ્ન દીખાતેથે વોહ સબ આનકે દિલખ્વાહ,
યેહ કહેર બુડાપેને કીયા આહ, નઝિર આહ,
અબ કોઇ નહિ પુછતા અલ્લાહિ અલ્લાહ !—સબ ચિઝકો.

નઝિર સુફી પંથને માનનારો હતો એમ એના કેટલાક કાવ્ય ઉપરથી જણાય છે કે જે પથ માટે આપણા સરતાજ

હાજર ઇમામે કહ્યું છે જે—"હમારા પથથી કોઇ પણ મળતો પંથ હોય તો તે સુફી પંથ છે." જેથી નઝિર મતભેદ, જાતીભેદ, તથા કોઈ પણ જાતની ભિન્નતાની વિરૂદ્ધ હતો અને ઐક્યતાને ચાહનારો હતો. આપણા જ્ઞાનમાં જે સુબોધો છે તેને મળતા બોધ અને નીતિ વચન નઝિરના કાવ્યમાં સ્થળે સ્થળે મળે છે. ઇશ્વરનો પ્રેમ એક વખતે સંપુર્ણતાથી હૃદયમાં લાગતાં ઇશ્વર પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે છે અને તેમાં ભિન્નતા અથવા જાતીભેદની જરૂર નથી એટલુંજ નહિ પરંતુ એ ભેદોને વિસરી જઇ ઐક્યતામાં લીન થવાથીજ ઇશ્વર પ્રાપ્તિ થાય છે અને ઇશ્વરને સમ્પૂર્ણ રીતે ઓળખ્યા બાદ ભિન્નતાનો ભેદ આપોઆપ ખસી જાય છે એ કવિ સરલ રીતે કહી જાય છે તે જુવો અને સાથે આપણો પાક ધર્મ પણ ઇશ્વર પ્રાપ્તિનો એજ માર્ગ છે એમ કહે છે કે નહિ તે તપાસી જુઓ કે જેથી સૃષ્ટિના ઉત્તમોત્તમ કવિઓના વિખ્યાત પામેલા અને માન્ય થયલા વિચારો સાથે કોઇ પણ પંથ વધુ મળતો આવે છે તો તે આપણો પાક પંથ છે કે નહિ તે જણાય.

મિયા મય કયા કહુ અહેવાલકી અપને પરેશાની,
લગા ઢલને મેરી આંખોસે એક ખેદબખુદ પાની,
યહાયકા આ પડી ઉસદમ મેરે દિલ પર યેહ હયરાની,
કે જિસ્કી હો રહી યેહ હરએક જાસ્નાખ્વાની,
કીસિ સુરતસે ઉસ્કો દેખીએ કએસા હયવોહ જાની !

*　　*　　*

યેહ સુરતથી ઇસીમેં દિલમે ધુન એક ઔર આડાલી,
મંગા થોડાસા ગેરૂ ઔર વહિં કફની રગા ડાલી,
બના મુંન્દે ગધેમેં દાંલ સએલી બરમલા ડાલી,

લગા મુંહ પર ભભુત ઔર શીકલ જોગીકી બના ડાલી,
હુવા ઔહ ધુત, જોગીયોમે આપ કરમ્યાની !

*　　*

ઉસીકો ધુંડતા ફિરતા કેવા મસજીદમેં જા પહોચા,
જો દેખા વાંભિ હય રોઝેનમાઝોંકાહી એક ચરચા,
કોઇ ઝુબ્બેમેં અટકા હય કોઇ દાઢી મેં ઉલઝા,
તસલ્લી કુછ ન પાઇ જબ તો આખીર વાંસે ધભરાયા,
ચલા રોતા હુવા બાહીર અહેવાલે પરેશાની !

*　　*

કાવ્ય ઘણું લાંબું છે. ઇશ્વરને શોધતા કયાં કયાં જવું પડયુ ને કેવી કેવી તકલીફ પડી તે કવિ જણાવે છે પણ તે મુકી દઇ છેવટ પાસે આવી લાગ શુ અને પછી ઇશ્વરની પ્રાપ્તિ થતાં નઝિરને શુ સભળાય છે તે અને પછી પોતાની કેવી હાલત થઇ જાય છે ને ભિન્નતાનો ભેદ કેવી રીતે ઉડી જાય છે તેટલુજ જોઇશું.

પડાથા રેતમે ઔર ધુપમે સુરજસે જલતાથા,
લગીથી દિલકી આંખે યારસે ઔર જિ નીકલતા થા,
કીસિકે દેખનેકે ધ્યાનમેં હરદમ નીકલતા થા,
વલે મહેબુબસે કુચ્છ, હય્ય ! મેરા બસ ન ચલતાથા,
પડે બહેતેથે આસુ લાલાગુ લાઅલે બદખશાની !

*　　*

જબ પસ અહેવાલકો પહોંચા તો લોક મહેબુબ બેપરવા,
વહિ તબ બેકરારીસે મેરે બાલેપે આ પહોચા,
ઉઠાકર સર મેરા જાનુપે અપને રખકે ફરમાયા,

જેલમ નદીમાં અતી જોસભર પુર આવેલું હતુ, ને તેનો એક ફાટો નીકળેલો તે નદી પરથી મદારની ટ્રેન પસાર થવાની હતી–પણ તે નદીપરના પૂલને નુકસાન થવાથી, નદી ઓલઘવાને મછવાનો આશરો લહેવો પડ્યો હતો. પેસેન્જરોને નદીને પેલે પાર જવુ પડતુ હતુ, કેમકે સામે ટ્રેન આવેલી ઉભી હતી. કેટલાક પેસેન્જરો ઉતરી ગયા હતા–અને કમભાગ્યે મદારનોજ મછવો પાણીમાં ઉલટાઇ ગયો હતો! સામાન સહ કેટલાંક ઉતારૂ નદીમાં તણાવા લાગ્યાં–થોડાં બચી ગયાં, પણ મંદાર તો તણાતી ચાલી!

મદારના ભાગ્યનો ગ્રહ હાલ તેની વિરૂદ્ધજ હતો. જે વખતે બનારસથી મુબઇ આવવાને નીકળી, તે વખતથીજ તેને અપશુકન થયલું જણાતું હતુ. ને તે ખરૂ પડ્યુ, કેમકે ઉદયગઢમા પણ મિ. રાયને મળવાનું બની શક્યુ નહિ! મુબઇમાં પણ મોટાર અકસ્માત થવાથી મળ્યુ નહિ, ને પાછું ફરતાંયે આ મોતનો સોદો સામે આવી ચડ્યો–પ્રભુ ઇચ્છા બળવાન છે.

નદીનો વેગ વધારે હતો. જો કે મછવાવાળા અને ટ્રેન ડ્રાઇવરો તથા પોર્ટર વગેરે પુરતી મદદ આપતા હતા, પણ જેના કર્મમાં જે સંકટ હતુ, તેની આડે આવવાને તે સમર્થ ન હોતાજ!

મંદાર તણાતી બેભાન હાલતે, થોડાજ દુરભાગ ઉપર એક ઝાડ–સાથે અથડી, ને ડાળી સામે આવ્યેથી અટકી રહી! તેને ત્યાં કોણ સહાય થયુ? મિ. સુમનરાય!—

વિદ્વાનો કહે છે, કે સસ્કાર અને સબંધ પુર્ણ થવા માટે અનેક ભવમાં અવતાર લહેવા પડે છે, ને તેમાં યોગબળે સ્નેહ–વેર જોડાઇ જાય છે. એક બીજા મળી જાય છે. પછી કોઇ જેડમાર્ગે કે કોઇ જીવમાર્ગે–

મંદારિકા તણાતી તણાતી આગળ ગઇ, અને જ્યાં સુમન પોતે એક વડવૃક્ષની વડવાઇ તાણીને લટકી રહેલો હતો. તેના પગમાં અથડી પડી! સુમનને લાકડું લાગ્યુ, પણ તેના કપડામાં વાળની લટ ચીંટાઇ ગઇ. નજર કરીને જોયું, તો કોઇ મનોહર સુંદરી! એક હાથે વડવાઇ ઝાલી રાખીને બીજો હાથ નીચો કરી, વાળ પકડવા જતાં-સરી પડયા-પણ કુદરતનેજ બચાવવી હતી એટલે ત્રીજી ડાળે, બીજા એ કોઇ પ્રવાસી, પાણીના પુરથી ડરતા, ડાળી પર ચડી ગયલા-તેઓએ આ સુંદરીને ઝાલી લીધી. અને ડાળીપર લઇ લીધી! ઉંધુ મસ્તક કરીને પાણી તો નીતાર્યું, પરંતુ હજી તેને ગરમી આવી નહિ! એકાદ કલાકમાં પાણી ઉતરી ગયાં, અને ભેખળની ઓથે એક જણ ઉતરી જઇ, સઘળાંને કાંઠાપર લીધાં. સુમન પણ આવ્યો—અને જોયુ તો મંદાર! આહા! ક્યાં નિલગીરીનો મહાશ્રમ અને કયા આ વન જળવાસ!

વાંચનાર! હવે તુ સસ્કારને માની લ્હેજે, કે જીવ-સંબંધ કેવી રીતે મળી શકે છે.

સુમનની આ ભૂમિકામાં સત્તા હતી. પાસેના ગામમાં સૌ ગયાં-મદારની સારવાર થવાથી શુદ્ધિમા આવી. સુમનને જોયો-અને અતે ભાવીના યોગમા એજ સ્વામી સિદ્ધ કર્યો.

મંદારનુ હૃદય પિગળ્યુ! વિશ્વાસઘાતી પ્રેમી મિ૦ રોય ઉપર તેને તિરસ્કાર આવ્યો-ને સુમન પ્રત્યે નવો જુનો પણ માનસિક સંસ્કાર ઉત્પન્ન થયો.

ઉભય પ્રેમીઓ ઉદયગઢ ગયા, પણ મદારને બનારસનો કેસ ગળે હતો તેથી સુમનને લઇને ત્યાં જવાનું દીલ ઉપડયુ! બન્ને ગયાં હપિત્રાઇએ કેસની મુદ્દતપર હાજર થઇને પોતાના લાભમાં હુકમ મેળવી લીધો હતો, પણ સુમને તે કાયદાની બારીકીથી અપીલમાં ફેરવી નાખ્યો.

મંદારના પિત્રાઇએ તેણીના પર પરધર્મના ગૃહસ્થ સાથે લગ્ન કરવા માટે વાતો કરેલી, તે જુઠી ઠરાવી, ને સુમન સાથે લગ્ન કરવાનું છે, એ વાત ઇતિહાસ પર કોર્ટના દફતરે નોંધવામાં આવી, તેથી મંદારનો હક કાયમ રહયો, એક કાંકરે બે પક્ષી ઉડયાં; વધુ લાભ સુમનને થયો. મંદારને પણ એવડી ફરજ આવવાથી, સુમનને પતિ તરીકે કબુલ કરવો પડયો!

મંદારને લઇને સુમન બનારસ આવેલો, તે પાછો ઉદયગઢ ગયો, કેમકે મહારાજાની તબીયત અતિ બિમાર થઇ ગઇ હતી.

મંદાર અહીં એકલી પડી. લગ્નની મુદત નિરાંતે રાખી હતી. મહારાજાની માંદગીનો કંઇક શુભાશુભ અંત આવ્યા પછીજ લગ્ન કરવાનુ સુમને જણાવ્યુ હતુ, ને મંદારે તે કબુલ કર્યું હતુ!

માનવના મનો રાજ્યમાં વારવાર વટોળીયો વાય છે. કયે વખતે વિચાર બદલાશે, તેની કોઇને ખબર હોતી નથી. મંદારનુ મન વળી ફરી ગયું! કયાં ગયું? દેશ સેવામા!–એ વીરલો સંતગુરૂ વળી કોણ મળી ગયો? ચાલો, ત્યારે આગળ જઇએ!

---

## પ્રકરણ ૩ જું.



### સ્વદેશ–સેવા.

સાચા હૃદયથી, કેવળ નિ:સ્વાર્થભકિત વડે, જે સેવા કરવામાં આવે છે, તેના સત્કર્મ પુજાય છે, અને તેનો દેહ–વિદેહ વિજય પામે છે; પરતુ તેમાં સહજ પણ રજકણ હોવું તો નહિ જોઇએ! વિજયનો જશ મેળવતા, પક્ષ અથવા શાન્તિ–ની લાલચે ભકતજનોની ભકિતનો પણ અંગિકાર કરે, તો આ કલિની પ્રજા, તેના ઉપરથી



(૫) મહાર હવે એકલી વીઆસણમાં પડી-પૃ. ૧૬૦

તરતજ વિશ્વાસે ખસેડી લ્હે, ને અપવાદી બનાવી દે, એવી સ્વાર્થિય છે. !

"જ્યાં સુધી, તમારા જેવી કેળવાયલી, સ્વતંત્ર મનની, અને સાધ્વીરૂપ કુમારિકાઓ, દેશસેવાનુ મથન કરશે નહિ ! દેશભકત '**નાઇટીંગેલ**' સમાન સ્ત્રીઓ બહાર પડશે નહિ, ત્યાં સુધી કદી પણ એક હાથે તાલી પડવાની નથી. જુઓ પેલાં પારસી બાનુઓ, મીસ તાતા તથા મીસીસ તાતા—ઉભય મા દીકરી —દીલ્હી ઇન્ડીયન સ્ત્રી હક મેળવવા માટે છેક ઇગ્લાંડ પાર્લામેંટ સુધી પહોંચી છે તો તમે જેવી આપમતીવત સ્વતત્ર બાનુ, કેળવણી લીધા પછી કેમ દેશસેવાના કામમાં સામેલ ન થાઓ ?

વળી જુઓ, તમને આપણા સ્વદેશભકત ગુજરાતી વર્તમાન-પત્રના થોડા વિચારો વંચાવું, સાંભળો !"

સ્વદેશભકત ગૃહસ્થે, મદારિકાને આ લેખ વચાવવા માંડયો—અને મંદારનુ કાચુ તથા નબળુ મગજ તે તરફ ધસડાયું. !—

"જ્યારે જર્મની સાથે ઘમસાણ મચી રહ્યું હતુ ત્યારે ઇગ્લાંડે જગતમાં પોતાના મહારાજ્યના અસ્તિત્વનાં અને મહત્વનાં કારણોમાં સર્વ પ્રજાઓનો પોતપોતાની વ્યવસ્થા કરવાનો હકક, માણસાઇના કાનુનો, અને ન્યાયને મુખ્ય ગણાવ્યાં હતાં અને તેમ કરી જગતની પ્રજાઓની લાગણી પોતાના પક્ષમાં ખેંચી હતી. ઇંગ્લાંડ બળિયાના બે ભાગ અને ગુલામીનું વિરોધી છે, બળજોરીથી કોઇ પણ લોકો ઉપર પોતાની સત્તા ચલાવાના નિયમનુ વિરોધી છે અને ચામડીના વર્ણોના ભેદથી સત્તાની સર્વોપરિતા સ્થાપવાના ધોરણનું વિરોધી છે અને પોતાની આણમાંના લોકો સાથે પોતે તે ધોરણે વર્તે છે એવું પોતાની આણમાંના લોકોને મનાવી તેમની લાગણી પોતાની તરફ ખેંચી યુદ્ધમાં તેઓની સહાય

મેળવી હતી. જો કે ઇંગ્લાંડે પોતાને ત્યા સૈનિક સેવા લોકો પાસે ફરજીયાત કરવાનુ ધોરણ સ્વીકાર્યુ હતુ, પણ હિન્દમાં તો લોકોએ સ્વેચ્છાથી પુષ્કળ નાણું, નર અને સાધનસામગ્રી પૂરાં પાડયા હતા. અને તે છતાં પંજાબમા લશ્કરમાં ભરતી કરવાને અને લોકો પાસે લોનો લેવડાવાને વહીવટદારોએ સખ્તી ચલાવ્યાની લોકમાન્યતા છે બીજું ઇંગ્લાંડે હિન્દના વહીવટમા પોતાનો હેતુ શુદ્ધ હોવાને ખાતર ૧૯૧૭ ના આગસ્ટની ૨૦ મીએ હિન્દમાં જોખમદાર સ્વાયત્ત શાસનતંત્ર ચાલુ કરવાને હિન્દના ચાલુ વહીવટમાં ફેરફારો કરવાનું જણાવ્યું હતુ અને હિન્દના લોકોનો તે વિષે મત જાણવાને પણ કબુલ્યુ હતું, અને તેથી હિન્દમાં લડાઇ દરમ્યાન હિંદનો વહીવટ લોકમતાનુકૂળ કેવો બનાવવો તેની ભારે ચર્ચા ચાલી રહી હતી.

લડાઇ દરમ્યાન હિંદના લોકોએ શાંતિ સાચવી હતી, યથાશક્તિ બ્રિટનને સહાય કરી હતી અને હિન્દમાં બત્રીશ કરોડની વસ્તીનું પ્રમાણ જોતાં લોકોએ રાજદ્રોહની જરા પણ ગધ આવે તેવું એક પણ કૃત્ય કરેલું જણાયુ ન હતું. પણ હિન્દના વહીવટદારોએ લડાઇ દરમ્યાન ખાસ ઘડાયેલા હિન્દ રક્ષણના કાયદાની રૂએ ભોગવેલી સત્તા લડાઇ પૂર્ણ થયા પછી પણ નિત્ય ભોગવી શકાય તે હેતુએ રાઉલટ કાયદો ઘડવાનું જાહેર કર્યું અને એ કાયદાથી લોકોના ન્યાય મેળવવાના જન્મસિદ્ધ મૂળ હકકોપર ઘા પડતો હોવાથી હિન્દના વહીવટદારોએ પોતાની બહુમતીથી લોકોના પ્રતિનિધિઓના સંપૂર્ણ વિરોધ છતાં તે કાયદો પસાર કર્યો ત્યારે લોકોએ પોતાનો મત વિશેષ દૃઢતાથી દર્શાવવાને પોતાની અસલ રીતી પ્રમાણે કામધધો બધ કરવાનો માર્ગ લીધો. શ્રીયુત ગાંધીએ હડતાળના તે માર્ગને સત્યાગ્રહનુ પ્રથમ પગથિયુ ગણ્યુ. વહીવટદારોને લોકોની એ એકમંપીમાં રાજ્યની સામા વિરોધ જણાયો, તેઓને તેમાં

પોતાની નિરંકુશ નોકરશાહીના અંતનો પ્રારંભ જણાયો. બ્રિટીશ વાવટા નીચે હિંદમાં લોકમતથી વહીવટ ચલાવવો કે વહીવટદારોની ઇચ્છાનુસાર વહીવટ ચલાવવો એ મુદ્દો પ્રત્યક્ષ થયો હિન્દીઓની જાહેર ચળવળનુ એજ કેન્દ્ર છે. અધિકારીઓને એવી સ્થિતિ ઉપસ્થિત થઇ તે ગમ્યુ નહિં. તેઓએ લોકમત દર્શાવનારી હડતાલો અટકાવવાનું કાર્ય કરવા માંડયુ, શ્રીયુત ગાંધીજીની હીલચાલપર અંકુશ મૂકયો. મુંબઇ ઇલાકામાં મુંબઇ, અમદાવાદ અને વીરગામમાં શ્રીયુત ગાંધીજીપરના પ્રેમને લીધે લોકો ઉશ્કેરાયા. પંજાબ અને દીલ્હીમા લોકોને વિશેષ ઉશ્કેરાવાના કારણોમા પંજાબ અને દીલ્હી પ્રાંતોમાં લડાઇ દરમ્યાન લશ્કરમાં ભરતી કરવાને અને લડાઇ માટેની લોન ઉઘરાવવાને અધિકારી ઓએ વાપરેલી સખ્તી મુખ્ય હતી અને જાહેર ચળવળોના સંબંધમા પણ પંજાબના વહીવટદારોની વર્તણુક લોકમતને કચડી નાંખનારી હતી. પંજાબમા ભડકો લોકોના નાયકો, ડા. સત્યપાલ અને ડા. કીચલુ, લાલ હરકીશનલાલ આદિને રાજદ્વારી ચળવળોમા ભાગ લેતા હોવાથી હિંદ રક્ષણના કાયદાની રૂએ તરીપાર કરવામા આવ્યા ત્યારે થયો હતો. લોકોએ એક દિવસ બેવકુફી કરી, ખુન કર્યાં, લુટ કરી, અને ઘર બાળ્યા. તે પછી ૧૯૧૯ ના એપ્રિલ, મે અને જુન માસમાં પંજાબના દીવાની વહીવટદારોએ પંજાબમા શાંતિ રાખવાનું કાર્ય લશ્કરના સત્તાધીશોને સોંપી દીધુ અને તેનુ શોકકારક પરિણામ કેવું આવ્યું તે જાણીતુ છે. છ ખુનની સામા છસો કરતાં વધારે ખુન થયાં અને ઘવાયાં અને અનેક અત્યાચારો થયા તે જાણીતુ છે.

જર્મનીએ બેલ્જીયમમા અને ફ્રાન્સમા શત્રુભાવે બેલ્જીયનો અને ફ્રેન્ચો સાથે જે વર્તણુક ચલાવી હતી અને ઇંગ્લંડની સરકારે તે સામે જે પોકાર ઉઠાવેલો; નિઃશસ્ત્ર સ્ત્રી, પુરૂષો અને બાળકોની જર્મનોએ જે હાલહવાલી કરેલી; વગર તપાસે તેમજ સ્વચ્છંદી તપાસે જર્મન

સૈનિકોએ બેલ્જીયનો, ફ્રેન્ચો અને અંગ્રેજોને ઠાર કરેલા. જલસંચારિણી નૌકાદ્વારા જર્મનોએ ઇંગ્લાંડની આગબોટોને ડુબાવેલી તે માટે યુદ્ધવિરામ વેળા અને પછી જર્મન કૈસરની અને તેના સૈનિક અફસરોની સ્વચ્છંદી વર્તણુક અને અત્યાચારના ગુનાહ માટે તપાસ કરીને શિક્ષા કરવાની હીમાયત કરેલી અને છેવટે જર્મનો પાસે તપાસ કરાવી શિક્ષા કરાવાનું કબુલેલું તે હિંદના લોકોને યાદ છે. પણ પંજાબમાં કંઇ બળવો થયો નહતો, ત્યાં કોઇ શત્રુ હતા નહિં કે ત્યાં ભય અને ત્રાસથી મુલકનો કબજો રાખવાનું, લોકોને અંકુશમાં રાખવાનું હતુ નહિં. એટલા માટેજ પંજાબમાં લશ્કરી કાયદાની છાયા નીચે સૈનિક સત્તાવાળાઓએ જે વહીવટ ચલાવ્યો અને જે કૃત્યો કર્યાં તે જેમ જેમ જણાતાં ગયાં તેમ તેમ હિંદના લોકોને વધારે તીવ્રતર પ્રશ્નો હૃદયમાં ઉઠતા ગયા કે, હિંદમાં બ્રિટીશ ન્યાયની આણ છે, બ્રિટીશ સ્નેહની આણ છે કે હિંદમાં જર્મનોના જેવા કોઇ બ્રિટીશ ભય ત્રાસની આણ વર્તાવનારા જન્મ્યા છે ? પંજાબના પ્રકરણને લીધે હિંદમાં લોકોના જાનમાલની સલામતીની, લોકોના જન્મસિદ્ધ પ્રાથમિક હકકોની, કાયદાપુરઃસર જાહેર ન્યાય મેળવવાની, નિરંકુશ સત્તાધીશોની નોકરશાહી સામે દાદ મેળવવાની ચિંતા વધી પડી. લોકોએ ચળવળ કરી અને ધારાસભામાં લોકપક્ષ તરફથી પ્રશ્નો પૂછાયા ત્યારે તેના ખુલાસા ન અપાયા, લોકનાયકોનું અપમાન થયું અને દાદ મળવાને બદલે લશ્કરી કાયદાની રૂએ વહીવટ કરનારાઓને પોતાનાં કૃત્યોની જોખમદારીમાથી મુકત કરવાનો કાયદો અધિકારીઓની બહુમતીથી પસાર થયા પછી લોર્ડ હંટરના પ્રમુખપણા નીચે ત્રણ અંગ્રેજો અને ત્રણ હિન્દીઓની એક કમીટી નીમાઇ. હિંદી સરકારે એ કમીટી સ્વેચ્છાથી કે ખુશીથી નીમી નહતી, પણ આ પ્રકરણ વિષે ઇંગ્લંડમાં થયેલી પૂછપરછથી ન છૂટકે નીમવી પડી હતી. હિંદી સરકારે પંજાબની

સરકારને ટેકો આપેલો અને તે સંપૂર્ણ ટેકો આપેલો, એટલે કે હિંદી સરકાર પોતે આરોપીની સ્થિતિમાં છે એ ભૂલવુ જોઇતુ નથી તે જે સાક્ષીઓ રજુ કરે તેની તપાસ થાય. લોકોમાંના જેઓ કેદમાં પડેલા તેઓને તપાસ દરમ્યાન ઉલટપાલટ તપાસ કરવાની છૂટ મળી નહિ. કોન્ગ્રેસની પેટા કમીટીએ તેથી હંટર કમીટી સમક્ષની તપાસમાં ભાગ ન લીધો તે જાણીતું છે. તેણે સ્વતંત્ર તપાસ કરી, પોતાનો રીપોર્ટ ગયા એપ્રિલના પ્રારંભમાં જાહેર કર્યો હતો. પણ હિન્દી સરકારે તો આ કમીટી નીમી પોતાની આબરૂ બચાવવાનો હેતુ રાખેલો, પણ કમનસીબે તે હેતુ સિદ્ધ થયો નહિ, જો કે ઇંગ્લંડથી લોર્ડ હંટર નીમાઇ આવ્યો હતો છતાં હિંદના વહીવટદારોની ગોળીનું પાણી પીધા પછી તેની સ્વતંત્ર ન્યાયબુદ્ધિ નાશ પામી હતી. પણ હિંદી સરકારને એ કમીટીમાં ત્રણ હિંદી સભ્યોને નીમવા પડયાથી હિંદી સરકાર ફાવી નહિ. ગમે તેમ પણ હિંદના લોકો હિંદના વહીવટદારોનો દંભ ઉઘાડો પાડવામાં ફાવ્યા છે.

હંટર કમીટીનો રીપોર્ટ પ્રકટ થવામાં ઘણું લંબાણ થતું હતુ, અને તેથી ઘણા તર્કવિતર્કો થતા હતા. લોકોમા તેનુ પરિણામ જાણવા માટે આતુરતા વધી હતી. હિંદી સરકારની નીમેલી કમીટી છે માટે તે પોતાનો રીપોર્ટ હિંદી સરકારને મોકલી આપશે, અને હિન્દી સરકાર તે વિષે મત જણાવશે એમ કહેવાતુ હતુ પણ ત્યા મી૦ મોણ્ટેગુની દૃઢતા આડી આવી. ખબર મળ્યા કે મી૦ મોણ્ટેગુ તે રીપોર્ટનું અધ્યયન કરે છે, અને પછી ખબર આવી કે ઇંગ્લાંડનું પ્રધાનમંડળ તે ઉપર વિચાર કરે છે. કેટલાકોનો મત એવો હતો કે એક વાર રીપોર્ટ, પ્રકટ થાય અને તેપર લોકોમાં ચર્ચા થાય પછી સરકારને જે પગલાં તે સબંધે લેવાં હોય તે લેવાય તો સારૂ. પણ હંટર કમીટીનો રીપોર્ટ, તેપર હિન્દી

સરકારનો નિર્ણય અને તે બન્નેપર ઇગ્લાંડની સરકારનો નિર્ણય એ ત્રણે સામટાં ગયા મંગળવારે સાંજે અત્રે પ્રકટ થયાં છે । એમ કહેવામાં આવે છે કે હિન્દી સરકાર, લોર્ડ ચેમ્સફોર્ડ અને પંજાબની સરકાર પંજાબપ્રકરણમાં એટલી બધી સડોવાયલી હતી કે, જર્મનીની સામા અમાનુષ વર્તન અને અન્યાયનો પોકાર ઉઠાવનાર ઇંગ્લાંડની સરકારને હિન્દના લોકોને ન્યાય આપવાની અને હિન્દી સરકાર, લોર્ડ ચેમ્સફોર્ડ અને પંજાબની સરકારને આબરૂભેર બચાવાની મુશ્કેલી થઇ પડી હતી. જો આ ત્રણમાંથી કોઇને પણ દોષિત ઠરાવામાં આવે તો રાજીનામાંઓ સિવાય બીજો કોઇ રસ્તોજ રહે નહિં, અને એ રાજીનામાંઓ અપાતા હિન્દમા એંગ્લો ઇન્ડિયનો બળવો ઉઠાવ્યા વિના રહે નહિં, કારણ કે તેઓનું તો એક સૂત્રજ છે કે હિન્દમાં વહીવટદારની પ્રતિષ્ઠા સાચવવીજ જોઇએ, અને અત્રે તો લોર્ડ ચેમ્સફોર્ડ અને હિન્દી સરકાર એમાં સડોવાયેલા એટલે પૂછવુંજ શું ? અને હિન્દમાં રાજીનામાં અપાય તો ઇગ્લાંડમાં શું ન થાય ? લોર્ડ સીડનહામ જેવા મી૦ મોણ્ટેગુની સામા ધમાલ મચાવ્યા વિના રહે નહિ. વળી ઇંગ્લાંડની સરકારને ઇગ્લાંડમાં લોકમત સાચવવો, હિન્દમાં પ્રતિષ્ઠા સાચવવી અને તે સાથે જગતમાં પણ પ્રતિષ્ઠા સાચવવાની. પંજાબપ્રકરણમાં ન્યાય છણે નહિં તો ઇગ્લાંડનું. નામ જર્મની સાથે, પ્રુશિયાના જકરોની સાથે, જગતની સ્વતંત્ર પ્રજાઓ મૂકયા વિના રહે નહિં. પણ ઇગ્લાંડના બાહોશ કારોબારીઓએ પંજાબનાં શરમાવનારાં પ્રકરણને ન્યાયના આડંબરમા છૂપાવાની કુશળીતા વાપરી છે. લશ્કરી કાયદાની રૂયે, હિંદ રક્ષણના કાયદાની રૂયે અને અસાધારણ પ્રસંગોમા વાપરવાની અસાધારણ સત્તાની રૂયે પંજાબના વહીવટદારોની માગણી પ્રમાણે ઓર્ડીનાન્સ ફરમાનો ઘસડી જનારી હિંદી સરકારની પતિષ્ઠા સાચવવામાં આવી છે અને તેની સાથે પંજાબની સરકાર પણ બચી ગઇ છે.

લોર્ડ ચેમ્સફોર્ડના વહીવટની નિર્બળતા, ભવિષ્યમાં આવુ ન બને તે માટે પગલાં ભરવાની વાતોમાં છૂપાવવામા આવી છે. ખુલ્લા ખાસડાં મારવાને બદલે આડી રીતે શાલમાં ખાસડા લપેટીને મારવામાં આવ્યાં છે. આ છૂપામણીમાં ઇંગ્લડની સરકારે જાતીય, એટલે કે અંગ્રેજ વિરૂદ્ધ હિન્દી એવી નજરે પક્ષપાત કર્યો હોય તેનાં કરતા હિંદમાં બ્રિટીશ વહીવટદારની પ્રતિષ્ઠા સાચવવાની વિચારણા થઇ હોય તો તે, હિન્દી સરકાર વિરૂદ્ધ મત ઉચ્ચાર્યાથી હિન્દમાં બ્રિટિશ વહીવટનુ માન ઉતરી જશે તેવા ભયે વિચારણા થઇ હોય તો તે વધારે સંભવે છે. ઇંગ્લંડની સરકારે પોતાની સ્થિરતા જાળવવાના હેતુનો, વહીવટની લગામ પોતાના હાથમાં સાચવી રાખવાનો વિચાર કર્યો હોય તો સભવે છે. હિન્દના ડાયરોના જાતીભાઇઓથી પણ ડર્યા હોય તો તે સભવે છે. હિન્દના લોકો આ પરિસ્થિતિ સમજશે નહિં એમ માનવામા આવતુ હોય તો તે ભૂલ છે. હિન્દીઓની એટલી ખાતરી થઇ ચુકેલી છે કે જાતિ અને સ્વાર્થ આગળ ન્યાયનુ પલ્લું ઉચુ ગયુ છે. ઇંગ્લાંડની ન્યાયશીલતા અને હિમ્મત માટેનો હિન્દીઓનો મોહ દેવવશાત આ રીતે તુટયો છે. મી૦ લોઇડ જ્યોર્જની સરકાર ન્યાયની વેદીપર પોતાનો ભોગ આપવો પડે તો તે આપવા પુરતી હિમ્મત ધારી શકી નથી.

જે રીતે હંટર કમીટીનો રીપોર્ટ પ્રકટ થયો છે ને રીત સાધારણ નથી. રીપોર્ટ, હિન્દી સરકારનો તે વિષે મત અને ઇંગ્લાડની સરકારનો તે પર નિર્ણય એ ત્રણે સાથે શા માટે પ્રકટ થયાં છે? હિન્દી સરકારે પોતે રીપોર્ટ પ્રકટ કેમ કર્યો નહિ? તે પ્રકટ કર્યાં પછી હિંદી સરકારે પોતાનો ઠરાવ છૂટો કેમ પ્રકટ કર્યો નહિં? મી૦ મોંણ્ટેગુએ રીપોર્ટ અને હિદી સરકારનો ઠરાવ પોતે વાંચી પોતેજ તેપર નિર્ણય શા માટે આપ્યો નહિં? શા માટે અગ્રેજી

પ્રધાનમંડળ સૂધી વાત ગઇ અને પ્રધાનમંડળ તેપર વિચાર કરવાને પોતાની એક કમીટી નીમી અને તે કમીટીના નિર્ણય પ્રમાણે મી૦ મોણ્ટેગુએ નિર્ણય પ્રકટ કર્યો? ઇગ્લંડના આખા પ્રધાનમંડળને માથે મી૦ મોણ્ટેગુએ જોખમદારી મેલી કે પ્રધાનમંડળે પ્રસંગની ગંભીરતા વિચારી સ્વય જોખમદારી લીધી? હિન્દના રાજ્યધારણનો વિચાર કરનારને હિંદના વહીવટને ઇંગ્લાંડના વહીવટ સાથે સબંધ છે તેનો વિચાર કરનારને આ પ્રશ્નો સ્વાભાવિક છે. ચાલુ વર્ષથી હિન્દનો વહીવટ નવા કાયદાની રૂએ ચાલે છે. ગયા વર્ષ સૂધી મી૦ મોણ્ટેગુનો અને હિંદી ખાતાનો પગાર હિન્દી ત્રીજોરીમાંથી અપાતો હતો. આ વર્ષથી નવા કાયદા પ્રમાણે તેનો પગાર અને તેના ખાતાંનો ખર્ચ ઇગ્લાંડની ત્રિજોરીઓમાંથી અપાય છે. ગયા વર્ષ સૂધી હિંદી પ્રધાનની જવાબદારી એકાકી હતી; નવા કાયદાથી તેના એકના કાર્ય માટે જવાબદારી આખા પ્રધાનમંડળની રહે છે, અને એ પ્રધાનમંડળ હિંદના વહીવટ માટે અંગ્રેજી પાર્લામેંટને અને અંગ્રેજી પ્રજાને જવાબદાર છે એટલે આવા પ્રસંગમાં મી૦ મોણ્ટેગુ એકલો કંઇ પણ પગલાં ભરી પ્રધાનમંડળને સંડોવે એ વિવેક ગણાય નહિં તેથી ઇગ્લંડના પ્રધાનમંડળ સમક્ષ તેણે હંટર કમીટીનો રીપોર્ટ રજુ કર્યો, હિંદી સરકારનો તે વિષેનો પત્ર રજુ કર્યો અને પોતાનો અભિપ્રાય જણાવેલો, અને અંગ્રેજી પ્રધાનમંડળે તે ત્રણ પર વિચાર કરવાને કમીટી નીમી પોતાનો મત દર્શાવ્યો, અને આ પ્રધાનમંડળનો મત એટલે આમની સભામા જે પક્ષની બહુ સખ્યા હોય તેનો તે મત ગણવો જોઇએ. વળી તેટલા માટેજ આવા પ્રશ્નોના સબંધમાં વિચાર કરવાને માટે એમ કહેવામાં આવે છે કે મી. મોણ્ટેગુનો પગાર અને ખર્ચના આમની સભા મંજુરી આપે ત્યારે આમની સભામાંજ ચર્ચા કરવી. અર્થાત્ જો રીતિ નાપસંદ હોય તો

પગાર અને ખર્ચ ન આપો. હિંદના વહીવટદારોએ આથી સમજવાનું છે કે તેમના વહીવટની ચર્ચા પાર્લામેંટમા વધારે સીધી રીતે અને વધારે બારીકીથી ભવિષ્યમાં થશે. જો તેઓના વહીવટની નિષ્ફળતા વધારે જણાશે તો તેઓની સત્તાપર વધારે અંકુશ મૂકવામા આવશે. ઇંગ્લાંડના લોકોને તે અંકુશ રાખવાની ફુરસદ ન હોવાથી હિંદના લોકોનેજ ન્યાયપૂર્વક તે અંકુશ મળશે. કોઇ પૂછશે કે ઇંગ્લાંડની સરકારના આ ઠરાવ વિષે આમની સભામા ચર્ચા થતાં કંઇ પણ લાભ થશે ખરો ? અમે તેમ માનતા નથી. પ્રધાનમંડળને તેનો પક્ષ ટેકો આપી બચાવ્યા વિના રહેશે નહિ.

"અમે બે વાત મુદ્દાની જણાવી છે. હિંદમા ઇંગ્લાંડની આણ સ્વીકારાયલી છે. તેમાં જુલ્મીઓની સામે ધર્મ કે જાતિ કે વર્ણભેદ વિના, ન્યાય મળવાની ખાતરી અને ભયત્રાસ આપ્યા વિના લોકોની સંમતિ અને લોકોના પ્રેમસહિત દેશનો વહીવટ આ બે મુદ્દાપરજ હાલના બ્રિટીશ હિંદી બંધારણની ઘટના ઘડાયેલી છે. સવાલ એ છે કે પંજાબમા લશ્કરી કાયદાની રૂએ વહીવટ ચલાવ્યા પછી, અર્થાત અફસરોએ લોકોને દુઃખ દીધા પછી ન્યાયની ખાતરી કેમ રહે ? હિંદના લોકો એવી સ્થિતિએ પહોંચ્યા નથી કે પ્રાણ માટે પ્રાણ માગે. પરમેશ્વર તેઓને તેવી અધમ મનોવૃત્તિના માર્ગપર જતા સદા અટકાવો એવી તેઓની નિત્ય પ્રાર્થના છે. ૭ અંગ્રેજોનાં ખૂન માટે છસો હિંદીઓનો રક્તપાત કરવાની સાહસિક વૃત્તિ પોષવા માટે તો પરમેશ્વરે ડાયર અને તેના જેવા કેટલાક જાતભાઇઓને નિર્માણ કરેલા છે. તેવાઓના હાથમા ઇશ્વરે સત્તા પણ આપેલી છે. ડાયર અને તેના જેવી ક્રૂર વૃત્તિ ધરાવનારાઓ ભય અને ત્રાસથી હિંદમાં બ્રિટીશ સત્તા અવિચળ રહે એવુ માને છે, અને તેમના સિવાય તેવુ માનનારા જગતમાં બીજા જર્મનો છે. પંજાબના દીવાની વહીવટદારોએ હિંદના લોકોમાં

ભયત્રાસ ઉપજાવવાને ખાતરજ સૈનિક સત્તાધીશોને વહીવટ સોંપ્યો હતો, અને હિંદી સરકારે ભયત્રાસથી શાંતિ ઉપજાવવાની નીતિનો તિરસ્કાર હજી સૂધી કર્યો નથી એ ઘણુ શોકકારક છે. પરંતુ ઇંગ્લાંડની સરકારે બ્રિટીશ સત્તાનો પાયો લોકોમાં ભયત્રાસ વર્તાવવાપર નથી તે મુદ્દાપર ધ્યાન ખેંચી લોર્ડ ચેમ્સફોર્ડની સરકારને અને હિંદના એંગ્લો ઇંડિયન વહીવટદારોને સજ્જડ ખાસડું માર્યું છે. જે દેશમાં લોકો રાજનિષ્ઠ છે અને લોકો સરકાર પ્રતિ રક્ષણ માટે નજર કરે છે તે દેશમાં રાજ્યનો નોકર લોકોપર ભયત્રાસનું હથિયાર ઉગામે એના જેવુ વિશેષ શરમાવનારૂ બીજું શુ હોઇ શકે? ઇંગ્લાંડની સરકાર કહે છે કે યુદ્ધની નજરે જોનારી સ્થિતિ વિચારવાની હોય તો તે પ્રમાણે કરવુ, પણ પંજાબમાં શું યુદ્ધ જાગ્યુ હતુ કે ત્રાસનુ શરણ લીધુ? જર્મનોને માટે એમ કહેવાય છે કે રક્તપાતના ભયત્રાસથી તેઓ લોકોને અંકુશમાં રાખે છે. ઇંગ્લાંડની મહત્તા તેમનાથી ઉલટી દિશામાં ચાલવામા છે. ગોળી. બંદુક, બબ, બેગનેટનો ભયત્રાસ જેમ બને તેમ ઓછો, બીલકુલ નહિં જેવો હોવો જોઇએ. લશ્કરી કાયદાનો ઉપયોગ લોકોને બીવડાવવા માટે કરવાનોજ નથી. ઈંગ્લાંડનો હેતુ તો લોકોનો સ્નેહસંપાદન કરી શાંતિ સાચવવાનો છે. ડાયરે તો નિર્દોષોના જાન લેઇનેજ ત્રાસ વર્તાવ્યો છે એમ નથી. તેણે તો તેથી પણ આગળ વધી ઘાયલ થયલાઓને સહાય કરવાની પણ પરવા કરી નહતી અને મુવેલાંનાં શબો સારી રાત સભાળ લીધા વિના રાખી મૂક્યાં હતાં અને તે રીતે પોતાનુ રાક્ષસી હૃદય દાખવ્યુ હતુ. શત્રુના ઘાયલો અને મૃતજનોની જે હાલહવાલી કરવામા ન આવે તે કરીને ડાયરે જગવિખ્યાતી મેળવી છે. વળી સર માઇકલ ઓડવાયરે તો તે માટે સંતોષ દર્શાવ્યો છે અને પોતે પણ રાક્ષસી હૃદય બતાવ્યું છે.

તેનાથી વિશેષ શોકકારક તો એ છે કે હિન્દી સરકારે ડાયરના અને ઓડવાયરના આ અમાનુષીપણા માટે એક હરફ પણ કહ્યો ન હતો. અને આજે તે જો નરમ પડી હોય તો તે ઇંગ્લાડની સરકારને લીધે છે. હિન્દુસ્તાનના લોકોને સતોષ લેવા જેવુ એટલુંજ છે કે ઇંગ્લાંડની સરકારે ડાયરનો પક્ષપાત કર્યો નથી.

પરંતુ પન્જાબપ્રકરણને શરમાવનારી આ એકજ બીના નથી. લોકોને અમુક રસ્તાપર પેટે ચાલવાની પણ આજ્ઞા કરી હતી. ઇંગ્લાંડની સરકાર તે વિષે કહે છે કે કોઇ પણ સસ્કાર પામેલી સરકાર આવાં વર્તન ચલાવી લેઇ શકે નહિ. અને શ્રીમાન સમ્રાટની સરકાર પણ ચલાવી લેશે નહિ અર્થાત ઇંગ્લાંડની સરકાર એટલુ બધુ તો સ્વીકારે છે કે પંજાબમાં લશ્કરી કાયદાનો ચોખ્ખો દુરૂપયોગ થયો હતો. જો કે હટર કમીટીએ લશ્કરી કાયદાની આવશ્યકતા સ્વીકારી છે અને ઇંગ્લાડની સરકાર પણ તે સ્વીકારે છે પણ તે ચાલુ રાખ્યાની મુદત વિષે તેનો નિર્ણય સ્વીકારાય તેવો નથી ઇગ્લાડની સરકાર એમ કહે છે કે "લશ્કરી કાયદો બધ પડયો તે પૂર્વે જાહેર તોફાનો બંધ પડયાં હતાં. એ પરિણામ લશ્કરી કાયદાની હસ્તીને લીધેજ આવ્યું હોય અને તેથી જો લશ્કરી કાયદો એથી વહેલાં ખેંચી લેવાયે હોત તો તેથી કદાચ બીજા નવાં તોફાનો થયાં હોત," આ દલીલ ખરેખરી આશ્ચર્યજનક છે. જો આવી દલીલોથી બચાવ થઇ શકતો હોત તો, હિન્દના લોકો સમજી શકતા નથી કે શા માટે લશ્કરી કાયદો દરરોજ ચાલુ રાખવામા આવતો નથી? આશ્ચર્યકારક તો એ છે કે હિન્દની સરકારે લશ્કરી કાયદાનો અમલ કરનારાઓને ખાસ કાયદાથી બચાવી લીધા પછી પણ કાયદાનો દુરૂપયોગ કરનારને શિક્ષા કરશે એવી આશા રાખવામાં આવે છે, અને

"આપણી ઇંગ્લાંડની સરકારે ખોટું કરનાર વ્યક્તિઓનો સ્પષ્ટતાથી નામનિર્દેશ કરવાનો અને તેમનો દોષ કેટલો છે તે નક્કી કરવાનો અને તેમને તે પ્રમાણે શિક્ષા કરવાનો હેતુ આ રીપોર્ટપરથી રાખ્યો નથી ! તે કહે છે કે ઇંગ્લાંડની સરકાર કે હિંદી સરકારની ફરજ તેવું કાર્ય કરવાની છે એમ માની પોતાના નિર્ણયો જણાવવાની નથી, પણ ૧૯૧૯ ની વસંતઋતુમાં જેવા પ્રસંગો બન્યા તેવા પ્રસંગો કમનસીબે ભવિષ્યમાં બની આવે તો તે વેળા અફસોસ કરવાનો કે ઠપકો આપવાનો પ્રસંગ આવતો અટકાવવાની છે ! ખરેખર આ દૃષ્ટિ અચંબો પમાડે છે. તત્કાલીન ન્યાય છણવાની ફરજ શું પહેલી નથી ? કે ઇંગ્લાંડની સરકાર તે છોડીને ભવિષ્ય સાચવવાને દોડે છે ! હાલમાં ન્યાય છણવાથી શું ભવિષ્ય સાચવી શકાશે નહિં ? કોણ કહેશે કે, હાલ ન્યાયને છેતરવાથી ભવિષ્ય સુધારી શકશે ? શું રાજ્યની ફરજ દોષિતોને શિક્ષા કરવાની નથી ? શિક્ષા કરી ભવિષ્યને માટે દાખલો બેસાડવાની નથી ? પણ ઇંગ્લાંડની સરકાર ન્યાય છણી શિક્ષા કરવાનાં કાર્યને ગૌણ માને છે, અને તેથી શિક્ષા કરવાની વાત બાજુએ રાખીને, પંજાબના પ્રકરણપરથી એમાં ને એમ દાખલો લેવાની વાત કરે છે. હિંદના લોકો પૂછે છે કે ભવિષ્યમાં પણ આવીજ રીતે ઘોટાળો કરી સત્તાનો દુરૂપયોગ કરનારને હાલના પ્રસંગથી છટકી જવાનો દાખલો શા માટે નહી મળશે ? શા માટે તે વેળાની સરકાર હાલની સરકારની માફક ભવિષ્યના કોઇ ત્રીજા ભાવિ પ્રસંગની વાત કરી પોતાના નોકરોને બચાવી લેવાની વેતરણ કરશે નહિ ? ભવિષ્યના લાભ કરતાં ભવિષ્યની ભયંકરતાનું બીજ આમાં વિશેષ લાગે છે. લશ્કરી કાયદાનો દુરૂપયોગ કરનારનાં કૃત્યો સાથે સરખાવતાં ઇંગ્લાંડની સરકાર ન્યાયને ગૌણ કરે, એ શું રંગભૂમિપરના પ્રયોગ જેવું નથી ? ગુસ્સો બતાવી, ધાંધલ કરી, પરિણામમાં મીંડું વાળવું એ તો દંભ છે,

"ઇગ્લાંડની સરકાર કહે છે કે જનરલ ડાયરે લશ્કરી સત્તાનો જે ઉપયોગ કર્યો તે તેની ગભીર ભૂલ થઇ છે. ગભીર ભૂલ એટલે શું ? પ્રમાણિક હેતુ એટલે શું ? સતી થવામાં સહાય કરવી એ શું પ્રમાણિક હેતુ નથી ? દેવી આગળ માણસોનો ભાવિ લાભને માટે ભોગ આપવો ઠગીઓની માફક લુટવા એવાને પ્રામાણિક હેતુવાળા કહેવા એટલે શું ? વાંદરાના હાથમાં તરવાર આપી, તે વાંદરાએ મચ્છરને મારવાને તરવાર મારી અને તેમાં રાજા મરી ગયો તો શું તે વાંદરાને તરવાર આપવી તેમાં કોઇ ડાહાપણ કહેશે ખરૂ ? જેનરલ ડાયર અને તેના જેવી વૃત્તિવાળા તેના ભાઇઓ બે હાથ, બે પગ, બે કાન, બે આંખ અને એક નાક, એક મોટાવાળા માણસ છે, હેવાન નથી. હિન્દી સરકારની મહત્તા પ્રામાણિક હેતુવાળા અને ગભીર ભૂલ કરનારા અને ફરજને નામે ગદ્ધાપૂછ પકડનારા જડ વિલાયતી હેવાનોને અત્રે લાવી હિન્દનુ રક્ષણ કરવામાં છે એમ શું સમજાવાનો હેતુ છે ? એ ગભીર ભૂલ કરનારાને સરમાઇકલ ઓડવાયરે ટેકો આપ્યો તે શું પ્રામાણિક હેતુથી હતો ? અને હિન્દી સરકારે આંખ મીચીને અત્યંત વિશાળ અર્થ કરી શકાય તેવાં ફરમાનો ઘસડી આપ્યાં તેને પણ શું ગંભીર ભૂલમાં ગણવાં ? લોકોના જાનમાલ સાથે રમત કરવાની સત્તા આપનારાની એ શું ગભીર ભૂલ ગણાય ? કે ગાંડાપણું ગણાય ? અને ગાડા માણસને સત્તા આપવાનુ કયાં કહ્યું છે, કોણે કહ્યું છે ? લોર્ડ ચેમ્સફોર્ડે સીમલાથી, લોર્ડ હાર્ડિંજ કાનપોર ગયો હતો તેમ જાતે તપાસ, ભૂલ કર્યા પૂર્વે કેમ ન કરી ?"

"ઇગ્લાંડની સરકારે જે નિર્ણય આપ્યો છે તેથી હિન્દના લોકો કંઇક સતોષ માનતે, જો ડાયર જેવી વૃત્તિ ધરાવનારા એંગ્લો ઇન્ડિયનો હોત નહિં તો. પણ ઇંગ્લાંડની સરકારે ડાયર વિરૂદ્ધ જે નિર્ણય આપ્યો છે તેની વિરૂદ્ધ થનારાં "ઇગ્લીશમેન"

"સ્ટેટ્સમેન" "પાયોનિયર" "એડવોકેટ ઓફ ઇન્ડીયા" "સીવીલ અને મીલીટરી ગેઝેટ" જેવાની સખ્યા હિંદમા મોટી છે. "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" એ ડાયરે કહ્યુ કે મારા કાર્યને ટેકો હિન્દમાં સર્વ અંગ્રેજો આપે છે ત્યારે જણાવ્યુ કે હિન્દમાં તેવો કોઇ પણ અગ્રેજ નથી. પણ ખરી વાત આજે એમ જણાય છે કે "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" જેવા અપવાદ થોડા છે. તેણે તો એમ લખવું જોઇતુ હતુ કે હિન્દમા એવો એક પણ અગ્રેજ બચ્યો નથી કે જે ડાયરનાં કૃત્યનો વખાણનારો ન હોય. અથવા તો હિદમાં ડાયરને ટેકો ન આપે એવા અગ્રેજો થોડા છે. આ સ્થિતિમાં હિન્દના લોકો એમ ખાતરીથી માને કે હિન્દના વહીવટમાં જાતીય પક્ષપાત છે, અને હિન્દીઓને ભવિષ્યમાં ન્યાય મળે તેમ નથી તો ને શું બ્રિટીશ વાવટા માટે ઇષ્ટ છે? દિલગીરીભર્યું એ છે કે હિન્દ અને ઇગ્લાડ વચ્ચેના સબધને સ્થિર પાયાપર મૂકવા અને ચાલુ રાખવાના હેતુએ ન્યાયને મજબુત કરવાની વિચારણા થઇ નથી, પણ તત્કાલીન સયોગોપર ભાર મૂકાયો છે. વળી તેમાં એંગ્લો ઇન્ડિયનોએ જાતીય દ્વેપને પોપણ આપવા પર વધારે ધ્યાન આપ્યુ છે. સામાન્ય રીતે હટર કમીટી આગળ જે સાક્ષીઓ આવ્યા તેમાંના કેટલાકોએ કમીટીના હિન્દી સભ્યો ઓન. પડિત જગન્નારાયણ અને સર ચીમનલાલ જેવાને સીધી રીતે જવાબો ન આપવાનો અવિવેક બતાવ્યો હતો, અને છેવટે એવી વાર્તા પ્રકટ થઇ છે કે કમીટીના સભ્યોમાં પણ પૂર્વ અને પશ્ચિમ એવા બે વર્ગો પડી ગયા હતા આજે હિન્દી અને અંગ્રેજ અથવા કાળા અને ગોરા એવા ભાવે અગ્રેજોને ઉશ્કેરવાનો પ્રયત્ન અંગ્રેજી પત્રોએ કર્યો છે એટલુંજ નહિ, પણ લશ્કરી કાયદાનો અમલ કરનારા ડાયરે પણ કર્યો છે, અને ઓડવાયરે પણ તે રીતે બચાવ કરવાનો માર્ગ લીધો

છે. કમીટીમાં હિન્દી સભ્યો નીમાયા તે ડાયર જેવા ક્રૂર જર્મન વૃત્તિના માણસોને રૂચ્યું નથી, અને હિન્દી સભ્યો જાણે ન્યાય આપી શકે નહિ તેમ બકારો કર્યો છે. વડી ધારાસભામાં પણ અંગ્રેજ અને હિન્દીનો પક્ષ પડી ગયો હતો અને તેમજ હિંદી સરકારની કારોબારી સભામાં થવાથી સર સંકરન નાયરે રાજીનામું આપ્યું હતું. અને કમીટીના રીપોર્ટમા પણ એજ ભેદભાવ જાહેર થયો છે. કમીટીમાં કલકત્તાની હાઇકોર્ટના એક ન્યાયાધીશ મી૦ રેન્કીન, હીંદી સરકારના દેશખાતાંના સેક્રેટરી મી૦ રાઇસ, પેશાવર વીભાગના લશ્કરના વડા સર જ્યોર્જ બેરો અને સંયુક્ત પ્રાંતની ધારાસભાના એક અંગ્રેજ સભ્ય મી૦ સ્મીથ એ ચાર અંગ્રેજો હતા. સર જ્યોર્જ બેરો અને મી૦ રાઇસ અને મી૦ સ્મીથને માટે તો તેમનું અંગ્લો ઇંડિયન હૃદય સમજાય તેવું છે. પણ ન્યાયાસન પર બેસનાર મી. રેન્કીનથી ન્યાયદેવીની પૂજા થઇ શકી નહિ તે નવાઇ જેવું છે. તેજ પ્રમાણે ન્યાયાસનપર બેસનાર લોર્ડ હંટરથી પણ સત્ય અને ન્યાયનું સેવન થઇશક્યું નથી.

"અમારે કહેવું જોઇએ કે ત્રણ હિંદી સભ્યો જેઓ પાંચે અંગ્રેજોના મતથી જૂદા પડયા છે તેઓએ સાક્ષી તોળીને પોતાનો રીપોર્ટ કર્યો છે અને તે મનન કરવા જેવો છે. તેઓ સ્વતંત્રતા સાચવી શક્યા છે અને તેટલા માટે તેઓ સમસ્ત હિંદી પ્રજાના ધન્યવાદને પાત્ર છે. તેઓએ સત્ય જાહેર કરતાં જરા પણ શરમ રાખી નથી, અને હિમ્મતથી કહેવાનું કહ્યું છે. વિશેષ નોંધ કરવા જેવું તો એ છે કે હિંદી કારોબારી સભાના એકલા હિંદી સભ્ય ઓન. મીયા મહમદ શાફીએ પણ હંટર કમીટીના અંગ્રેજોને ટેકો આપ્યો નથી. આ રીતિએ વિચારતાં પંજાબ-પ્રકરણમાં જાતિભેદ પ્રકટી નીકળ્યો છે. હિંદના વિદેશી વહીવટદારો

એમ માનતા હશે કે આ જાતિભેદના જુસ્સામાં તેઓની ન્યાયવૃત્તિને બચાવી શકાશે. પરંતુ વિચારશીલ મનુષ્યો, સ્વતંત્ર મનુષ્યો તે કદિ માનશે નહિં. ન્યાય તો તે કહેવાય છે કે જેને વિરોધી છતાં વિરોધ ત્યાગીને સ્વીકારી શકાય. ઇંગ્લાંડની સરકારે સ્થાનપરના વહીવટદારોને ભવિષ્યમાં ન બને તેની છાયા નીચે છાવરવાનું તો કર્યું છે, પણ જગત સત્ય જોઇ શકે તેમ છે. હજી પણ હિંદી સરકાર દુષ્ટોને શિક્ષા કરશે એવી આશા રાખવામાં આવે છે. અમે પણ તેવી આશા રાખતે: પણ જે ન્યાય અંતરથી છણાય નહિ અને તદનુસાર તેમાં શિક્ષા થાય નહિં તેવા ન્યાય અને શિક્ષણથી લાભ થોડો છે. એના કરતાં તો અમે ઇચ્છીએ છીએ કે સત્તાનો દુરૂપયોગ કરનારા ભલે મુકત રહે, તેમાંજ હિંદને લાભ છે. હિંદે તેઓને શિક્ષા કરવા માટે દબાણ કરવા જેવું ક્રૂર હૃદય બતાવવાની જરૂર નથી.

મોંઘવારીના પ્રસંગમાં કે આપત્તિના પ્રસંગમાં કામદારો પોતાના શેઠ પાસેથી સહાયની આશા રાખે તે સ્વાભાવિક છે. કામદારો સારૂં કામ કરી, વિશેષ કામ કરી, કૂવામાં હોય તો હવાડામાં આવે તે સૂત્ર વિચારી શેઠનો લાભ સંભાળી વિશેષ પગારની આશા રાખે તો તે ન્યાય્ય છે. કામદારો પોતાની સ્થિતિ સુધારવાને શેઠ પાસેથી શેઠ કમાતા હોય ત્યારે કંઇ મેળવવાની આશા રાખે તો તે વાજબી છે. પણ જો કામદારોને કૂવો ખાલી કરવાના રસ્તે ચઢાવવામાં આવે તો શું સમજવું? તે કૂવાનો નાશ કરવાના માર્ગે ચઢાવવામાં આવે, તે કુવામાં પાણી લાવવામાં સહાયજ ન કરે તો શું સમજવુ? કામદારોના રોજનો આધાર માલિકની કમાણી કે માલિકની મૂડીપર નથી પણ અનાજ, કાપડ અને નિવાસસ્થાનની કિંમતથી મજુરોનો રોજ નક્કી થાય છે. જેને કારીગર કહેવામાં આવે છે તેનો રોજ તેની બુદ્ધિ, કામ કરવાની શકિત અને ઉત્સાહ અને કામનો જથ્થો

એ ત્રણથી બધાય છે. પરંતુ શોકકારક બીના એ છે કે આજકાલ તો કામદારોને ધનવાનો લૂટે છે, ચૂસે છે, કામદારોને ગુલામ બનાવી કામ લેવામાં આવે છે એમ કહી ચઢાવવામા આવે છે! કરકસરથી કે બુદ્ધિથી મેળવેલુ ધન કામદારોને રોજી પુરી પાડે છે, અને મેહેનત કરનાર કારીગર છે તો ધન અને શ્રમ વચ્ચે પરસ્પરના લાભનુ દર્શન કરાવાને બદલે એક બીજાના દુશ્મન હોય તેમ ઓછા કલાક કામ કરવા અને વધારે પગાર મેળવવો તે દૃષ્ટિએ ઉશ્કેરણી થાય છે. શુ કારીગર પોતે મુડી લાવી કારખાનુ ચલાવતો હશે તો માત્ર આઠજ કલાક કામ કરશે, પોતાના ધધાનો વિચાર ન કરશે? વ્યવહારમાં તો સ્વતત્ર કારિગરો સવારથી મધરાત સૂધી ધધામાં મચ્યા રહેલા જણાય છે. પણ તેઓ જ્યારે રોજે કે માસિક પગારે કામ કરવા જાય છે ત્યારેજ તેઓમાં બેપરવાઇ વગેરે જણાય છે. તેઓને કોઇ એમ તો કહેતુજ નથી કે વધારે કામ કરો, સારૂં કામ કરો, ચોકસાઇથી કામ કરો, માલિકનો માલ બગડે નહિ તેમ કામ કરો અને તમારો વધારે પગાર માટે હક્ક સ્થાપી વધારે પગાર માગો, ઓછા કલાકમાં પણ વધારે કલાક જેટલુ કામ કરી તેટલો પગાર મેળવો, અને ફાજલ પડેલા સમયમાં વધુ કામ કરી વધારે પગાર મેળવો, અથવા બુદ્ધિ ખીલવવામાં તે સમયનો વ્યય કરો. પણ માલિકો લુચ્ચા છે, લુટે છે, ચૂસે છે એવી ભેહેકાવનારી વાતો અજ્ઞાન કામદારોમાં થાય છે અને ચાલુ અઠવાડિયામાં અજ્ઞાન કામદારોને આડે રસ્તે ચઢાવેલા તેનું પ્રત્યક્ષ ભયંકર પરિણામ માટુંગા અને પરેલના જી. આઇ. પી. રેલ્વેના કારખાનામાં સ્પષ્ટ થયું છે. શોકકારક વાર્તા તો એ છે કે સરકાર પોતે નાના મોટા વેપારીઓ વચ્ચે હરીફાઇ કરાવી ભાવો ઘટાડવાના માર્ગો વધારવા પર ધ્યાન આપવાને બદલે ધનવાન વેપારીઓ માલ એકહાથ કેમ કરે

અને ભાવો કેમ વધારે તેવા માર્ગો કરી આપે છે, અને તેથી મોંઘવારી ચાલુ રહે છે તે મુદ્દો વિચારી શકી નથી. રેલ્વેઓનો વહીવટ સરકારના હાથમાં અને સરકારના અંકુશ નીચેની કંપનીઓના હાથમાં છે અને દેશમાં વણજાર તો તે છે. તો શું તે જ્યાં જ્યાં અનાજ ફાજલ હોય ત્યાં ત્યાંથી જ્યાં જરૂર હોય ત્યાં શું તે પુગાડી ન શકે, અને ભાવો તોડી ન શકે? પણ રાજ્યમાં તેટલો વિચાર કરનારા નથી, કામદારો રાજ્યને તે બાબત પર વિચાર કરવાની ફરજ પાડી શકે તેમ નથી, અને જાહેર ચળવળમાં ભાગ લેનારાઓને તેટલો શ્રમ લેવામાં મજાહ પડતી નથી. બધા માત્ર પગાર વધારો અને ભાવ વધારોના તોફાની ચક્રપર ચઢેલા છે, કે જેનો કદિ અંત આવે તેમ નથી, સિવાય કે હરિફાઇને અને કસરને ઉત્તેજ ન મળે. આ પરિસ્થિતિમાં દેશમાં અવારનવાર હડતાલો ચાલુ રહી છે. ઉત્તરમાં નોર્થ વેસ્ટર્ન રેલ્વેપર હડતાલ ચાલુ છે. પણ તેના કરતાં મુંબઇની હડતાળે ચાલુ અને ચાલુ ભયંકર સ્વરૂપ લીધું હતુ, અને તે પણ હડતાલ પાડયા પછી તેમની ફરિયાદોને દાદ મળવાનો સમય મળે તે પૂર્વેજ. એક વસ્તુ અમે સમજી શકતા નથી કે જી. આઇ. પી. ના સત્તાવાળાઓએ કામદારોને જે વચનો આપેલાં તે પુર્ણ કરવામાં શા માટે ઢીલ રાખી હશે? સપ્ટેમ્બરમાં ગોઠવણ થઇ તેનો અમલ કરવાને નવ નવ માસ નીકળી જાય અને કામદારોને હડતાળ પાડવાનો સમય આવે તે માટે જોખમદાર કોણ? સોમવારે બપોરે જી. આઇ. પી. ના પરેલનાં કારખાનાના કામદારોએ કામ કરવાનું બંધ કરી જતી આવતી ઉતારૂઓની ગાડીઓપર પથરા ફેંકયા અને તે કેટલાક ઉતારૂઓને વાગ્યા પણ ખરા. પણ મંગળવારે માટુંગાના કારખાનાના કામદારો સામેલ થયા અને કામ બેહેકી ગયું. માટુંગા સ્ટેશનનો કબજો લીધો, જતી આવતી ઉતારૂઓની ગાડીઓની બારી

ઓની બાંગફોડ કરી, સીગ્નલ આપનારા તારો તોડી નાખ્યા, વેપારીઓનો માલ લૂટયો, રેસ્ટુરા ગાડીને લૂટી, પાટા ઉખેડવાનો પ્રયત્ન કર્યો. કામદારોનું આ વર્તન વાજબી હતુ એમ કોણ કહી શકશે ? ગમે તેટલી તેઓ તરફ લાગણી હશે તોપણ તેને વાજબી કોણ કહેશે ? કામદારોનો જો પગાર ઓછો પડે તો કામ ન કરવુ, જ્યા વિશેષ લાભ મળતો હોય ત્યાં કાયદાસર રાજીનામાની નોટીસ આપી ચાલ્યા જવુ, પણ ભાગફોડ કરવી તેનો અર્થ શો હોઇ શકે ? શુ બળજોરીથી કામદારો પગારનો વધારો લેશે ? અને તેમા પણ રેલ્વે મારફતે જતા આવતા નિર્દોષ ઉતારૂઓના જાનોને જોખમમા નાખવા જેવી વર્તણુક ચલાવનારા કામદારો માટે શુ કહેવું ? પાટાઓ ઉખેડી નાખવા, સીગ્નલો ખોટી આપવી, સીગ્નલોના તાર તોડી નાંખવા, સાંધા ખસેડી નાંખવા એટલે શુ ? ઉતારૂઓથી ભરેલી ગાડીઓ ઝડપમા આવતી હોય તેમને આડે રસ્તે દોરાવવી એમાં ઉતારૂઓનાં ખુન કરવા સિવાય બીજો હેતુ શો હોઇ શકે ? શું લોકો આવા તોફાનીઓની તરફદારી કરશે ? જી. આઇ. પી. ના કામદારોનુ વર્તન ગાંડા માણસના જેવું છે એમાં શક નથી અને તેઓને જો સખ્ત શિક્ષા કરવામાં આવે તો તેમા કઇ ખોટુ ગણાશે નહિ.

દરેક વસ્તુની હદ હોય છે. રણાગણમાં ખુબ જોસથી લડવાની ભરતી ચઢયા પછી જેમ તેમ બચવાની વાત શરૂ થાય છે અને ઓટ શરૂ થાય છે તેમ કેટલીક વસ્તુઓમાં ઉચા ભાવો ચઢવાની ભરતી પુરી થઇ છે અને હવે ઓટ શરૂ થવાનો સમય આવી લાગ્યો છે. હવે મંદીનો સમય શરૂ થાય છે. જાપાને મંદી-ની શરૂઆત કરી અને હવે અમેરિકામાં શરૂઆત થાય છે. યુ[illegible] વિરામ પછી લગભગ વીશ માસ થઇ ગયા છે અને હવે મ[illegible] પેદાશ ઓછી હોવાને કારણે અછત હોવાની વાતમાં અ[illegible]

લાગે છે. દુકાનમાં કે વખારમાં ભરવા જેટલો માલ નીપજતો ના હોય, પણ નિત્યના વપરાશને પોહોચી વળવા જેટલો તો નીપજતો હોવો જોઇએ. અમારૂ એમ માનવું છે કે ભાવોની જે તેજી જણાય છે તે વખારો ભરનારાઓની આતુરતાનુ પરિણામ છે, વાપરનારાઓની માગનું પરિણામ નથી. જો યુરોપના દેશો, સાઇબીરિયા અને તુર્કી આજે દુનિયાની બજારમાં ખરીદનાર તરીકે નથી તેમ માલ પણ આપતા નથી, તો શુ ઇંગ્લાંડ, અમેરિકા પોતપોતાની માંગ અને દુનિયાના બીજા ભાગોની માંગ પુરી પાડી શકે તેમ નથી? અમારૂ તો માનવુ છે કે ઇંગ્લાંડ, અમેરિકા અને બીજે ઠેકાણે સટ્ટો ઘણો ચાલે છે અને તેથી ભાવો તેજ છે. વાપરનારાઓ ફાટેલા તુટેલા માલથી ચાર છ માસ ચલાવી લેવાની જો સહનશીલતા બતાવે તો કારખાનાવાળાંઓ અને વેપારીઓ પોતાની મેળે ઠેકાણે આવે તેમ છે, એવી અમારી ખાતરી છે. અમેરિકામા તો કરકસરનો દાખલો બેસાડવાને મોજશોખની વસ્તુની ખરીદી બધ કરવાનો ઉપદેશ થાય છે. અને ફ્રાન્સની સરકારે તો મોજશોખની વસ્તુઓની આયાત બધ કરેલી છે. કહે છે કે અમેરિકામાં હીરા મોતીની માંગ ઘટી ગઇ છે. અમેરિકામાં લોકો ફાટેલાં તુટેલાં કપડાં, બુટ વગેરે પેહેરી જાહેરમા ફરીને લોકોની શરમ ભાગવાનો પ્રયાસ થાય છે. એક વર્ષના જુના કપડા પેહેરનારને ડીટ્રોઇટ શહેરમાં એક ભુરા તારાનો સફેદ પટો આપવામા આવે છે; બે વર્ષના જુનાં કપડાવાળાને બે તારાનો પટો અપાય છે. કહે છે કે તેની અસર દુકાનદારો અને કારખાનાઓમા થવા માડી છે, એટલે કે તેઓએ માલના ભાવો ઘટાડવા માંડ્યા છે. કારખાનાવાળાઓ એમ માને છે કે આ ચળવળથી મોઘવારીને નામે, તોફાન કરનારા કામદારોના તોફાનનો અત આવશે. અનાજનો જથ્થો એક હાથ કરી સટ્ટો

કરનારાઓએ માલ કહાડવા માંડયા છે. આ પરથી અમેરિકા હિન્દમાં સાકર ખરીદવાને આવશે, જાવા અને મોરીશીયસ જવાને બદલે હિન્દ આવશે એ આશાએ મુંબઇમાં ખાંડ એકહાથ કરનારા સટોરિયાઓએ વિચારવાની જરૂર છે. ખાદ્ય પદાર્થોના ભાવો અમેરિકામાં ઘટયા છે તેની અસર ઇંગ્લાંડમા થઇ છે. ડુકકરનાં માંસ, ગાય ભેંસના માસ, માખણ, ડબ્બામા રાખેલી માછલી, ફળો, ચાહ, રૂ વગેરેના ભાવો જરા જરા ઘટયા છે, લડનનુ "ટાઇમ્સ" પત્ર કહે છે કે અધિકારી મડળ અને વેપારી મડળો એમ કહે છે કે થોડાક પદાર્થોના ભાવો એકદમ ગગડી જશે ખરા, પણ સર્વ પદાર્થોના ભાવોમાં એકસરખો જાથુકનો ઘટાડો થવાના ચિન્હો હજી જણાતાં નથી. તેના મતે અનાજના ભાવો એકદમ ઘટશે નહિ। પણ કેટલાકોનો એવો મત છે કે ગરમ અને સુતરાઉ કાપડના ભાવો હવે વધવા કરતાં ઘટવાનો સમય પાસે આવે છે. યુદ્ધવિરામ પછી લોકોએ ન છૂટકે જોઇતો માલ ખરીદેલો છે અને જ્યા સુધી ભાવ ઘટશે નહિ ત્યા સુધી લોકો સગ્રહ માટે ખરીદશે નહિ, અને તે દરમ્યાન આ માલોનો જથ્થો વધ્યાં કરશે. વળી રૂના જેટલા ભાવ ઘટયા છે તેના પ્રમાણમા કાપડનો ભાવ ઘટવાની પણ આવશ્યકતા છે. મોટા નફા ખાવાનું કામ મીલો અને વેપારીઓ લાંબો વખત કરી શકશે નહિ એ ચોકકસ છે. યુરોપ હાલમાં ઝવેરાત કે મોજશોખના પદાર્થો ખરીદે એવી તો આશાજ ફોકટ છે. જર્મની પાસેથી જે દંડ મળનાર છે તે જોતાં ઇગ્લાંડને પણ ઝવેરાત આદિના વપરાશપર નજર નાંખવી પડશે. કદાચ વધારાના નફાપર કર લેવાનુ અને લડાઇ દરમ્યાન કમાનારની મૂડીમાંથી ભાગ પડાવાનુ પગલુ ઝવેરાત આદિની ખપત પર અંકુશ મૂકયા વિના ત્યા રહેશે નહિ. ઇગ્લાંડને દડમાથી ૧,૫૦,૦૦,૦૦,૦૦૦ દોઢ અબજ પૌંડનુ મળશે ત્યારે તેનું દેવું

નવથી દશ અબજ પૌડનું છે એટલે મોજશોખના પદાર્થોને ત્યાં ઉત્તેજન મળે તેવા સંભવ નથી. ખરૂ જોતાં હાલનો વખત મેહેનત કરવાનો અને કરકસર કરવાનો છે, પણ મોજશોખના પદાર્થો પાછળ નાણાં ખર્ચી નાંખવાનો કે હાલના સટ્ટાના ભાવે મીલકતો કે શેરો ખરીદી તેમાં રોકાણ કરવાનો નથી કહે છે કે દેવાંની વધુમાં વધુ રકમ ૭ અબજની નક્કી થયાથી જર્મની સાથે વ્યવહાર કરવાનો માર્ગ ખુલ્લો થાય છે અને તેનો માલ લાવવાના માર્ગો પણ ખુલ્લા થશે અને તેની અસર કેટલાક પદાર્થોપર થયા વિના રહેશે નહિ। તેના માર્કની કિંમત પૌંડના ૨૩૦ હતા તે એકદમ ૧૨૫ થયા છે. બીજી બાજુએ જાપાન હાલી રહ્યું છે. મુબઇમાં બજારોમા રૂની તેની ખરીદી ભારે હતી તે હવે વેચવાપર મડયુ છે. તેણે સુતરનુ બજાર નરમ પાડી દીધુ છે અને છેલ્લા સમાચાર પ્રમાણે ત્યાની એક રેશમની કંપની બેઠી હોવાથી રેશમનો બજાર તુટી ગયો છે અને તેની અસર ત્યાંની ચોકોહામાની ૭૪ મી બેંકપર થઇ છે. જેટલા ઉંચા ભાવો ચઢયા છે તેના પ્રમાણમાં ઉથલપાથલ ભારે છે. ગજા ઉપરાત ધંધો કરનારા અને સટ્ટો કરનારાથી ઘણુ ડરવાનું છે. પરંતુ આ તો હજી આરંભ છે

હિન્દી સરકારનો વહીવટ નવા કાયદાનુસાર ચાલુ થયો છે. આવતે વર્ષે નવી ધારાસભા બેસવા માંડશે. જૂની ધારાસભાનુ આયુષ્ય માત્ર એકજ બેઠક જેટલું બાકી છે. પણ હિંદી સરકારની કારોબારી સભાને તેમાં ખાલી પડતી જગ્યાએ હિંદના નવા કાયદાનુસાર હિંદીઓને નીમવાની કોઇ હરકત નડવી જોઇતી નથી એવી માન્યતા છે. સર ક્લોડ હીલ પોતાના ઓદ્દાની મુદત પૂરી થતાં વિદાય થયો છે અને સર જયોર્જ લાઉન્ડ્સ પોતાના ઓદ્દાની મુદત પૂર્ણ થાય ત્યાં સુધીની રજા લેઇને ગયો છે. નવા કાયદા પ્રમાણે કારોબારી સભામાં ત્રણ હિંદીઓને નીમવા

જોઇએ તો લોકો પૂછે છે કે આ બે ખાલી પડેલી જગ્યાઓપર હિંદીઓની નિમણુંક ના. લોર્ડ ચેમ્સફોર્ડે હજી શા માટે કરી નથી? શા માટે કામચલાઉ તરીકે એંગ્લો ઇન્ડિયનોની નિમણુંક કરી છે અને તેઓને કારોબારી સભ્યોનો પગાર ફોકટમાં આપવામાં આવે છે? તેઓની નિમણુંક ન કરી હોત તો શું હિંદી સરકારનો વહીવટ ચાલી શકતે નહિ? બાકી રહેલી ધારાસભાની એક બેઠકનાં કામ માટે તેમની અગત્ય હોય તો હિંદીઓને શા માટે નીમ્યા નહિ? શું પંજાબપ્રકરણના હિંદી સરકારના ખરીતાપર તેઓ સહી ન કરે તે કારણ તો નથી? અથવા શું લાયક હિંદીઓ મળતા નથી?

ગુ. ૩૦–૫–૨૦

સમાજની સુવ્યવસ્થા માટે રાજ્ય નામનું બંધારણ સ્થપાયેલું છે. એમાં કોઇ પણ મનુષ્ય બીજા મનુષ્ય સાથે વ્યવહાર કરતાં બીજા મનુષ્ય બળજોરી વાપરવાની સત્તા ધરાવતો નથી, અને જો કોઈ મનુષ્ય પોતાના સ્વાર્થ માટે કાર્ય કરવાને માટે કોઇના પર બળાત્કાર કરે છે અને કોઇના પ્રાણ લે છે અથવા ક્રોધને કે લોભને કે મોહને કે મદને વશ થઈ કે મત્સરી બની કોઇના પણ પ્રાણ લે છે તો તે મનુષ્ય ખુન કર્યાનો ગુનાહગાર બને છે. એમ કહેવામા આવે છે કે જો મનુષ્યને કોઇનામાં પ્રાણ મૂકવાની શકિત નથી તો તે મનુષ્યને કોઇના પ્રાણ લેવાની પણ સત્તા હોવી ન જોઇએ, આમ કોઇના પ્રાણ લેવાયાના પ્રસંગોની તપાસ ન્યાયમંદિરોમાં થાય છે અને પ્રાણ લેનારને સખ્તમાં સખ્ત શિક્ષાઓ થાય છે. જેમ વ્યકતિઓ વચ્ચેના વ્યવહારમાં કોઇ કોઇવાર પ્રાણ લેવાના પ્રસંગો બને છે તેમ કોમ કોમો વચ્ચે અને પ્રજા પ્રજાઓ વચ્ચે અથવા રાજ્ય રાજ્યો વચ્ચે પણ પ્રાણો લેવાના પ્રસંગો બને છે. પણ પહેલા પ્રકારના પ્રસંગો ખુન કહેવાય છે ત્યારે બીજા પ્રકારના પ્રસંગો

લડાઇ કહેવાય છે. પેહેલા પ્રકારના પ્રસંગોમાં મનુષ્યની બુધ્ધિ ન્યાય છણે છે, દોષિત છે વા નહિ તેનો નિર્ણય કરાય છે, પણ બીજા પ્રસંગોમાં તો વિજય એજ ન્યાય ગણાય છે, હાથનુ જોર અને દૈવની કૃપા ન્યાય ગણાય છે. ન્યાય એટલે શું છે? ન્યાય અથવા શિક્ષા એ એક જાતનો બદલો છે, જે માણસના અભિમાનને સંતોષે છે. પણ મનુષ્ય સમાજમાં ન્યાય, શિક્ષા, બદલો એ એક અગત્યનો વ્યવહાર છે. જો તેમાં મનુષ્યની બદલાની વૃત્તિ સંતોષાતી નથી, તો તેની તે વૃત્તિ તીક્ષ્ણ થાય છે, તે વેરભાવને નામે પણ ક્વચિત ઓળખાય છે અને એવો પણ પ્રસગ આવી લાગે છે કે જેમાં મનુષ્ય પોતાના બાહુબળથી તે વૃત્તિને સતોષવાને લલચાય છે. ખરેખર મનની વૃત્તિઓથી ચાલતો મનુષ્યનો વ્યવહાર ઘણો વિલક્ષણ છે. અને તે વૃત્તિઓની ક્રિયાઓમાં કાર્યકારણ ભાવનું નિયમપૂર્વક શોધન કરવું ઘણું મુસ્કેલ છે. જ્યારે સર્વ વૃત્તિઓનું બળ સમાન હોય છે ત્યારે મનુષ્યોમાં શાંતિ રહે છે, પણ એ વૃત્તિઓના બળમાં વધઘટ થાય છે ત્યારેજ અશાંતિ, અસતોષ, મારામારી, લડાઇ, કાપાકાપીને જન્મ મળે છે.

અત્રે સવાલ એકજ છે કે પંજાબમાં અધિકારીઓના હૃદયમાં એવી કયી વૃત્તિનુ બળ વધી ગયુ કે જેના પરિણામમાં અધિકારીઓને હાથે નિર્દોષોની કત્લ થઇ ગઇ અને અત્યાચારો પણ થઇ ગયા. કોન્ગ્રેસની પેટા કમીટી પોતાના રીપોર્ટમાં જણાવે છે કે,

"The Jallianwala Bagh massacre was a calculated piece of inhumanity towards utterly innocent and unarmed men, including children, and unparalelled for its ferocity in the history of modern British administration."

"જાલિયાવાળા બાગની કત્લ તદ્દન નિર્દોષ અને નિ:શસ્ત્ર બાળકો સહિત મનુષ્યો તરફ અમાનુષપણાનુ એક જાણીબુજીને કરેલુ કૃત્ય છે અને તે હાલના બ્રિટીશ વહીવટના ઇતિહાસમા તેની ક્રૂરતા માટે અદ્વિતીય છે." મી. મોણ્ટેગુ પણ કહે છે કે,

"He was not entitled to select for condign punishment an unarmed crowd which, when he inflicted that punishment, had committed no act of violence, had made no attempt to oppose him by force and many members of which must have been unaware that they were disobeying his commands.

"જે એક નિ:શસ્ત્ર ટોળાંએ, જ્યારે તેણે તે ટોળાંને શિક્ષા કરી ત્યારે, બળજબરીનું એક પણ કૃત્ય કરેલુ નહતુ, તેની સામે બળથી સામે થવાનો પ્રયત્ન પણ કર્યો નહતો અને જે ટોળાંના ઘણા માણસોને, પોતે તેના હુકમોની અવગણના કરે છે એવી માહિતી હોવી ન જોઇએ તેવા એક નિ:શસ્ત્ર ટોળાને આવી લાયક શિક્ષા કરવા માટે પસંદ કરવાનો તેનો હકક નહતો." આ બે નિર્ણયો એવા છે કે જેને કોઇ પણ રીતે શિથિલ કરી શકાય તેમ નથી. આ બે નિર્ણયો સ્પષ્ટ સૂચવે છે કે ડાયરે જે કત્લ કરી તે જાણી બુજીને કરી હતી, તેણે નિર્દોષોનાં ખૂનો જાણી બુજીને કર્યા હતાં. પંજાબમા લડાઇ થઇ હોત, બે લોકો લડયા હોત તો વિજયી પક્ષને હાથે થયેલી પ્રાણહાનિ, ઉપર જણાવેલા ધોરણે, ખુનમાં ગણાતે નહિં? પણ પંજાબમાં શું લડાઇ થઇ હતી? નહિજ પણ અંગ્રેજોએ પંજાબમાં લડાઇ થઇ હતી એવું મનાવી ડાયરાદિને બચાવી લેવાનો પ્રયત્ન કર્યો છે. એક હિન્દીએ આ પ્રમાણે અંગ્રેજોની કત્લ કરી હોત તો અંગ્રેજો શું કહેતે?

એક અગ્રેજ સૈનિક સત્તાધીશે અંગ્રેજોની કતલ કરી હોત તો શું અંગ્રેજો સહન કરતે? તો સવાલ એકજ રહે છે કે બુદ્ધિપૂર્વક કતલ કરવાની, ખુનો કરવાની વૃત્તિ બળિષ્ટ શા માટે થઇ? શુ ઇતિહાસમાં એવું લખાઇ શકાશે ખરૂ કે અમૃતસરમાં બુધ્ધિપૂર્વક ખૂનો ડાયરે કર્યા હતાં, પણ એ ખૂનો કરવામાં ગુનાહ હતો નહિં?' બ્રિટીશ વાવટા નીચે હિન્દનો અમલ આવ્યા પછી આવા પ્રસગો બન્યા છે ખરા ? જો એવા પ્રસગોના દાખલાઓ મળી આવે તો ખરેખર બુધ્ધિપૂર્વક ગુનાહો કર્યાની છૂટનું મૂળ પણ બરાબર સમજી શકાશે.

કહે છે કે પંજાબનો વહીવટ બ્રિટીશ સત્તા હેઠળ આવ્યા પછી ૧૮૭૦ માં, એટલે કે સીપાહીઓના બળવા પછી દશેક વર્ષ રહીને કુકા નામના લોકોએ ગાયોનો વધ કરનારા ખાટકીઓનાં એક બે ખુનો કર્યા હતાં. તે પછી તેઓનુ ધમ ઝનુન નિરકુશ થયું અને ૧૮૭૨ માં પતિયાળા રાજ્યના બે જાટોની આગેવાની નીચે આસરે દોઢસો જણાઓએ ભેગા થઇ લૂટફાટ શરૂ કરી અને માલેર કોટલા શહેરપર હલ્લો કર્યો. આ તોફાનમાં તેઓએ ૧૦ ના ખૂન કર્યા હતાં અને ૧૭ ને ધાયલ કર્યા હતા, તેમ તેઓના પોતાના ૯ મુઆ હતા અને ૩૮ ઘવાયા હતા. લુધિયાના વિભાગના ડેપ્યુટી કમીશનર કોવનને આ તોફાનની ખબર પડતા તે એક ફોજ લઇને ત્યાં જઇ પોહોંચ્યો અને તરતજ તોફાઓને પકડીને ૪૯ ને તોપને મોંઢે બાંધી ઉડાવી દીધા અને બાકીનાની કમીશનર મી૦ ફોરસીથે તપાસ કરી બીજેજ દીવસે ફાંસી લટકાવી દીધા હતા. આમા તો તોફાનીઓનો કઇક વિચાર, યોજના આદિ છે. પણ તે છતાં તે વેળાની હિંદી સરકારની કારોબારી સભાના ન્યાયખાતાના સભ્ય સર ફીટ્ઝ જેમ્સ સ્ટીવનને હાથે ઘડાયેલા ઠરાવમા આ પ્રમાણે સ્પષ્ટ જણાવેલુ છે કે:—

"મી૦ કોવને જે માર્ગ લીધો તે બીનકાયદેસર હતો, કાઇપણ જાહેર આવશ્યકતાને નામે તેનો બચાવ થઇ શકતો નથી અને તેમા એવા પ્રસગો બનેલા છે કે જેથી તેને જંગલીપણાનું રૂપ મળે છે એમ મજબુતીથી જણાવાની નામદાર ગવર્નર જેનરલની કાઉંસીલને દુ:ખદાયક જરૂર પડે છે અને તેથી મી૦ કોવનને તેની નોકરીમાંથી દૂર કરવાની આજ્ઞા અત્યત શોકસહિત કરવાની નામદાર ગવર્નર જેનરલને ફરજ પડે છે."

એજ પ્રમાણે મી૦ ફોર્સાઈથનુ જીવનવૃત્ત તેની છોકરીએ છપાવ્યું છે તેપરથી જણાય છે કે મી૦ ફોર્સાઈથને પણ અબાલા વિભાગના કમીશનર પદપરથી ખસેડવામા આવ્યો હતો. અને તે છતાં સર હેનરી કોટન જણાવે છે કે "હિન્દી સરકારના છેવટના હુકમો શોકકારક રીતે અપુર્ણ હતા." ૧૮૭૨ માં આ પ્રસગ બન્યો ત્યારે સરકારે પોતાના નોકરોને ન્યાયના માર્ગમાં ચાલવાની ફરજ પાડવામા ઢીલાપણુ રાખ્યુ તો ૧૯૧૯ માં તેનુ કેવુ ફળ આવ્યુ તે જાણીતું છે. ૧૯૧૯ માં સૈનિક સત્તાધીશોએ નિર્દોષોનાં ખુન કર્યા છે. પણ તે છતા ઇગ્લાડની સરકારે ૧૯૧૯ માં શ્રીમાન સમ્રાટ્‌ની નિરાધાર રૈયતને, જે રૈયત સરકાર તરફ સહાય અને ન્યાય માટે નજર કરે તે રૈયતને દુ:ખ દેનાર ને શિક્ષા કરી દાખલો બેસાડવાને બદલે ભવિષ્યમા અધિકારીઓ એવા અત્યાચાર ન કરે તે માટે પગલા ભરવાની આતુરતા બતાવી છે। લોકો કહે છે કે ૧૮૭૨ માં તો કુકાઓએ ગુનાહ કર્યો હતો એટલો પણ અધિકારીઓના પક્ષમાં બચાવ કરવા જેવુ હતુ, પણ ૧૯૧૯ મા તો નિર્દોષોની ચોખ્ખી કતલ થઇ છે. જો કે બન્ને પ્રસગોમા અધિકારીઓની વૃત્તિ જરા પણ ઢીલ કર્યા વિના લોકોને મારીજ નાખવાની થઈ છે એ તો સ્પષ્ટ છે. મી. કોવને ગુનાહગારોને તોપને મોઢે બાધ્યા

હતા અને મી. ફોર્સીથે ત્રણ લાકડે લટકાવ્યા હતા. ડાયર ખુલ્લું કહે છે કે મારી પાસેની મશીનગન સાંકડી ગલીમાંથી જાલિયાંવાળા બાગમાં લેઇ જઇ ન શકાયાથી મારાથી તેનો ઉપયોગ થયો નહિ, પણ જ્યાં સુધી મારી પાસે ગોળીઓ હતી ત્યાં સુધી નાસતા લોકોપર દશ મીનીટ સુધી મે બાર કરાવ્યા, અને તેમાં ૩૭૯ વિધાઇ મુઆ અને સકડો ઘાયલ થયા. ડાયરનાં સુભાગ્યે જો મશીનગન જાલિયાંવાળા બાગમાં લેઇ જઇ શકાઇ હોત તો નિશસ્ત્ર આબાળ વૃદ્ધનાં ખુનો કરવાની કેવી મજાહ તે ભોગવી શકતે તેની હિન્દીઓથી તો કલ્પનાજ થઇ શકતી નથી. જો કે આ બે પ્રસગો વચ્ચે પચાશ વર્ષનુ અંતર છે, પણ બન્ને પ્રસગોમાં કાર્ય કરનારાની વૃત્તિઓ સમાન જણાય છે. કોવન અને ફોર્સીથને લોકોને થથરાવી નાખતા હતા, અને ડાયર ખુલ્લે ખુલ્લુ કહે છે કે હુ પજાબના લોકોમાં મારાં કાર્યથી ઘણી ભારે અને મોટા વિસ્તારમાં અસર કરવા માંગતો હતો. દોષિતોને થથરાવી નાંખવાનો તેનો હેતુ હતો એટલુંજ નહિ, પણ નિર્દોષોને પણ તે થથરાવા માંગતો હતો. હંટર કમીટીની ઓછામતીવાળા કહે છે કે, અમને એમ લાગે છે કે જેનરલ ડાયરે શ્રીમાન સમ્રાટની રૈયત સાથે કામ લેવામાં inhuman અમાનુષી (રાક્ષસી) અને અણબ્રિટીશ રીતિ વાપરવામાં હિન્દમાં બ્રિટીશ રાજ્યના લાભને એક મોટામાં મોટી હાનિ કરી છે, અને જેનરલ ડાયર જેવા વૃત્તિવાળા માણસો તેની કલ્પના કરે તે અસભવિત છે. પરતુ ડાયરના જેવી મનોવૃત્તિ હિન્દમા ઘણા અફસરોની અને અંગ્રેજોની જણાય છે. તેઓ એમ માને છે કે હિન્દીઓને થથરાવેલા રાખ્યાથીજ બ્રિટીશ હકુમતની હિન્દમા સ્થિરતા અને ચિરંજીવિતા છે.

ઓછામતીવાળા ડાયરના જેવી વૃત્તિનો પહેલો દાખલો સર મીકાઇલ ઓડવાયરનો આપે છેઃ—સર મીકાઇલ ઓડવાયરે (કતલ માટે)

આવી પસંદગી દર્શાવી, તે માટે અમારે કહેવું જોઇએ, કે અમે અચંબો પામતા નથી. કારણ કે અમારી આગળ રજુ થયેલી તેની સાક્ષીપરથી જણાય છે કે આ બાબતમા જેનરલ ડાયરના જેવાજ વિચારો વ્યવહારૂ રીતે તે ધરાવે છે. તેના વિચારે જાલિયાંવાળા બાગમાં જે લોકો ભેગા થયા હતા તેઓ દશમી એપ્રિલને દિવસે જેઓએ ખુનો કર્યાં અને લુટફાટ કરી આગ લગાડી તેઓથી જુદા હતા તેની કંઇ પરવા ન હતી. તેઓ માત્ર ભેગા ત્યાં થયા હતા એજ એક વસ્તુ જેઓએ ખુન કર્યાં અને લુટફાટ કરી આગો લગાડી તેજ લોકો તરીકે ગણવા માટે બસ હતી; અને તેપરથી કહેવાતા બળવાને દાબી નાંખવા માટે જેનરલ ડાયરના કાર્યથી અસર નીપજવાની વાત તે માને છે. તેણે રજુ કરેલા લખાણમા તે કહે છે કે, "જે પ્રાણહાનિ થઇ તે મોટી અને શોકકારક હતી પણ એવી પ્રાણહાનિ અનિવાર્ય હતી, કારણ કે જે એક તોફાની ટોળાએ પૂર્વે ખુનો કર્યાં હતાં અને બળવો કર્યો હતો તેજ ટોળું રાજસત્તાનો અનાદર કરવાને ભેગું થયું હતુ." સર માઇકલ ઓડવાયરની સાક્ષી જો કે બંધબારણે લેવાઇ હતી, પણ જેઓએ તે સાક્ષી સાંભળી છે તેઓ તો આ પ્રમાણે સ્પષ્ટ કહે છે કે ડાયર અને ઓડવાયર એકજ પ્રકારની મનોવૃત્તિ ધરાવનાર છે. તેઓનો હેતુ ગુનાહગારોને પકડવાનો હતોજ નહિ, પણ તેઓને તો તુ નહિ, તો તારો ભાઇ જે સપડાય તેને, વરૂના ન્યાયે, મારી નાખી લોકોને થથરાવાનો, અધિકારીઓના નામ અને દર્શન માત્રથી ડરાવાનોજ હતો, ત્રાસ વર્તાવાનોજ હતો. એક વીર અને ઉદાર, સ્વતંત્રતાની પ્રેમવાળી પ્રજા તરફથી હિંદમાં વહીવટ કરનારા હીચકારાઓની વા ક્રૂર જર્મનોની નીતિનું અનુકરણ થાય

અને તે નીતિનો બચાવ થાય એના જેવુ શરમાવનારૂ અને શોકકારક એક પણ નથી.

ઘણી દીલગીરી ભરી વાર્તા એ છે કે લોર્ડ હંટર સાથે બેઠેલા ચારેચાર અંગ્રેજોએ ડાયર અને ઓડવાયરની અને તેના સહાયકારોની આ અધમ મનોવૃત્તિનો તિરસ્કાર કરવાને બદલે ડાયરોનો અને ઓડવાયરોનો બચાવ કરવા તરફ દોરાઇ ગયા છે અને તેનાં કારણ માટે ત્રણ દિવસ પુર્વે એટલે કે ૧૦ મી એપ્રિલે કેટલાક તોફાનીઓએ બ્રિટીશ વિરૂદ્ધ બતાવેલી વલણપર ભાર મૂકવાને અને તેમ કરીને ડાયર અને ઓડવાયરની અધમ મનોવૃત્તિપર ઢાંકપીછોડો નાંખવાને લલચાયા છે. આશ્ચર્યકારક ઘટના તો એ છે કે જ્યારે હંટર કમીટીના બહુમતીવાળાઓ ૧૦ મી એપ્રિલના અત્યાચારોને આગળ લાવે છે ત્યારે તેઓએ ૧૦ મી એપ્રિલે અને તે પુર્વે પંજાબના અધિકારીઓએ લોકો સાથે ચલાવેલી વર્તણુકનું યથાર્થ અવલોકન કરવુ જરૂરનુ હતુ તે કર્યું જ નથી. ડાયરની ત્રાસ વર્તાવાની મનોવૃતિનો એકજ દાખલો નથી, પણ ઘણા છે: (૧) મીસ શેરવુડપર જે મોહોલ્લામાં હલ્લો થયો તે મોહોલ્લામાં લોકોને ખાસ બાંધી મારની શિક્ષા કરવાનુ ફરમાવ્યુ હતું અને તે મોહોલ્લામાં પસાર થનારાઓને પેટે ચલાવ્યા હતા (૨) અધિકારીઓજ નહિ પણ અંગ્રેજ નામે સર્વેને હિન્દીઓ પાસે સલામો કરાવી અને સલામ ન કરનારને પકડીને શિક્ષા કરવાનું ઠરાવ્યું; (૩) નિર્માલ્ય કારણોએ પણ જાહેરમાં અને ખાનગીમાં બાંધીમારની શિક્ષાઓ કરી; (૪) અમૃતસરના સર્વ કાયદાના ધધાદારીઓને વિના કારણે સ્પેશ્યલ કોન્સ્ટેબલ બનાવી સાધારણ કુલી માફક તેઓ પાસે કામ કરાવ્યું. આવા પ્રકારની વર્તણુંક વેરભાવને, લોકોને ભયથી કંપાવવાની વૃત્તિને શુ સિધ્ધ કરતી નથી? અને તેટલા માટેજ

તેઓએ પંજાબમાં બળવો કરવાને કાવતરૂં રચાયાની વાતને શું ટેકો આપતા નથી?

હંટર કમીટી શ્રીયુત ગાંધીજીના ઉપદેશેલા સત્યાગ્રહને દોષ દે છે, પણ શુ હંટર કમીટીએ સત્યાગ્રહની પૂર્વની, સત્યાગ્રહની લડત ટુંક મુદત ચાલી ત્યારની અને તે પછીની, એટલે કે અમૃતસરમાં હુલ્લડ થયું તે દિવસની અને જાલિયાંવાળા બાગમા કત્લ થઇ ને પછીની પંજાબની સ્થિતિની સાક્ષી લીધેલી કયાં છે? સત્યાગ્રહનો ઉપદેશ થયો તે પૂર્વે આખુ હિન્દુસ્થાન રાઉલાટ કાયદાની સામે શુ ખળભળી ઉઠયુ ન હતું? જ્યારે લોકમતની અધિકારીઓની હઠ અને બહુમતીથી અવગણના થઇ ત્યારે સત્યાગ્રહની વાત થઇ હતી કે તે પૂર્વે? લોકોનાં અંગત છૂટાપણાનો રાઉલાટ કાયદો વિરોધી છે અને લોકોપર જુલ્મ ગુજારવાને પોલીસને નિરંકુશ સત્તા આપે છે તે કારણે લોકો સામે થયા હતા કે બીજા? જો લોકો પોતાના હકક અને છૂટાપણા માટે લડવાને બહાર પડે તો તેમાં શુ લોકોનો વાંક છે? જે અંગ્રેજો પોતે સ્વતંત્રતાને માટે લડવાનો દાવો કરે છે, જે અંગ્રેજ પ્રજા યુરોપમા નાની પ્રજાઓની સ્વતંત્રતા માટેની લડતને ટેકો આપવાનો દાવો કરે છે તેજ અંગ્રેજ પ્રજા હિંદની પ્રજાની તેનીજ સામે તેવી લડત માટે હિંદની પ્રજાનો દોષ કાહાડે તો શું તે અંગ્રેજ પ્રજાને દાંભિક કહેવામાં હિંદની પ્રજા ખોટું કરે છે? બહુમતાવાળા કહે છે કે રાઉલાટ કાયદાની વિરૂદ્ધની ચળવળમા લોકોને આડે રસ્તે દોરવ્યા હતા, પણ આગેવાનોનાં ભાષણોમાં એવી ખોટી સમજણ આપવાની એક પણ વાત કેમ બતાવાઇ નથી? તેઓ કહે છે કે ડા. કીશલુ અને ડા. સત્યપાલ સરકાર વિરૂદ્ધ માત્ર જોસથી બોલ્યા હતા. તો શું જોસથી સરકાર વિરૂદ્ધ ફરીયાદ કરવી તે રાજદ્રોહ છે? લોકો સ્પષ્ટ કહે છે કે ડા. સત્યપાલ અને કીશલુને સરકારે, તેઓ લોકમાં માન્ય હતા તેથી

પકડયા, લોકોને બીવડાવાને સૈનિકબળ બતાવ્યુ અને તેમા ભડકો થયો. અમે સમજી શકતા નથી કે એક લોકનાયક લોકપ્રિય થયો હોય તેટલા ખાતર અધિકારીઓ તેનુ છૂટાપણુ શા માટે છીનવી લે ? એનો અર્થ શુ એવો નથી થતો કે પઞ્જાબમાં અધિકારીઓ લોકોને ગુલામીમાં રાખવાની તીવ્રવૃત્તિ ધરાવે છે ? લોકનાયકોની સલાહથી લોકોએ હડતાલો પાડી તે શું શાતિથી પસાર થઇ ન હતી ? શા માટે અધિકારીઓએ લોકોએ સ્વેચ્છાથી પાડેલી હડતાલ અટકાવાને પ્રયત્ન કર્યો ? વળી જ્યારે આ બે લોકનાયકોની સામા ભાષણ ન કરવાના ફરમાનો બહાર પડયાં તે પણ તેઓએ શુ બરાબર પાળ્યાં ન હતાં ? વળી હડતાલો પાડી, ઉપવાસો કર્યા અને લોકોએ સરઘસો કહાડયા તેમાં રાજદ્રોહ જેવું શુ શું હતુ ? હિંદુ અને મુસલ્માનો એક થયા તેમા ગુસ્સે થવા જેવુ શું હતુ ? નવમી એપ્રિલે રામનોમીનો તેહેવાર હતો તે દિવસે સરઘસે રાજાનાં પુતળાં આગળથી પસાર થતી વેળા God save the King શુ ગાયુ ન હતુ ? લોકો જો નવમી એપ્રિલ સુધી અધિકારીઓ સાથે વિવેકથી વર્ત્યા હતા તો તેઓમાં બળવાની ચળવળ છે, ઉશ્કેરણી છે એવું માનવાનુ કારણ શું હતુ ? અને લોકનાયકો છૂટા હોવા છતા ભય કયાં હતો ? ઉલટુ કમીટી સમક્ષ અધિકારીઓએ તો એમજ કહ્યુ છે કે આ બે નાયકોને પકડી જતા અમૃતસરમાં લશ્કરની મોટી તૈયારીઓ કરવી પડી હતી તે શું સૂચવે છે ? ત્યાંના કિલ્લાની તોપોનાં મો શેહેર તરફ ફેરવીને તૈયાર કરવી પડી, અને કિલ્લા આગળ અને સ્ટેશન આગળ લોકો આવે તો તેમનાપર ગોળીબાર કરવામાં અચકાવુ નહિં એવી વ્યવસ્થા કરવી પડી અર્થાત્ જાણે આ બે નાયકોને પકડતા લોકો બળવો કરશે એમ લાગ્યુ હતુ, અને તે છતાં લોકનાયકોને ૧૦ મીએ પકડીને ઉપાડી જવામાં આવ્યા અને તે ખબર શહેરમા ફેલાતાં ધધો બધ કરી શસ્ત્રાસ્ત્ર વિનાના લોકો ડેપ્યુટી કમીશનરને મળવા ગયા.

ત્યારે હથિયારબંધ રક્ષકોએ તેમને મુલાકાત લેતા અટકાવ્યા. પણ ત્યાં સૂધી લોકોએ યુરોપી વિરૂદ્ધ જરાપણ લાગણી બતાવી હતી નહિ, એ શુ એમ સિદ્ધ કરતુ નથી કે બળવાની વાર્તા નબળા મનનાં અધિકારીઓના ભેજા પર ચઢી બેઠી હતી? શા માટે ડેપ્યુટી કમીશનર લોકોની મુલાકાત લેતા ડરી ગયો? અને તેથીજ ભય પામેલા અધિકારીઓએ લોકો પોતાના નાયકોની પકડાપકડીથી ઉશ્કેરાયા હતા ત્યારે તેમનાપર બબ્બેવાર ગોળીબાર કરી બળતામા શુ ધી હોમ્યુ ન હતુ? આ ગોળીબાર થયા તે પૂર્વે અગ્રેજોવિરૂદ્ધ લોકલાગણી ક્યાં પ્રગટ થઇ હતી? આ ગોળીબાર થયા પછી, નિર્દોષ લોકોએ શુદ્ધબુદ્ધિથી મળવા જતા પોતાના ભાઇઓને મરાયેલા અને ઘવાયેલા જોયા ત્યારે લોકો ગાડા થયા અને યુરોપીઓનાં વિના કારણે ખુનો થયા, લુટો થઇ અને આગો લગાડાઇ. જો લોકોનાં હૃદયમાં અગ્રેજો વિરૂદ્ધ લાગણી હતી, જો લોકોએ બળવો કરવાને તૈયારી કરી હતી તો તેજ દિવસે તે શમી કેમ ગયુ? અને ૧૧ મી, ૧૨ મી અને ૧૩ મીએ વિશેષ કેમ ન બન્યું. જો લોકોનો વ્યવસ્થાપૂર્વક બળવો કરવાનો હેતુ હતો. ઘટનાઓ ઘડાઈ હતી તો તેનો અમલ કેમ ન થયો?

"ખરી રીતે જોતાં આ બોલવાનું સ્હેલુ તો છે, પણ મુક્ક મારવા કરતાં તેનો ઉતાર મેળવી લ્હેવો, એજ સિધ્ધ–સાધકની સાધ્યતા છે!" મદારે જવાબ દીધો.

"અલબત પાર્લામેંટ અને શાહી સરકાર તેમજ લશ્કરી દરબાર તે ઉપર ખાસ ધ્યાન આપવા બેઠી છે, પરંતુ પંજાબમાં થયલો અઘોર અત્યાચાર અને ખૂનામરકી કરનારા ન્યાયના પંજામાંથી સટકી જાય, એ ન્યાય છે?"

"અલબત નહિ! તેમને લાયક શિક્ષા થવીજ જોઇએ!"

“ શું પેલા તુર્કોને ન્યાય ન મળવો જોઇએ ? ”

“ મળવો જોઇએ ! પણ એક પક્ષે હું મારા ખાનગી મતથી વિરૂદ્ધ છું. જો ન્યાય પુછો તો વાઘની ઇદ કરતાં બકરીની ઇદ રહેલી છે, ને ગાયની કુરબાની તેનો ઉતાર ગણ્યો છે; તેમ મિત્રરાજ્યો વિરૂદ્ધ તુર્કી જ્યારે જર્મની સાથે લડાઇમાં સામેલ થયું, ત્યારે તેણે તટસ્થ રહેવાની ભૂલ કરીને એમજ પુર્વેનું વૈર લ્હેવા કાં ગયું ? તે એમ જાણતું હતુ, કે જર્મની જરૂર ફાવશે, પણ અંતે વિછોડીયુ, ને તરકી સપાટામાં આવી ગયું. એ તો પાડા લડે ત્યાં ઝાડનો ક્ષય હોય ! નબળાની લડાઇમાં સબળાજ ફાવે ! મગર મચ્છ, તો માછલાંનેજ પકડવા ફરતાં હોય ! તરકી જો તટસ્થ રહેલુ હોત, તો તેમને માટે આ દહાડો ન આવત ! પણ તેમણે ધારેલું કે જર્મનીના બળવડે પોતે વડપણુ ભોગવશે ! આખરે હાર થઇ, તો પછી સામો પક્ષ પોતાનો દાવ કેમ ભૂલે ? દાવ આવ્યે સૌ સોગઠી ભાંગે ?”

“ પણ ત્યારે હવે આપણે હીંદુ-મુસલમાન એક થઇને શહેનશાહી સહાય ન માગી શકીએ ? ”

“ મુસલમાની રાજ્યના જુલમવેળા હીન્દુ કાફર તરીકે પકાયા છે, હવે મોટાં દીલથી આપણે મદદ કરીએ તો નુકસાન કશુ નથી ! હુ પણ એ વાતને મળતી છું, પરંતુ હાથ આવેલો ગાડવો કોઇ આપી દેવાનુ તો નથી ! ”

“ તે વાત નથી ! એથી પ્રયત્ન મુકવાનો નથી. ”

“ શું આપણે બધા મળીને સરકાર સામે થવાનું યોગ્ય છે ! ”

“ એથી તો હું વિરૂદ્ધજ છું, પણ નમ્રતાપૂર્વક સ્વતંત્રતા માટે અરજ કરવી ! ”

'મોતીનું પાણી ઉતર્યા પછી સૌ નકામુ છે. નબળી, વાત સત્તાધારી અને કલહી પ્રજા કદી પણ રાજ્યને નમાવી શકતી નથી! આ માત્ર ફાંફા છે. રાજકીય રચના જુદીજ છે. માત્ર પ્રયત્ન કરીને દેશને ડૂબતો બચાવવાનો છે."

"તેમા તમે શુદ્ધ હૃદયથી સામેલ છો?"

"ઓ યેસ સરટન્લી! મેં મારા વિચારો તેમાં પરોવ્યા છે!"

"જોજો ડગતાંનાં! બ્હીતાના! લોકનિન્દા થશે! રાજભય થશે! ખુશામત યા લાલચથી ચડાવશે!"

"કદી પરવા કરવાની નથી. નચિંત રહેજો. પણ સત્ય વાતને વળગી રહીશ. અધર્મ અન્યાય તોફાન કે વૈરને હુ વળગવાની નથી!"

"પણ પથરો મારે, ને સામે હાથ ઉચા કરીને રક્ષણ તો મેળવવું કે નહિ!"

"અલબત! પણ વખત વરતીને! સામે થઇને નહિ! કેમકે એમ કરવા જતા ધર્મ કરતા ધાડ પડે! આપણા લોકો તદન બે વિશ્વાસુ ને સ્વાર્થી છે. તેના માટે આપણે જીવ સાથે ઝપલાવીએ, ને સકટમાં સહાય માગવા જતાં, તરત રોકડો ચૂકવી દે કે અમે ક્યાં તમને તેમ કરવા કહેલુ!"

"આપણે કઇ લોકનિન્દાના ભયથી ડરવાનુ નથી. લોકસેવા કરવી છે, ને રાજભક્તિનો દડ અખડ ઝીલવો છે.

"બે વાતને બનવાનું નથી, તે છતાં ચાલો જોઇએ તો ખરા કે કામ કેવી રીતે પાર પડે છે?

વાચનાર! મહારિકાને, ભગીરથદ્વારા, સનાતન વેદ ધર્મે પાઠશાળાનો એક મહેમાન, જેમણે સ્વદેશ સેવાનો ઝુંડો પકડ્યો હતો, તે મળી ગયો; અને બાઇ સાહેબનાં નબળાં મન ઉપર તરાપ મારી દીધી! ભક્તરાજ જરા બોલીદરાજ, દેખાવડો,

સન્યાસીરૂપે યુવાનીમાં ભગવા વસ્ત્રથી શોભતો હતો. મદાર તે તરફ લલચાઇ ગઇ! અને સુમનને પત્ર પણ લખી કહાવ્યો, કે "મેં લગ્નનો વિચાર ફેરવ્યો છે. આ જગતમાં લગ્ન કરવું, ને બેડી પહેરીને સખ્ત મજુરીનો તુરંગ સેવવો સરખુંજ છે" અફસોસ! સ્વદેશ સેવાના લોભમા સસાર સેવા પણ ગઇ!

---

## પ્રકરણ ૪ થું.



### આખરે લગ્નની ધૂંસરી!

મનોવિહાર અને મનોવિકાર એ બન્નેના નામ જુદાં પણ સ્વરૂપ તો એકજ આસુરી છે! દૈવી ચમત્કારથી જો તે રૂપાન્તર ફરી જાય, તો જીવની પ્રાણી માફક માનવવેદના પણ થઇ જાય; ને કર્મભાવ સસારપાર પણ તરી જાય!

મદારિકાનુ મન, સુમન પ્રત્યે, કદાચ કોઇ પૂર્વભાવી યોગે સસ્કારથી બધાયલુ હશે, પરતુ મનોમન ઐકયતાથી પ્રભુચરણમા પ્રતિજ્ઞારૂપે તો સંધાયલું નહિ હોય! બે થી ત્રણ વખત તેમનો સયોગ એકત્ર થયો. વિવિધ પ્રકારે મન મેળવવાની ને જીવન સાંધવાની જોગવાઇઓ આવી, પણ પળવારમાં પાછી પ્રલય થઇ ગઇ!

સુમનના ઉપકાર તળે, તેનુ જળમય જીવન પાછું દબાયલુ છે! લોકલજ્જામાં બળવત બનવા માટે, પોતાનીપરના પિત્રાઇ કેસમા પણ સુમન એક સાક્ષીભૂત અપવાદરૂપ છે, તે છતાં મદારનુ ચિત્ત હજી ચકડોળે ચડયું છે, ભગીરથી નાયકાપ્રમાણે તેનાં અકર્મ કર્મનો પૂર્વ પડછાયો ખસ્યો લાગતો નથી. આ સારૂ કે આ ઠીક? એમ વમળમાં મન ઘસડાવ્યાથી આખરે દયામણીની દશાની અધિકારી થવાનો સભવ લાગે છે.

દેશ ભકતનાં પ્રેમ આગણામા આંગળાના વેઢા માફક વખત ગયો. સોળ દિવસ પુરા ન થયા, ત્યાં મન બગડયું, અને તેમની સાથે મન દુઃખ થયુ ! ભગીરથ જેવા શુદ્ધ અને પવિત્ર મનના યુવાનને, સંસ્કારી અબળા મદારનો દેશભક્ત પ્રયાસ અશુદ્ધ લાગ્યો ! જો કે પૂર્વેની આ એક માતા, અને સાંપ્રતકાળમાં પિતાની નવીન પત્નિ તરીકે થનારી સાવકી માતાનાં આચરણ અશુદ્ધ લાગ્યા, તેથી તેમણે પોતાનો પ્રસગ પણ ઓછો કરી નાખ્યો !

સુમનના હાથમા મંદારનો નિરાશાજનક પત્ર પહોચ્યો, અને તેપણ બ્હાવરો બની ગયો આખરે તે પત્ર, વીગત સાથે મધુરીને મોકલ્યો.

મધુરીએ આ પત્ર વાચ્યો, અને તેને પણ અતી ખેદ થયો. માત્ર તેમના સ્નેહ સબધને લીધેજ આ પરિતાપ વ્હોરવો પડયો; સુમનના શુદ્ધ સ્નેહની લાગણી, મદારિકાનું નાદાનીયત પગલુ, અને ભગીરથને પોતાની પુત્રી વસુમતી આપવાનો શુદ્ધ ઠરાવ, આ ત્રિભેટાથી ભલી સહચરીએ, એક પત્ર મદારિકા પર લખ્યો–ને બીજાજ ઉત્તરમાં તેનું મન પાછુ ઠેકાણે આવી ગયુ ! પોતાના ડામાડોલ દીલનો પસ્તાવો તથા લગ્નની કબુલાતનો પત્ર, સુમન ઉપર, મદારે લખી મોકલ્યો, ને તેની એક નકલ, પોતાની વડીલ સહચરી મધુરી ઉપર મોકલી દીધી; ને સાથે લગ્ન પત્રિકા પણ મોકલી, અને તેને આમંત્રણ કર્યું કે બનારસમા તાકીદે પધારવુ !

સાકર કરતા ગળ્યુ શુ ? મધુરીને તો વસુ માટે બનારસ જવુજ હતુ એટલે તેણે મદારને જણાવી દીધુ, કે તેઓને માટે ઉતારાનો બદોબસ્ત કરી દેવો, સૌ આવીશુ ! મદારને પત્ર મળતાં, તેમણે સઘળી તૈયારી કરાવવા માડી મહાત્મા સાથે થયલી વાતથી તેમણે પણ મદારને પોતાની વિશુદ્ધતાની કથા સાથે પત્ર લખી દીધો, અને

મંદારે લગ્ન કરી લ્હેવુ, તે ઉપદેશ કર્યો. સુમનને મધુરીએ જણાવી દીધું, કે તેમણે તાકીદે બનારસ આવવું, આ સર્વ સંયોગ સાથે મળ્યા, અને એકાદ માસની અંદર. પુર્ણ સ્નેહ ભાવે, સુમન તથા મંદારિકાનાં લગ્ન થઇ ગયાં, અને બનારસ તજીને ઉદયગઢવાસી થયાં !

વાંચનાર ? આ રીતે ત્રણે સહચરીનો સંસારી પ્રયોગ ત્હારી આગળ રજુ થઇ ગયો. નિરંજની અથવા વરઘેલી વનિતા, મધુરી અથવા પ્રેમઘેલી પ્રમદા, અને મંદારિકા અથવા મદઘેલી મનોરમા ત્રણ સહચરી, ત્રિવેણી રૂપે ત્રિભેટો કરી રહી—હવે માત્ર તેનાં થોડાંક ડાળ—પાદડાંની હકીકત જાણીને આ કથા વિરામીશુ. કર્મભાગનો થોડો અંશ, નવા ભાગમાં વાંચીને, સ્ત્રીસંસારનો પ્રયોગ પુરો કરીશું ! મંદારનુ મનોરાજ્ય, અને તેના પૂર્વ પુત્ર ભાગીરથનુ સંસારી ભવરાજ્ય જોવાને ચોથા ભાગ તરફ નજર કરીશુંજ !

## ભાગ ત્રીજો-સમાપ્ત.



(૬) હેલવાડાકર બાળ-કેળવણીનું કાર્યાલય !–૧૯૮

# સહચરી

અથવા

# સ્નેહ-ઘેલી સુંદરી.

## ભાગ ચોથો.

જગનાથે બનાવી જોડી જગમાં-નથી એકનુ કામ;
એકલડું ઝાડ નભીનુ વનમા, જનને પણ ન આરામ.
બગડી બાજી જોડીની ત્યા સીધો ન આવે દાવ;
જીવન-શાન્તિ વિષ બને છે દમ્પતી દીલ અભાવ.

સ્નેહ-સુધાનાં સફળ મનોરથ દમ્પતિ ભોગવતા,
પ્રણયે પ્રેમની પરનાલિકા સમાન શુદ્ધ થતા.
જેના ઘરમા સુઘડ સલુણી સ્નેહી છે તરૂણી,
અહો ભાગ્ય તે નર ને ઘરનાં, દેવી દેવ તણી.

## પ્રકરણ ૧ લું.



### અસહકાર.

સમાજના કામમાં એકનોજ અતરાત્મા જો નેતા થાય તો પછી એક હથ્થુ રાજસત્તા સ્થાપવા જેવું થાય; અને લોકોના બહુ-

મતથી રાજ્યવહીવટ ચલાવાની માગણીને ધોકો લાગે. ધર્મશાસ્ત્રોમાં અસહકારજ કહ્યો છે, અને સહકાર કહ્યોજ નથી, એવું પણ નથી. ભાવોનું દ્વંદ્વપણું ગીતાજીમાં સ્વીકારેલું છે. એ દ્વંદ્વ શ્રીયુત ગાંધીજી માને છે કે છૂટાં હોય છે. દાખલા તરીકે ન્યાય અને અન્યાય, અંધકાર અને પ્રકાશ, ટાઢ, અને તડકો, ઇનસાફ અને ગેરઇનસાફ તેમના કહેવા પ્રમાણે સાથે નથી રહી શકતાં. આ કથન ભૂલભર્યું છે. જે નેત્ર પ્રકાશનો, રૂપરંગનો અનુભવ કરે છે તેજ નેત્ર એ સર્વના અભાવનો અનુભવ કરે છે. ટાઢ ને તડકો એકજ ત્વચા અનુભવે છે. ન્યાય અને અન્યાય, ઇનસાફ અને ગેરઇનસાફ એકજ મન અનુભવે છે. ન્યાયની મર્યાદા અને અન્યાયની મર્યાદા પ્રકાશ અને અંધકારની મર્યાદાઓની પેઠે છૂટી પાડી શકાતી નથી. પ્રકાશના અંતમાં અંધકારનો જન્મ અને અંધકારના અંતમાં પ્રકાશનો જન્મ છે. જન્મમાં મરણ અને મરણમાં જન્મ છે. આપણી સ્થૂલ નજરે દ્વંદ્વો એક બીજાથી ભિન્ન જણાય છે ખરા પણ સૂક્ષ્મ દૃષ્ટિએ તો દ્વંદ્વો જોડાયેલાંજ છે. શ્રીયુત ગાંધીજી કહે છે કે "પ્રલ્હાદે પોતાના રાક્ષસી પિતા સાથે અસહકાર કર્યો, મીરાં બાઇએ પોતાના ધણી સાથે, નરસિંહ મેહેતાએ પોતાની જ્ઞાત સાથે કર્યો." પ્રલ્હાદે ઇશ્વર વિષે પોતાની શ્રદ્ધા છોડવાની ના પાડી તે સિવાય તેણે પોતાના પિતાની આજ્ઞા લોપી હોય એવું પ્રલ્હાદ ચરિતમાં જણાયુ નથી. મીરાએ પણ ઇશ્વરને પતિ માની અન્ય પુરૂષ સાથે સંસાર માંડવાની ના પાડ્યા સિવાય બીજી કોઇ અવગણના કરી નથી. તેજ પ્રમાણે નરસિંહ મેહેતાએ નાતનો અસહકાર કર્યો નહતો, પણ નાતે મેહેતાજીનો અસહકાર કર્યો હતો. અમારૂં એમ માનવું છે કે ગીતાજીમાં અમુક એકજ ગુણનું પ્રધાનપણુ પ્રતિપાદન કરેલું છે એમ કહેવું તે

એમ છે. મહાભારતમાં ગીતાના અનુસંધાનમાં શ્રીકૃષ્ણે ગીતા કહેલી છે તેમાં ગુણો વિષે સ્પષ્ટ કહ્યું છે કે—

अन्योन्यमिथुना. सर्वे तथाऽ न्योन्यानुजीविन ।

अन्योन्यापाश्रयाश्चापि तथाऽन्योन्यानुवर्तिन. ।

अन्योन्यव्यतिषक्ता इत्यादि

વળી કહ્યુ છે કે

नित्य द्वद्वसमायुक्त सत्वमाहुर्मनीषिण ।

"તમારા મનમા વહેમના વિષનું વૃક્ષ રોપાયુ છે, અને તેથીજ તમે તમારો તેમજ એ મૃત સ્ત્રીનો જીવન-સચાર તોડીને, ભાવી-નાવ ડૂબાડી દીધુ છે." મ્હે પણ આજસુધી તમારા જીવનમાં ભાગીદાર તરીકે જોડાવાને આનાકાની કરેલી, તેનું એજ કારણ મુખ્ય હતુ, પણ ભાવી પ્રબળ થયુ, પૂર્વનો વૈરભાવ ઉભો થયો, ને આડા સજોગે મને ઘેરી લીધી, એટલે લાચારીએ હું બળી ઝળી વનમાં આવી, પરતુ તોયે આગ ઉઠી, ને જીવન-સુખમા અસહકાર ઉભો થયો !" મદાર ચોધાર આંસુડે રડતી, સુમન સામે બોલી !"

"પણ હજી સુધારાના કાયદાને ક્યાં અટકાયત છે. મિ. રોય તમને પસદ હોય, તો હુ છુટા છેડા કરી દેવાને તૈયાર છું !" સુમને ક્રોધમા કહ્યુ !"

"તમારે મ્હોઢેથી મ્હારે આ સાંભળવુજ હતુ, તમારા હૃદયની જ્વાળામા રહેલો ધૂમો મ્હારે જાણવોજ હતો ! મ્હારે છુટા છેડા કરીને, અથવા મારી વિષય-વાસના પુરી કરીને, સુધારાને કલક આપવાનુજ નથી, મને તમે દયાથી ચાહતા હોય, તો હવે મારા જીવનના ધાર્મિક માર્ગપર જવાદો; ને શાન્તિના ચીલા ઉપર ચાલવા દો !"

"તે ચીસો અને માર્ગ સમજાવો તો ખરાં? મને હવે આ સ્થળ, આ દુનિયા, તમારો આ કડવો સહવાસ અને મારા જીવનપર ઘા કરનારો એકવારનો પણ છેવટનો વિશ્વાસઘાતી સ્નેહી મને નથી ગમતો, ને તેથી મને મ્હારા જન્મનિવાસ બનારસ જવાદો, ત્યાં હું પુત્ર ભગીરથ જોડે રહીને, કંઇક ધર્મજ્ઞાન મેળવીશ, મારી જીદગી ત્યાજ પુરી કરીશ, ને આખરે ગંગા-મોક્ષ લઇને શાન્તિ પામીશ !"

"ભગીરથ તરફ તો કઇ મોહન દૃષ્ટિ—

"શરમની વાત છે કે જે પુત્ર રૂપે કહેવાય છે, તેની તરફ મોહનદૃષ્ટિ? આ શું બોલો છો. તમારી બૂદ્ધિમા આ શી ભ્રષ્ટતા છે?"

"તમારો પકડાયલો પત્રજ તે સાબીત કરે છે કે તમે તેમના તરફ ઉડો આત્મીક ભાવ રાખો છો!

"હા, પણ તે પુજ્યભાવ એક વિદ્વાન ગુરૂ તરીકે, અને વ્યવહારી પુત્ર તરીકે પછી તેનો અર્થ તમે ગમે તેવો કરો.

"હુ ત્યાં જવાની રજા આપવાનોજ નથી; અને તમે જશો—દુરાગ્રહે કદી ન્હાસીયે જશો, તો ભગીરથ કને તો હુ રહેવા દેવાનોજ નથી!

ત્યારે મારે શું કરવુ?

"મારા મનના રાગ દુર કરવાને પ્રથમ તમારો એક કામ એ કરવુ કે રોય તરફ તમે પવિત્ર છો, એ સાબીત કરી દેવુ!"

"શી રીતે?"

"રોયને એકાન્ત સ્થળમાં બોલાવીને, તેમના પ્રત્યે પ્રેમભાવ દર્શાવવો, ને તે કસોટીમાં તમે બન્ને સફળ થાઓ, તો મારે તમારી સાથે સદાનુ સત્યવૃત્તિએ બધાવુ!"

"તે નહિ બની શકે તેવુ છે!"

"તો તમે પાપી છો."

"ત્યારે શું તમે મને અપવિત્રતા શીખવો છો?"

"ના—કસોટી!"

"અગ્નિ આગળ ઘી મુકીને તેને અનામત—સલામત રખાવવાની કસોટી? એ કેમ બને?"

"જો તેમાં ભેળ ન હોય, સાયન્ટીફીક બનેલુ હોય તો જરૂર ઘી ના ઓગળે?"

"જ્યાં કુદરતેજ તેનો રસ—પ્રવાહ તેવો પ્રવાહી બનાવ્યો છે, ત્યાં માણસની બૃદ્ધિની બનાવટ શુ કરી શકે? તમો આડે રસ્તે લઇ જઇને મને કેવળ હેરાનજ કરવા માગો છો."

"ત્યારે એમજ કહો, કે તમારૂ છુપું દીલ હજી રોયને જુએ છે!"

"હવે ભગીરથ માટે પણ કઇ કહો' રોયને તો આ કસોટીથી તાવવો—ને પુત્ર ભગીરથને?'

"તે પાછળથી વાત—હાલ ગાડે બેઠા, તેના ગીત''

"પણ ધારો, કે તે કસોટીમા—એકાન્ત તથા મોહ બે વસ્તુ મળે અને સ્ત્રીપુરૂષનાં મન ચળે તો?"

"તો પછી તે વેળા વિચાર?"

"તે કરતા તેમાં ન પડવુ શુ ખોટુ? હુ તેવો નીચ માર્ગ લઇને કસોટી કરવા—કરાવવા માગતીજ નથી, તમને આ દુષ્ટતા સુઝી છે, ને તેનુ પરિણામ નેષ્ટ છે!"

"હા જો તને બતાવેલુ એક પ્રવીણ—સાગરનું નાટક! તેના પ્રથમાંકના બે સીન ફરીને મારી સમક્ષ વાંચી જા—એટલે તે જોયેલા પ્રસગ યાદ આવશે" સુમને, ને નાટકના બે સીન વાંચવા આપ્યા, અને મદારે તે વાચવા શરૂ કર્યા.

---

# અંક ૧ લો—પ્રવેશ ૬ ઠો.

સ્થળઃ—પ્રવીણ ચન્દ્રનો ઘરનો ભાગ.

[સુશીલા અને પ્રવીણ આવે છે.]

પ્રવીણ—હુ ન્હોતો ધારતો કે જેને મ્હે જીવન વિશ્વાસ સોંપ્યો તે આવા નીકળશે! મ્હારી રજા વિના, તમે એક સાગરને આપી દીધો, અને પાછાં મને ફરજ પાડી, કે સાગરને પોલીસમાંથી છોડાવી દો. એટલે મ્હારા કરતાં તમને સાગર વધારે વ્હાલો!"

સુશીલા—મે કઇ મારા વ્હાલેશ્વરી દાખલ કામ કીધુ નથી. તમારો તે હિતેચ્છુ, શુભેચ્છક ને સમજુ મિત્રને, તેના ઉપકારના બદલામાં, તેની ખરી ભીડ ભાગવા, તમારી તરફની ફરજ મ્હેં બજાવી છે

પ્રવીણ—ને તે મારાથી છુપી!—(સરિતા પ્રવેશતા અચકે છે.)

સુશીલા—વખત ન મળી શકયો, કે હુ તરત ખુલાસો કરૂં.

પ્રવીણ—પણ કુદરત તે સાખી શકી નથી. તરતજ એ કુદરતે મને ખબર કરી, ને તમારી ભષ્ટ ઇચ્છા જાહેર થઇ ગઇ. જાઓ હુ હવે તમારૂં કંઇયે વધુ સાભળવા માગતો નથી—તમારૂં મોં જોવા માગતો નથી—તમારે જે કહેવાનુ જે સાંભળવાનુ હોય, તે તમારા સાગરને—

સુશીલા—બસ કરો. ગુસ્સાના આવેશમાં અઘટિત વચન ન ઉચ્ચારો? સાગર મ્હારો તેમ તમારો એક ખરો ભાઇ જેવો મિત્ર છે.

પ્રવીણ—જગતમાં એવા ભાઇ—બ્હેનના સબધીયોનાં કાળાં ને છુપાં કામ, જાહેરમા બહુ આવેલા જાણ્યાં છે.

સુશીલા—ત્યારે શુ તમે મને એક હલકી બનેલી જોવા ચાહો, છો? મારાપર જૂઠું આળ લગાડવા માગો છો? સાગર જેવા પ્રમાણીક ને નિતીમાનપર કલક લગાડવા ધારો છો?

પ્રવીણ—લાખવાર ! કરોડવાર !—તેનાપરજ નહિ પણ તમારા—

સુશીલા—મ્હારા પાતિવ્રત ધર્મપર, મ્હારા સુશીલ સ્નેહપર !

પ્રવીણ—હા. હવે તો એમજ !

સુશીલા—નાથ ! તમે સાહસ કરો છો. વ્હાલી પ્રિયાને અપમાન કરો છો ! કદાચ એકાદ નિર્દોષ ભૂલ થઇ, તો શું આપને આવુ બોલવું ઘટે ! મને માફ કરો ! સાગરને પણ ક્ષમા કરો !

પ્રવીણ—તમે તે સાથે લગ્ન—

સુશીલા—તોબા ! ( ગદગદીને ) બસ કરો—વ્હાલા બસ કરો ! એક નિર્દોષ નારને આમ ન સતાવો. કાળજુ ન બાળો ! સાગરને હુ ભાઇ કરતા બીજી કોઇ રીતે—

પ્રવીણ—એ શબ્દ હવે ફરીવાર ન કહેશો—મને તમારૂ દર્શન ન દેશો. (તરછોડતાં—સુશીલા—હાથ ઝાલી પગે પડે છે

સરિતા—( બાજુ ) અરેરે, આ એક અભાગિણી સરિતા મારેજ બધુ !

પ્રવીણ—હુ કદી માનવાનો નથી. ઢોંગીના રડવાથી કદી પિગળવાનો નથી.

સુશીલા—બહુ તાણ્યુ તૂટી જશે. સંસાર ધૂળ મળી જશે.

પ્રવીણ—ઝેરી હવા લ્હેવા કરતા કાબી દેવી બહુ સારી છે.

સુશીલા—ઝેરી હવા બનાવવા કરતા, થવા ન દેવી સારી છે.

પ્રવીણ—ચળકતા હીરાનો સ્પર્શજ નથી કરવો પછી તે ભલે કિંમતી હોય.

સુશીલા—રોષના અગ્નિથી અગર ચન્દન ન બાળશો.

પ્રવીણ—ચન્દનમાં જો સાપ વસતા હોય, તો તે હાથ ન ઝાલશો.

સુશીલા—માત્ર વહેમ અને ભૂલથી ન નિહાળશો તપાસજો.

પ્રવીણ—અજીર્ણ થવા દેવા કરતાં અપવાસ સારો છે.

સુશીલા—શુધ્ધ હોજરી છતાં, પાચન શકિતને અપવાસ નડારો છે.

પ્રવીણ—મગજને ન રૂચે તે વસ્તુજ નકામી છે.

સુશીલા—શુધ્ધ વસ્તુમાં કમળો ભાળવો એજ નુકસાન કરે છે.

પ્રવીણ—બુદ્ધિ બુધ્ધિનો વાક છે ભાગ્ય તો દોષિત છે.

સુશીલા—હાથમાં અમૃતનો કટોરો છતાં ઝેર માનવુ યોગ્ય છે?

પ્રવીણ—ઝેર માનનારને કંઇક સબળ કારણ હશે.

સુશીલા—અણસમજથી તે માનતા હોય તો?

પ્રવીણ—મનને ગમ્યુ તે મોની.

સુશીલા—વૃથા દુઃખ વ્હોરી લ્હેવું? ગુસ્સો હરામ છે.

પ્રવીણ—જ્યાં બ્હીક લાગી ત્યાં ન જવુ!

સુશીલ—સીંદરીને સાપ માની લ્હેવામાંજ?

પ્રવીણ—જે આરો ખારો ને પીવા કે ન્હાવાનેયે નકામો છે?

સુશીલા—આ ભોજન ભાણુ, પારકા ઘરની પ્રસાદીરૂપ નથી, પણ ભાગ્યે જડેલું છે. તે ઠેલી શકાશે નહિ. દુર મૂકી શકાશે નહિ! હજારો માણસની હાજરીમાં હાથ પકડયો છે. પિતાની નારાજી છતા, વ્હાલાનાં વચનપર વરમાળ ઘાલી છે, સમજ્યા કે મ્હારા પ્રવીણ પ્રાણનાથ! આપના લવ માટે માથુ મૂકયુ છે, એ ભૂલી જવાનુ નથી. ઘર હોય ત્યાં મતભેદ પડે! માણસ હોય તે ભૂલ પણ કરે! મારી ભૂલ એવી નથી, કે સસાર વહનમાં વાયુ આડો નડે!

પ્રવીણ—જ્યાં આખ અળગી થઇ, જ્યાં હૃદય ભંગ થયું, જ્યા અમૃતમાં ઝેર પડયુ પછી લાખની વસ્તુ રાખની છે.

સુશીલા—ત્યારે શું મારે જીવનની નવી ઝુંપડી વસાવીને વનનો એકાન્તવાસ કરવો?

પ્રવીણ–તે ત્હારા અંતરનેજ પુછી જો. સાગરની સલાહ લ્હે!

સુશીલા–ફરીને તમે પાછું આ નામ દઇ મેણું માર્યું! તમને જો તેનો ખટકો હોય, ને એટલાજ ખાતર તમે મ્હારી ને તમારી જીંદગી રદ કરી, જગતમાં હાંસી કરાવવા માગતા હોય તો તમે જે કહો, તે રીતે પુરવાર કરી આપવા તૈયાર છું. એ તમારો મિત્ર છે, મ્હારો નહિ! મ્હારો ધર્મનો ભાઇ છે, ને તે મને ધર્મ ભગિની સમજે છે. અલબત તમારા ખાતર મેં તેને મદદ કરવાનુ સાહસ કર્યું, પણ તેથી ધર્મ બુધ્ધિમાં ભ્રષ્ટતા થઇ નથી.

પ્રવીણ–તો તે સાબીત કરી આપ-મારી હાજરીમાં, છુપી ગેરહાજરી દેખાડી, તેને શામ દામ ને ભેદથી તાવી ત્હારી ને તેની નિર્દોષ કસોટી કરી આપ!

શુશીલા–બસ! એટલેથીજ તમારો ક્રોધ નાશ થશે?

પ્રવીણ–હા, પણ એ વાતની સાગરને ખબર ન પડે!

સુશીલા–મારે કબુલ છે મારા પવિત્ર ધર્મ ખાતર, મ્હારા સજીવ જીવનને કલંક રહિત રાખવા ખાતર, તમે કહો તે રીતે શુધ્ધ થવા તૈયાર છુ; કહો તો સતી સીતા પેઠે અગ્નિમાં પડીને શુધ્ધી જાળવવાને તૈયાર છુ મારા રઘુપતિ રામ? તમે ન દુભાશો તમે ન અકળાશો.

ગાયન.

તરૂણીને જીવન સુખ સાચું સ્વામીનુ સમજુ છું.
સૌભાગી સુંદરીનુ શોભિત જીવનને માનુ છું.
જે નાથ જન્મ સફળ છે,
જેનાથી મુક્તિફળ છે;
તારણહાર પ્રભુએ તે છે, પતિવ્રત્ય પ્રણમું છું.

તરૂણીને–

પ્રવીણ—તે માત્ર નામની કસોટી કે સોગનથી નહિ;

સુશીલા—ત્યારે આપ કહો તે રીતે ! જ્યાં અગ્નિનું બલિદાન, જ્યાં જળનુ આવાહન, જ્યાં પવનનું ભક્ષણ ત્યાં ભય કે ભેદ શો ? બોલો—બોલો મ્હારાનાથ ! જે કહો તે કરવા તૈયાર છુ "

સત્યના વાયુ વિમાનમા બેસીને, પ્રાણનો ભય કહો કોણ રાખે ?

વિષનો કુંભ મ્હોયે ચડયો તે પછી શર્કરા કોણ નાદાન ચાખે ?

રણુ ચડયો રાય રજપૂત નર તે પછી મૃત્યુનો ભય વળી કોણ દાખે ?

સાચી સુશીલ સતી, ધર્મ બતલાવતાં એક ડગ આઘુ કે પાછું સાંખે ?

પ્રવીણ—તો સાગર સરોવરપર આજ કાળી રાત્રીયે ફરવા ચાલ. સાગરને ત્યાં બોલાવ—મારી સમક્ષ, એને લલચાવી—લપટાવી મોહાવી અને બળાત્કાર જેટલી હદ ચલાવીને તેના અતરની કસોટી કરી બતાવ પતિ વૃત્તાની પરિક્ષા કરાવ !

સુશીલા=(રડતે હૃદયે) નાથ ! આટલી હદ કૂદાવીને તમારે અને બન્નેના જીવની હાની કરવી છે ? શુ એક કૂળવાન પતિને આ માર્ગ શોભતો છે ? તેમાં આપણી ઇજત શુ ? આપણે માટે તે ધારશે શુ ? વળી એકાન્ત, સ્ત્રી કને પુરૂષ અને કોઇ સમયકાળે લલચાવ્યો. તો હુ નિર્દોષ નારપર મિથ્યા આરોપ આવે ને સ્ત્રી હત્યા થાય તેમા તમો રાજી છો ?

પ્રવીણ—ત્યારે એમ કહે કે મ્હારૂ પાણી મરી ગયુ છે ?

સુશીલા—વ્હાલા પતિ ? એક ધર્મની રીતથી વરેલી પત્નિ પ્રત્યે, આટલી હદ સુધી વહેમનો વિશ્વાસ ન રાખવો ઘટે ! એવુ કારણ હોય તો છોડી દેવી ઘટે !

પ્રવીણ—બસ એટલુજ સાભળવુ હતુ. જા છુટી થા. મને ત્હારી કશી જરૂર—

સુશીલા—ના, મ્હારાં માંસલ ગાત્ર ખાતર મને રાખો. દાસી તરીકે રાખો. ભિખારી તરીકે રાખો.

પ્રવીણ–પણ જો તુ કલકિતજ છે, તો તે મ્હારી નજર કનેથી દુર થઇ ભલી.

સુશીલા–ના, હું કલકિત નથી. હુ સાચી સતી છુ.

પ્રવીણ–તો મ્હારો વહેમ દુર કરી દે. સાગરને કસોટીપર ચડાવી દે.

સુશીલા–મનુષ્ય ધર્મ ચુકે તે અટકી નહિ. તો પણ કદાચ એકાન્ત અને લોભ-લાલચ–મોહથી ડગે તો? ને છતાં ફીકર નહિ! તમે કહો તેમ–ચાલો, પછી? બોલો. કયારે તેને બોલાવવો?

પ્રવીણ–આજ રાતે હુ બહારગામ ગયો છુ. ને તે સાગર સરોવરપર આવે. હુ હોડીવાળો બનીશ કરીને પછી ત્હારે પ્રેમની માગણી કરવી. હુ દુર બેસીને સાભળીશ–

સુશીલા–મ્હારાથી, બલ્કે એક સતી નારીથી ન બને, તેવુ છતાં ધર્મ ખાતર ભલે કરીશ. પ્રભુ મારી લાજ રાખશે. સાચને આંચ નહિ આવે. એજ સર્વને તારશે.

પ્રવીણ–હાલ તરત સાગર જામીનપર છુટેલો છે. ફક્ત મારી જુબાની પર આધાર છે. હુ ધારૂ તો છોડાવી શકુ તેમ છે.

સુશીલા–વારૂ. હાલ તો હવે હુ કઇ નથી કહેતી–પણ તમે શંકામાં નાંહક મને ને મ્હારી લાખ્ખની ઇજતને ધૂળ કરો છો. આપણે કોણ, કેવા કુળનાં, ને તે તમે સાગર જેવા કને હલકા કરાવવા નીકળ્યા છો? તેના મનમા તમારે માટે કેવા વિચાર છે, તે નબળા કરાવો છો?

પ્રવીણ–હજી પણ જો તને તે માન્ય ન હોય તો–

સુશીલા–મ્હારે માન્ય છે–મ્હારા ધણીને, મ્હારી પ્રતિતી આપવાને મને માન્ય છે હુ તમારી છાયામાં છુ. જે હુ તમને મારા શીરછત્ર, જીવનનાથ ને પ્રભુ તુલ્ય–પતિદેવ માનુ છુ, તો તમારે ખાતર હુ જે કહેશો, તે કરીશ.

**ગાયન.**

વેચાણી તારામતી–સ્વામીતણા સંકટ સમે,
ખેંચાણી સાડીથી સતી પન્ચાળી કૌરવ કર વડે;
પુરાણી સીતા સાધવી રાવણ તણા કોપે અરે,
તો આ સુશીલા કેમ વ્હાલા નાથના વચને ફરે?

પ્રવીણ–સભાળજે! અચેત રહીને રૂબરૂજ સિધ્ધ થવાનુ છે હો.–

સુશીલા–વારૂ નાથ? આપ જેમ ખુશી તેમ મ્હારો પ્રભુ ખુશી. હવે તો બસ (પ્રવીણ શકામાં ડોકુ ધુણાવે છે નિશાસો નાખે છે.)

સુશીલા–(સખેદ) એટલુ પગલુ ભરવા છતાં હજી તમને મ્હારા પ્રત્યે શકાનું મૂળ કાકચ જેવું રહેવાનુ છે?

પ્રવીણ–કહેવા કરતા કરી બતાવવુ સૌથી ઉત્તમ છે.

સુશીલા–ફક્ત એક છુપા મનનાં વૈરની વસુલાત કરવા માટે?

પ્રવીણ–એટલે?

સુશીલા–એટલે સાગરને સરિતા ચાહનારી હોવાથી, તેને વરવા ઇચ્છે છે, એટલા માટે?

પ્રવીણ–તેમા મને શુ નુકશાન?

સુશીલા–નુકશાન ન માનતા હોત, તો ત્રણ જીવડાને અઘટિત પગલુ ભરાવીને, કષ્ટદાયી વેદનામા મુકવાનું શું કારણ હતુ? તમને તે ચાહતી ન્હોતી તેથી ન વરી, તો શું તેણે કુવારી જીંદગી કહાડવી, એવી તમારી ઇચ્છા છે? જો એમ હોય, તો હજી તેનું દીલ પીગળાવો? તે ચાહતી હોય, તો હજી વરો? સાગરભાઇ ક્યાં હુવે વાળુ કરતા હતા, કે આજે છાશ ખાટી થશે!

પ્રવીણ–ત્યારે હજી તુ ગુમાનમા છે, એમ કે? સાગરની હિમાયતની તું અભિમાનમા છે, એમ કે?

સુશીલા—હા. હુ મ્હારા, તમે જેવા ધણીના પ્યારમાં હજી ગુમાની છુ-હુ તો તમને ચાહીને પરણી છુ. હુ એમ ન્હોતી ધારતી, કે તમે એવા વહેમી, અવિશ્વાસુ અને નબળા હશો. જો એમ હતુ, તો પ્રથમજ મ્હારી કસોટી કરવી હતી. પરણ્યા—એક બાળક પણ થયુ. ને આ અવસ્થાએ તમે મને એક હલકી ગણી? હજી પણ હુ મ્હારા મનની આશામા મસ્ત છુ. મે મ્હારા ધણીનુ સુખ મેળવી લીધુ છે, મ્હારૂ માસલ બાળક, એજ મ્હારા ધણીના પ્યારની જીવતી જામીનગીરી છે તમારે હજી હવસ કે પ્યારનો નવો અવતાર લેવો હોય, તો તમને છુટ છે, પણ તે સરિતાનીજ સાથે. છે હિમ્મત!—

પ્રવીણ—એક વાર ત્હારી હીમતની કસોટી અને ખાત્રી કરી આપ—ને પછી જે કરવાનુ હશે—તે થશે

સુશીલા—તૈયાર છુ. એક પગે કસોટી કરી આપવા તૈયાર છું. પણ તેમ કરતા કદાચ મારા કોમલ કુવરપર ઘા પડે, ને મારૂ એક-નુ એક બચ્ચુ અનાથાર થાય તો—(રડે છે)

પ્રવીણ—કેમ સ્ત્રી ચરિતના ઢોંગ આરભ્યા કે?

પ્રમીલા—(આખ ચોળતી) બા? બા? મને બ્હીક લાગે છે. મને કોઇ જાણે મારે છે? (દોડતી સુશીલાને ભેટે છે.)

સુશીલા—(આસુ લુછતી) કેમ બેટા? ગભરાય છે કેમ?

પ્રમીલા—(જોઇને) તમે તો રડો છો? શા માટે બા!,

સુશીલા—(હસીને) તને કોઇ મારતુ હતુ, નેથી!

પ્રમીલા—(હસીને) ખરેખર બા? જોજો? મારા પિતા, જાણે કોઇ બૈરીને લઇ આવ્યા. ને તે રાડ મને મારવા લાગી.—(રડે છે)

સુશીલા—ના રડ, બેટા એ તો અમથુ (પ્રવીણને) જુઓ આ તમારો ભવીષ્યનો પડછાયો! (સુશીલા પ્રમીલાને લઇને અદર જાય છે પ્રવીણ શરમાતો ચાલ્યો જાય છે)

---

# અંક ૧ લો—પ્રવેશ ૮ મો.



## સ્થળ.—સાગર મહેલ દરીઆનો ભાગ

[ પ્રવીણ, એક હોડી હાકનાર તરીકે, દરિયાની પાળ ઉપર બેઠો છે. સુશીલા ગાય છે.)

### ગાયન.

સુશીલા—

શરમ રાખજે તુ શામળા—હવે આ મ્હારી।
ત્હારી જે થઇ છે તેને ત્હે સહાય તારી—

પ્રવીણ—સુશીલા? ત્હારા ભાવીના ભાવીના છેલ્લા સુખ દાયકા માટે હવે કટોકટીનો વખત આવી લાગ્યો છે. મ્હેં તને જેમ સમજાવ્યુ છે, તે રીતે સાગરને ગળે પડજે. અને કસોટી કરી બતાવજે. ત્હારૂ સાચ પાકુ કરજે.

સુશીલા—તમે માત્ર શકાના સાગરમા પડીને, મગરમચ્છ રૂપે અમારા બે જીવનાં જીવન છેદવાનોજ માર્ગ ઉત્પન્ન કર્યો છે. માણુસ છે. એકાન્ત બુરી છે તમે જે રીતે તેને ફસાવવા માગો છો, તે રીત એક કુલીનને ન છાજે, તેવી છે. પતિવ્રતાને કલંક લગાડનારી, એબ બતાવનારી ને પાપિષ્ટ છે.

પ્રવીણ—છતાં નિર્દોષને આશિર્વાદ લાયક છે. ત્હારે મ્હારો અપરાધ જાહેર કરીને તેને ચાહવો. તેની ચાહના મેળવવા યત્ન કરવો. માત્ર તેનુ હૃદય, પાપી છે કે શુધ્ધ એટલુજ જોવું છે.

સુશીલા—(રડતી) વારૂ એમ મરજી છે, તો તમે મારા પ્રભુ છો.

પ્રવીણ—(ધડીયાળ જોઇને) વખત થઇ ગયો છે સાગર હમણાં આવશે—હું પાસે છુપાયલો છું.

સુશીલા—ના, હવે તો સામેજ બેસો. કહીશ કે હોડીવાલો બ્હેરો છે. સાંભળતો નથી. તમે વળી વહેમાઓ, કે જરા વખત મળતાં તે તો તેને ઇશારત કરી હશે—ચેતવી દીધો હશે, એટલા માટે તો સાગરને અહીંજ મોકલવાને, ઘરના નોકરને કહેલું છે. માત્ર તે-ને તો ઘેરજ બોલાવ્યો છે. (જોઇને) જો આવે.

(પ્રવીણ ખસી જાય છે. પાળપર જઇને આડો પડી સુઇ જવાનો ઢોંગ કરે છે. સાગર પ્રવેશ કરે છે.

સાગર—સુશીલા ? આટલી રાતે ત્હેં મને કયા કયા અથડાવ્યો ? એવું તે શું કામ કે અહી એકાન્ત બોલાવ્યો ? એક તો ધુમાડો નીકળે છે, તેમા વહેમનો વાયુ પ્રેરીને અગ્નિ બોલાવ્યો ?

સુશીલા—હા સાગરજી ? મે તમને ખાસ બોલાવ્યા છે, ને તેનું અગત્યનુ કારણ છે, પણ કહો, તમે મારૂ કહેલું કરશો, કે ?

સાગર—ઘણી ખુશીથી !

સુશીલા—ફરશો તો નહીંજ કે ?

સાગર—કદીયે નહી !

સુશીલા—ના હીમ્મત થઇને બ્હીશો તો નહી કે ?

સાગર—બિલકુલજ નહિ. બેધડક બોલો !

સુશીલા—મારાપર આફત આવી છે, તે તમે જાણો છો ?

સાગર—ના. એટલુ જાણુ છુ કે એક માટે પ્રવીણ તમારાપર ગુસ્સે થયા છે.

સુશીલા—હા. ને છેવટે તે મ્હારો ત્યાગ કરે છે.

સાગર—તો આ તમારો દીનબન્ધુ—(પ્રવીણ ચમકે છે.)

સુશીલા—સબુર ! હુ તમને ચાહુ છું. વચનથી ન ફરશો. હુ તમારે શરણે આવવા માગુ છુ. ન ફરશો !

સાગર—બ્હેન! બ્હેન! આજે આ શું? સાગરની મિત્ર પત્નિ, તે મ્હારી માતા! અરે, માતા જણી બ્હેન? મ્હારી ધર્મ ભગિની? ચાહો તો ભાઇને, ને પતિ તરીકે પ્રવીણચન્દ્રને!

સુશીલ—પ્રવીણચન્દ્રના મનમાં હું અપવિત્ર છું, તો મ્હારે વૈર લ્હેવું છું. મ્હારે તમારે આશરે રહેવું છે.

સાગર—સુશીલ બ્હેન! જગતમા નિંદા થાય તેવું ન કરવું. સાંભળો—

**ગાયન.**

સ્ત્રી ધર્મને સુખ સંસારે, સ્વામીના શરણે.
સ્વર્ગ ધામ મેળવવા રહેવું, પતિતણા ચરણે

સુશીલા—વ્હેમી ધણી સામે વેર લેવું, તેના દીલમા તેના પાપી પશ્ચાતાપનો દુખ કરાવવો, એજ સ્ત્રીનું કામ છે

સાગર—સાચી સુશીલા સ્ત્રીએ, વહેમનો નાશ કરાવી પોતાની ઉચ્ચ કુલીનતા બતાવવી એજ સ્ત્રીનું કામ છે.

સુશીલા—ઝેરના કીડા ઝેરથીજ મરે છે!

સાગર—સાકર ખાનારા ગર્ધવોને સાકરથીજ મારવા!

સુશીલા—જંગલના ઝાડોને ખારા પાણીજ પીવાના મળે?

સાગર—કુદરત પોતેજ આકાશ વરસાદદ્વારા મીઠા પાણી પાય છે!

સુશીલા—ખેતરમાં તો ગંદા ખાતરનીજ જરૂર છે!

સાગર—તોપણ તેમાથી ઉત્પન્ન થતો રસ અને અનાજથી સુખ પેટનું પોષણ થાય. છે

સુશીલા—દરિયાના ખારાં પાણી પીનારાને મીઠા પાણી ગમતાંજ નથી. ખારા સમુદ્રનાં માછલાંઓ મીઠા પાણીમા મરી જાય છે?

સાગર—તેને ખારાશમાંથી ધીમે ધીમે હઠાવવા જોઇએ.

સુશીલા—સોખંડને લોખંડનીજ હથોડી પહોચી શકે! નઠારાઓ નઠારીજ રીતેજ વળી શકે!

સાગર—ભૂડા માણસો બુરાઇ કરે, તેથી ભલા માણસે ભલાઇ છોડવી નહિ જોઇએ!

સુશીલા—પુરૂષો એવીજ શિક્ષાને લાયક છે.

સાગર—પણ સ્ત્રીઓનુ કોમળ મન તે કામ કરવાને લાયક નથી તે માતા છે, બ્હેન છે, પુત્રી અને પત્નિ છે તે દેવી છે, માટે સુશીલા બહેન? તુ ત્હારા પતિને શરણ થા!

સુશીલા—બીનકદરના હાથમા હીરો ન શોભે! કાગડાની ડોકે કકોત્રી બાંધીને ચાડીયાનુ રૂપ બનાવવુ બરાબર છે.

સાગર—સ્ત્રીઓ તો ચદન જેવી નિર્મલ ને કોમળ છે.

સુશીલા—ને તેથીજ ભોરીગો તેને કોતરી ખાય છે.

સાગર—પુરૂષો ભલે વિકારી થાય પણ સ્ત્રીએ ક્ષમા રાખવી.

સુશીલા—ભલાઇના માથામા બુરાઇનો હથોડો ન મારવો જોઇએ.

સાગર—ખરૂં. જે મારશે તે હારશે, થાકશે!

સુશીલા—મનમા સત્ય લાગ્યા છતા, અસત્ય પુરૂષો નાહક સ્ત્રીઓને સતાવે છે—બાળે છે. ખુશામત કરાવે છે.

સાગર—કેમકે તે જીવનનો પડદો છે.

સુશીલા—ને જાળવવાને છે—ફાડવાને નથી.

સાગર—પુરૂષ જગ્જાળી છે. તેને તો સ્ત્રીઓએ વ્હાલથી સંભાળી રાખવો જોઇએ કેમકે તે શીરછત્ર—છાયા છે.

સુશીલા—છાયાના નિયમે છાયા કરવી જોઇએ પોતાની તરીકે પાળવી જોઇએ.

સાગર—પુરૂષો કેટલીક વાતમા અદેખા છે. તેમાં ખાસ કરીને સ્ત્રીના સ્નેહ માટે વધારે ઝેરી હોય છે.

સુશીલા–પણ તે સાથે વહેમી અને નિષ્ઠુર હોય છે. તપાસ કર્યા વિના–વિશ્વાસ ખોઇ દે છે. સુખના અમૃત પ્રવાહમાં તરત ઝેર નાખી દે છે.

સાગર–તોપણ સ્ત્રીઓએ તે ઝેર બતાવીને પોતાના સંસારી પ્રવાહને નિર્મળ રાખવાની જરૂર છે. વેરને બદલે વેર લ્હેવું, તે કરતાં ઉપકાર કરીને દબાવવો, એ સુખી ને સરળ માર્ગ છે. તું ઉશ્કેરાઇ ગઇ છું. ગમે તેવો પણ પ્રવીણ ત્હારો આત્મા છે.

સુશીલા–એ દુષ્ટાત્માથી હું છુટી ભલી.

સાગર–કેમ છુટાશે? છુટવાનું હોત તો જોડાતજ નહિ.

સુશીલા–જીવ આપીશ તો?

સાગર–તો બીજા સાત જન્મ સુધી ભોગવવું પડશે.

સુશીલા–ત્યારે શું કાચી અગનીનો ડહામ લઇ દઝાયા કરૂં?

સાગર–તો શું તેનાથી છુટી પડીને કલંકમાં દબાયા કરવું?

સુશીલા–શું કાજળની કોટડીમાં કાળી થઇ પડી રહું!

સાગર–કાજળને ધોઇ નાખીને કુશળ સ્ત્રીએ ર્‌હેવું.

સુશીલા–ઝેરી પવનની ઝુંપડીમાં રીબાઇને મરવું પડશે.

સાગર–તો પણ અંતે તે ઝુંપડી મુક્તીદાતા થશે.

સુશીલા–વૈરયોગે મળેલાં પણ શું મુક્તિ આપશે?

સાગર–સંબંધ, સંસ્કારથી થાય છે. પછી વેર કે વસુલાત!

સુશીલા–કાં આ દ્વારા છુટાં પડવાનો જોગ ન હોય!

સાગર–તો પછી ઝેર ખાઇને શા માટે મરવું?

સુશીલા–બીજો ઉપાય ન હોય તો?

સાગર–પ્રભુપર વિશ્વાસ રાખવો.

સુશીલા–પ્રભુ પણ પાધરો ન હોય તો?

સાગર–તો કર્મ–પથના ચીલાપર ચાલવું.

સુશીલા—આંખે દેખાતું ના હોય તો!

સાગર—લાકડી લઇને રસ્તો સંભાળવો!

સુશીલા—ચાલવાને પગ ને ઝાલવાને હાથ છતાં મગજમાં ચક્કર આવતી હોય તો?

સાગર—થોડીવાર થોભવું, આકળા પડીને ન દોડવું.

સુશીલા—આ બધી ડાહી વાત મને નથી જોઇતી. બસ મ્હારે તો મ્હારા આગ્રહનો છેડો લાવવાનો છે.

સાગર—તો તે મ્હારે માન્ય નથી.

સુશીલા—શું તું મ્હારી ઇચ્છા પુરી નહિ કરે?

સાગર—કરૂં, પણ એક શરતે.

સુશીલા—મ્હારે તે કબુલ છે,

સાગર—ખા સોગન—ત્હારા પતિના ને પુત્રીના! આ કાળી કાળી રાત્રીના—જળ વાયુ અને આકાશના!

સુશીલા—પણ તેથી મ્હારી ઇચ્છા તૃપ્ત થશે?

સાગર—હા જરૂર, ને તે નહિ થાય તો હું કરીશ.

સુશીલા—કબુલ. પ્રભુ સોગનથી કબુલ.

સાગર—મ્હારા મ્હોમાંથી બોલ પડતાંજ કબુલ કરવાનો છે.

સુશીલા—ત્હારો મને ભરુસો છે.

સાગર—તો સાવિત્રીરૂપ લઇને સત્યવાન પતિને શરણ થા; તેના આત્મામા મળી જઇને પતિવ્રતા બની જા. પર પુરૂષને બાપ ગણીને સતી પ્રગટ થા

સુશીલા—હાય! શું મારૂં વૈર? ઓ પાપી સાગર! ત્હારાં મીઠાં ને વિશ્વાસુ વચનો તે આવડું નથી માનવાની.

સાગર—મગજથી ભમેલી સુશીલા! તું યાદ રાખજે કે ત્હારી ભ્રષ્ટ ઇચ્છાને શરણે કદી સાગર નથી થવાનો! આજે ત્હારી બુદ્ધિએ અગ્નિનું રૂપ પકડ્યું છે. હું તેમાં દઝાવા નથી માગતો!

સુશીલા—હુ જબરદસ્તીથી પકડીશ—છેવટે દઝાવીશ, બાળીશ·

સાગર—કામી પુરૂષ, નબળા પુરૂષને તે સમજાવજે, બ્હેન!

સુશીલા—ત્હારે મારો પ્રેમ પુરો કરવોજ પડશે સાગર? સાગર? તમારે ડાહી વાતો જવા દેવી—હુ કહુ તે કરવું!

સાગર—સતી સ્ત્રી? તમે ક્રોધનુ બલિદાન થઇને બીજાને બલિદાન દેવા ચાહો છો? પણ શાન્ત થાઓ. સૂર્ય ઝાંખો થાય છતા—કીરણમાથી અગ્નિ જતી નથી—તાપમા પાણી નાખીને શિતલ કરવા છતાં ધરતી તપેલી તરત શિતલ થતી નથી—સતને વૈભવ કે મોહ ચળી શકતો નથી. મનની દ્રઢતા, કઇ કામથી લોપાતી નથી—પથ્થરના ડુગરો કઇ ધોકાથી પડતાજ નથી—આકાશમાં ભારે મેહ ગડગડે કે વીજળી ચમકે—પણ તેથી નીડર વસ્તુને ડર હોતો નથી—લાખ ઉપાયે પણ અધમ, અવિચારી ને અધર્મી વસ્તુપર આ સાગર જવાનો નથી—તમે દુખી હશો—તો મદદ કરવા તૈયાર છુ, એક સાચી બહેનના ભાઇ દાખલ તમારે માટે મ્હારૂ માથું દેવા તૈયાર છુ. જો તમે અવળે રસ્તે જાઓ, તો અટકાવવાને મિત્રધર્મ બજાવવા તૈયાર છુ, પણ હુ પોતે તો કદીય ધર્મ ચુકવાનો નથી તે નથી!

સુશીલા—ત્યારે શું તમારૂં વચન મિથ્યા

સાગર—અધર્મ માગણીને વચન શા? તમે આવી માગણી કરશો તે નહિ કબુલ થાય, બ્હેન!

સુશીલા—હું જરૂર કબૂલ કરાવીશ—બળાત્કારે કરાવીશ!

સાગર—આ એકાન્ત છે. માટે બ ગલામા ચાલો, પછી વાત.

સુશીલા—બંગલામા કોઇ જુએ?

સાગર—તો અહી પેલો કોઇ હોડી વાળો જોતો હશે સાભળતો હશે. તેના મનમાં આપણા જેવાં કુલીન માટે શુ વિચાર આવશે?

સુશીલા-તે બ્હેરો છે રાને પણ થોડુંજ દેખે છે.

સાગર-તો તેનો બાપ જોતો હશે.

સુશીલા-તેનો બાપ વળી કયો ! વાહ, તમે ઠીક તાલ લગાડી ધેટાને વરૂની વાત બતાવી !

સાગર-તેનો બાપ પરમેશ્વર, જે અંધારે પણ જોઈ શકે છે મનની વાત જાણી શકે છે.

સુશીલા-ભલે, પણ મ્હારે તમને મ્હારા કરવા છે

સાગર-કદી નહિ બને. આકાશ પાતાળ એક થાય તો પણ નહિ.

સુશીલા-વારૂ, માત્ર મ્હારા મનની શાન્તિ માટે એક ચુંબન ?

સાગર-શું ! પાપમાં નાખનારી આ અધમ માગણી કરતાં સુશીલા ? તમારે સંકોચાવું જોઈએ.

સુશીલા-તમારે હવે જલદીથી! આ તમારી ચાહનારીને ભેટવું જોઈએ નીકર હું બળાત્કારે ભેટીશ ( ભેટવા જાય છે. )

સાગર-( ઉશ્કેરાઈને ) તો સતી તે પહેલાં હું, સાગરના બાળ સાગરને ભેટીશ !-( એકદમ દરિયામાં પડે છે )

(ટબલો) સુશીલા પકડવા જતાં તે પણ પડે છે. પ્રવીણ ચમકી જોઈ રહે છે.

આ પ્રસંગ પુરો થાય, તેટલામાં મહાર બેભાન થઈ ગયા; અને નાટક નાટકને ઠેકાણે રહ્યો, પણ પ્રસંગની માઠી અસરથી આ કોમળ તરૂણીએ પોતાના જીવનનો અસહકાર કર્યો.

તરતજ ડોકટરને બોલાવ્યો, અને મહારની સારવાર શરૂ કરી.

વાંચનાર ? અભાગી પુરૂષોના દુર્ભાગ્યમાં કદી પણ રત્ન રહી શકતાંજ નથી. કદાચ કોઇ રૂણાનુબંધે આવી મળે છે, તો તે પુરૂં સુખ પામતાં નથી-ઝળકીને કદને શોભાવી શકતાંજ નથી; તે કાં તો પેટારો જુએ છે, યા ઘર ઘર ભટકીને અવતાર પુરો કરે છે. સુમન પણ તેવોજ કર્મવાદી લાગે છે, અને મદાર પણ તેવીજ જન્મ દુઃખિ છે.

આ ઉપપાત્રો પોતાનાં ભાવી ભલે ભોગવે; આપણે વાર્તાની નાયિકા સહચરી તરફ નજર કરીએ, ને તેના સુખવાસી સંસારનો વિનોદ લઇએ.

**ભાગ ચોથો-સમાપ્ત.**

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા ન. ૨૮.

# સહચરી

અથવા

# સ્નેહ-ઘેલી સુંદરી.

## ભાગ પાંચમો.

सरसि नलिनीपत्रेणापि त्वमावृतविग्रहा
नन सहचरी दूरं मत्वा विरौपि समुत्सुक ॥
विक्रमोर्वशीय, अंक ४

"નિજ સહચરી ઢંકાયલી સરોજ તણા દળે;
સરવર વિષે જાણી છેટી સમુત્સુક તુ રડે!"

## પ્રકરણ ૧ લું.

### સખીઓનો સંવાદ.

"સખી શરદ પુનમની રાત આ રઢીયાળીરે,
સૌ સખિઓ મળી સંગાથ. હસે હરિયાળીરે—"

"સુભાગી દમ્પતીયોનાં સુખવારી સહવાસનો પરિત્યાગ કરાવનારી સખીયોને શ્રાપ પડશે નહિ કે?" કુમુદા સખી બોલી.

"કુંજ વનની ક્રીડા તો સખીઓ પાસેથીજ શીખાય છે. -સહચરી હજી નવીન પથમા પ્રવેશ કરે છે, તે અજ્ઞાત યૌવના છે. તેણે હજી શૈય્યા-સેવનનો વૈભવ ભોગવ્યો નથી. પ્રથમ પાઠ શીખે છે. એ ઉતાવળી નાયિકા વિભાવરી બની ગઇ છે. તેમને આ ઉજ્વળ રાત્રીનુ સખી રમણ ભાવતુ નથી. તેમને તો ભગીરથ પ્રયત્ન પ્રત્યે મોહ લાગ્યો છે જવા દો, પેલી શકુન્તલાની સહચરીએ રાજા દુષ્યન્તને માટે કહેલું, કે

"જાવા દે સખી જાવા દે ને
દિવસ થયા બહુ અહી આવ્યાને,
અત. પુરના સુખ સેવ્યાને;
પુર્ણ સખી થાવા દેને-જાવા દે!"

"પણ અહીં તો શકુન્તલાની વિરહાવસ્થાને। કક્કો લખાય છે, બા!"

"તે માટે રામચન્દ્રની અવસ્થા તપાસીયે!

चन्द्रश्चन्द्र करायते मधुगति वातोपि वज्रायते—
माल्यशुचिकुलायते मलयजो ले पुष्प लिगायते.
रात्रि पुरप शतायते विधिवशात् प्राणोभि भारायते
साहत. प्रमदा वियोग समये सहार कारायते.

"વિરહીની દશા સાથે મ્હારે શુ?" સહચરી બોલી"

"ત્હારે એટલુંજ કે, બા! શરદના શિતલ કીરણો તમને વજ્ર જેવા લાગે છે. સ્વામી સાંભરે છે!"

"એમ? ત્યારે તે મારી એકલીનેજ કે?

"હા જ તો-જેને રસનો નવો ઘુંટ પીવો હોય,' તેનેજ અધીરાઇ હોય'"

"ત્યારે શું અમૃતરસ પીતાં કોઇ ધરાયું છે?" "છેક ગળા સુધી રસ આવી જાય, તે કેટલો પીયે?"

"વાહ, ત્યારે તો હુ રજા લઉ છુ!"

"એમ તે જવાય, કે? રાસ પુરો કરીએ!"

સઘળી સખીઓએ રાસ પુરો કર્યો—ને આનન્દે છુટા પડયા! સખી-સમ્વાદ પુર્ણ થયો. બીજે દિવસે સહચરીનુ સભાપણ સાંભળવા આતુરતા બતાવતા છુટા પડયા.

વાચનાર? સહચરીનો વિવાહ, ભગીરથ સાથે મેળવેલો, એ પ્રસગ પ્રથમ આવી ગયો છે તેમનુ લગ્ન કઇ બહુ ધામ ધૂમથી થયુ નહિ. કેમકે મધુરીપર ધન-સજોગે આફત વરસાવેલી, અને માતા ભગીરથી પણ વિદેહ કૈવલ્ય થયલા હતા—બન્ને પુત્રો અને ભાઇ તો વિલાયતમાજ હતા, એટલે તેણે માત્ર વિધીસર બનારસમાજ જઇને લગ્ન કરી આપ્યુ હતું.

ભગીરથ હવે પાઠશાળાનો પડિત થયો હતો. પિતાની રહેણી કરણી પર અભાવ હતો. અસુખી સસારમા, વ્યર્થ જીવન ગાળતા પિતાને માટે તેમનુ દીલ દુખાતુ હતુ, પણ વૃથા યત્ન કરવા તે ચાહતો ન હતો. તે પોતાની નાજુક સ્થિતીમા સુખી હતો સહચરી જેવી સુશીલ અને સતોષી સુદરીના સ્નેહમા તે મસ્ત રહેતો હતો; તેજ રીતે સહચરીએ પણ બનારસના વિદ્વાન સ્રીમડળમા બહુજ સુવાસ મેળવ્યો હતો.

સહચરીએ એક નાજુક સભાપણ આપ્યુ હતુ, ને તે સૌને ગમ્યું હતું.

---

# પ્રકરણ ૨ જું.



## સહચરીનું સંભાષણ.

"માત્ર ડોળ ધાલુ દેખાવ કરીને, સભામાં હાજરી આપનારી ફેશનેબલ બાનુઓ કરતા વિદ્યાવિલાસિની અને ગુણગ્રાહક સાદી સુંદરીઓ, સંસારને વધુ પોષક છે."

આપણી કથા નાયિકા સહચરીએ પોતાની સગુણી માતા મધુરી કને, સંસાર, વ્યવહાર તેમજ સાહિત્યનું સારૂ જ્ઞાન સંપાદન કર્યુ હતું. તેમનામા વિવેક બૂધ્ધિએ ઉચ્ચ સહવાસ કર્યો હતો. વિચારની શ્રેણી ઉમદા હતી—ગુણીયલ ભરથારની આજ્ઞાંકિત સ્ત્રીએ બહુ સારી છાપ પાડી હતી ને તે જાણીને મધુરી આનંદ પામતી હતી. ભગીરથ પણ સુખી થયો હતો.

સહચરીના ભાષણમાં સ્ત્રીયોનુ ટોળું ભરાઇ ગયુ હતું. મીઠી સુંદરીની વાણી સાભળવા સર્વે આતુર હતા. તેણે ભાષણ શરૂ કર્યું.

" साध्वी शीलवती दयावसुमती दाक्षिण्यलज्जावती ।
तन्वी पाप पराङमूखी स्मितवती मुग्धा प्रियालापिनी ॥
देव ब्राम्हण गुरु सज्जन रता यस्यास्ति भार्या गृहे ।
तस्यार्थागम काममोक्ष फलदा. कुर्वन्ती पुण्य प्रिया ॥

"જે પુરૂષના ઘરમાં સ્ત્રી પતિવ્રત્તા, શીલવતી, દયારૂપી ધનવાળી, ડહાપણ ભરેલી, લજ્જાવાળી, પાપથી દુર રહેનારી, સ્મિતભર્યા મુખવાળી, સૌંદર્યવતિ, મંજુલ પ્રીય ભાષીણી, દેવ, બ્રાહ્મણ, કુટુમ્બીઓ, વિદ્વાન, સજ્જન મનુષ્યો પર પ્રીતી રાખનારી હોય છે તે પુરૂષના ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરૂષાર્થ એ પુણ્યવતી પ્રિયાનાથી ફલવત્તા છે."

### દોહરો.

તુચ્છ વાત વિજ્ઞાનની, તુચ્છ સ્વર્ગ કૈલાસ;
વિશ્વ સમૃદ્ધિ તુચ્છ છે, પતિ પ્રેમની પાસ.

સતી અને પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સિવાય, અને પતિના હૃદયના અલૌકિક પ્રેમ સિવાય આ લોકના કે પર લોકના કોઇ પણ સુખને ઇચ્છતી નથી. સતી સ્ત્રીના નિર્મળ હૃદયમાંથી અનિવાર્ય પ્રેમનો ઝરો સદન્તરને માટે વહ્યા કરે છે, અને તેથી સતી સ્ત્રીને પતિ ગમે તેવો આધિ ઉપાધિને વ્યાધિ યુક્ત હોવા છતાં પણ તે પ્રેમાળ પતિવ્રતા પત્નિના હૃદયમાથી વહેતા પ્રેમામૃતના ઝરામાં સ્નાન કરી સર્વ ઉપાધિ મુક્ત, સુખીઓ અને અમ્મર થાય છે. ગમે તેવા કષ્ટમાં, કટા કટીના પ્રસંગમાં, શારિરીક કે માનસિક અનેક આપત્તિઓ ને વિપત્તિઓમાં પણ સતીના હૃદયનો પ્રેમ પોતાના પતિના પ્રતિ કદી ન્યુનતાને ધારતો નથી. પણ ઉલટો શુદ્ધ થયેલા સુવર્ણની માફક, પાણી ચડાવેલા મોતીની માફક, કાદવમાંથી ધોયેલા કોહીનુરની માફક વધારે ચળકાટથી ને ગ્રીષ્મ રૂતુમાના સમુદ્રની માફક વધારે ઉત્સાહને ધારણ કરે છે.

સતી સ્ત્રીઓનો પતિ પ્રતિ પ્રેમ કોઇ પણ બાહ્ય વિભુતિઓને લઇને હોતો નથી, પણ તેઓના આત્મલગ્ન હોઇ માત્ર આત્મા પ્રતિ જ હોય છે. સંસારી સુખની દષ્ય થતી બાહ્ય વિભુતિઓ નાશવંત છે, દેહ નાશવંત છે, અને તેથી તે સઘળા ઉપર મોહથી ઉત્પન્ન થયેલો પ્રેમ પણ મૃગજળની જેમ મિથ્યા છે, વિજળીના જેવો અસ્થિર ને જળમા પ્રગટતા બુદ્બુદની માફક ક્ષણીક ને નાશવંત છે આત્મા અમ્મર છે ને સંસારીક ઉપાધિઓથી ને મિથ્યા મોહમયી વિષયી કમળોથી મુક્ત છે. સચ્ચિદાનંદરૂપ છે પરમાત્માનુ પ્રતિબિંબ છે. સતી સ્ત્રીઓનો પ્રેમ પ્રભુ રૂપ આત્મ પ્રતિ નિર્મળ અચળ ને સુદ્દઢ છે. મિથ્યામાયીક પ્રપંચોથી હમ્મેશા મુક્ત હોઈ મુક્તિનુ સ્થાન છે. સ્નેહ,

સંપ, આનંદ ને સુખનુ સ્થાન હોઇ સ્વર્ગીય સુખથી શ્રેષ્ઠ ને અમ્મર છે. આ લોકને પર લોકે તેનો નાશ કદીએ સંભવતો નથી. સતી સ્ત્રીઓ પોતાના પતિને તેની રાજ્ય લક્ષ્મી કે તેના વિલાસ વૈભવને લઇને ચાહતી નથી. તેમજ તેના શારિરીક સૌંદર્યને મોહથી ઇચ્છતી નથી સ્વભાવથી સુશીલ ને હૃદયની પ્રેમાળ સતી સ્ત્રીના હૃદયનો પ્રેમ તો કાંઇ ચમત્કારીક દૈવી વસ્તુ છે એમ કહીશુ તોએ ચાલે તેમ છે. પતિના આત્મ સૌદર્યથી મોહ પામે છે, આકર્ષાય છે ને આત્મ સદ્દગુણોની સૌદર્યની પાછળ ભ્રમરની માફક ભમતી ફરે છે. પ્રભુએ નિર્માણ કરેલા અને અગ્નિ, દેવ, ગુરૂ, અને વડીલોની સમક્ષ જેનો હસ્ત ગ્રેહણ કરેલા, તેનાજ આત્મ શરિરમાં તે સર્વ સદ્દગુણોનો નિવાસ નિરખે છે, છેવટ પતિએજ પ્રભુ ગણી મોક્ષ અને મુક્તિનુ સ્થાન પણ પતિને ગણે છે. પતિ પ્રતિનો પ્રેમથી વેચાણ થયેલી સતી સ્ત્રીઓનાં હૃદય શરિરો ઘણાંજ કોમળ હોઇ, પાપી પ્રતિ કઠોર હોઇ પ્રેમના દિવ્ય ઝરણાં વહેવડાવવાને માટે હીમગીરીના જેવા અડગ ને ઘણાં પરોપકારી છે. તેમનો નિશ્ચય ઉચ્ચ અને દૃઢ હોઇ પ્રેમનુ સ્વરૂપ પણ સ્વભાવાનુસાર સ્થિરતા, દૃઢતા, નિર્મળતાને ધારણ કરે છે. પ્રેમના પ્રબળ વેગથી વહેતા ઝરાને અટકાવી શકવાને કોણ સમર્થ થાય? સગાં, કુટુમ્બીઓ, સ્નેહિઓ, સમ્બધીઓ સર્વ કોઇના વિરૂદ્ધ થઇને પણ તે આત્મબળથી ને પોતાનાં દૃઢ પ્રેમથી ને પૂર્ણ સતીત્વથી પ્રેમ લગ્નથી વરવામાં વિજયી થાય છે. રાજા મહારાજાઓના રાજ મંદિરો માંહેલા રાજ વૈભવ અને અનેક રંગ વિલાસની વસ્તુ ને સુખના સાધનો તજી દેવાં પડે છે. કુસુમની કુમળી શૈયાએથી ઉતરી કાંટાની શૈયાએ શયન કરવુ પડે છે. ધર્મ, અર્થ, કામ, અને

મોક્ષ એ સર્વ સ્વાર્થો તજી દઇને ઉગ્ર તપ તપવુ પડે છે. કથાઓ, વાર્તાઓ, પુરાણો, ગાથાઓ, ઇતિહાસો, નાટકો ને પ્રત્યક્ષ એમાંથી એવાં ઘણાએ દૃષ્ટાન્તો મળી આવે છે કે જેમાં એક પવિત્ર પ્રેમની ખાતર ઘણા કષ્ટ સહન કરી, ઘણા સ્વાર્થને ભોગ આપીને એક કંગાલ ભીખારીના પ્રેમમા પડે છે. રાજમહેલ અને તેના વિલાસ વૈભવને ત્યાગ કરી તૃણની શૈયાને અને ઝુંપડીને વધારે પસંદ કરે છે. આ વાત આપણા મન હૃદયમાં વધારે દૃઢ કરવાને માટે અને આપણે તેમાથી કંઇ પણ સદ્ગુણ મેળવી શકીએ માટે જોઇતા દૃષ્ટાન્તો માત્ર કલ્પિત નવલકથાઓ શિવાય પણ સત્યતા ધરાવતા પ્રાચીન સતી સ્ત્રીઓના ઇતિહાસીક જીવનચરિત્રોમાંથી મળી આવે છે. અને એવા અતિ ઉત્તમ ચરિત્રોનું મનન કરવાથી, પતિવ્રતા સાધ્વી સ્ત્રીઓના દૃઢતા ભર્યા ઉચ્ચત્તમ આચાર વિચારોનુ, ઉચ્ચ શ્રીમાન સ્થીતિમાથી એકદમ રંકતા પ્રાપ્ત કરી જંગલમા મંગલ કરતી, ઉગ્ર તપ તપતી તપસીઓના તેમનુ, તેઓના નિર્મળ અખંડિત પતિવ્રત્તનુ તેમ જ તે ત્યાગ પ્રેમની મૂર્તિમની દેવીઓ જેવી સતી સ્ત્રીઓના ઉત્તમ સતીપણાનુ જ્યારે આપણને ભાન થાય છે ત્યારે સાનંદાશ્ચર્યમા તેઓના પવિત્ર નામને, તેઓને તેવુ સામર્થ્ય આપનાર પ્રભુને અને તેઓના જન્મ અને પોષણદાતા માતપિતાને ધન્યવાદ દેતાં દેતાં તે સતી સ્ત્રીઓની ચરણરજ મસ્તકે ધરીને તેઓના પવિત્ર પુન્યશાળી ઉદાત્ત આત્માને નમન કરીએ છીએ. સતી પાર્વતીએ શંકર પ્રતિ પોતાના પ્રેમની ખાતર રાજાધિરાજો તજીને જટાજુટ ને ભસ્મથી છવાયેલા સ્મશાનવાસી ભિક્ષુકને વાસ્તે માતાપિતાની આજ્ઞાની ઉપર થઇને પોતે એક સમર્થ રાજાની એકની એક કન્યા હોવા છતા વિલાસ, વૈભવ, અને વસ્તી એ સર્વને ત્યાગ

કરીને ભયકર અરણ્યનાં વાસી થયાં. અને ઉગ્ર તપશ્ચર્યા કરીને અનેક અપમાન ને કષ્ટ સહન કરીને શકરને પતિ તરીકે મેળવ્યા.

પતિ પરના જ અનહદ પ્રેમને લઇને રાજ વૈભવને સર્વસ્વ સુખનો ત્યાગ કરીને કિંચિત પણ ઉદ્વેગ કે ગ્લાનીને ધર્યા વિના વલ્કલ વસ્ત્રો પરિધાન કરીને પતિ સાથે બાર વર્ષ પર્યન્ત ભયકર અરણ્યવાસ સ્વિકાર્યો, પિતા કે શ્વસુરની અનેક રાજ વિભુતિઓમાં જેનું મન જરાએ મોહ પામ્યુ નહિ એવી મહા સતી સીતાએ માત્ર કનકકચુકીનો આડો લઇને રામચદ્રની આજ્ઞાનુ ઉલધન કર્યુ ને તે પાપના ફળ રૂપે મહા બલિષ્ટ રાજા રાવણ સતીને હરી ગયો રાવણે અનેક યુક્તિ પ્રયુક્તિથી સીતાને વશ કરવાના ઉપાય યોજયા માડયા છતાં પણ સતી શુ પોતાના સતિત્વથી ચળે? ન ચળે. ખરે? રાવણ પ્રભુત્વથી પૂર્ણ એવી ' કોઇ પણ વિભુતિઓથી નહિ અજાતા તૃણની શૈયા, રામ, પચવટિ પર્ણકુટિને ભૂલી ગયા નહિ. રામનુ જ રટન કરતાં સતી પર ગૃહમા ને પર હસ્તમા ને પરજનોથી વિટાએલા હોવા છતા પણ પોતાના દૃઢ નિશ્ચયથી અને અપૂર્વ આત્મબળથી પાતીવ્રત્ય જાળવી શક્યા હતા. પતીવ્રતા સતીના દૃઢ નિશ્ચયને કોણ ફેરવી શકવાને સમર્થ છે? તેઓનુ સતીત્વ કોણ ખડિત કરી શકે તેમ છે? સાક્ષાત પ્રભુ પણ તે સામર્થ્યથી હિણ છે. રાવણને મારીને રામે સીતાના અંગની પરીક્ષા કરી શુદ્ધ સતિત્વની સર્વની ખાતરી થતાં સીતાને ગ્રહણ કર્યા, અને અયોધ્યા ગયા પછી પુન: પાછા સગર્ભા સીતાનો ત્યાગ કરીને લક્ષ્મણની સાથે અરણ્યમાં મોકલ્યાં. આ કાર્ય હૃદયને કંપારી છુટે તેવુ હતુ. તથાપી પણ સતીના હૃદયમાં પતિના પ્રતિ યત્કિચીત ક્રોધ કે અભાવ ઉદ્ભવવા પામ્યો નહી, પણ ઉલટી રીતે પતિની ચિતાએ હૃદયમાં ઘર કર્યું

છે. એવી ઉચ્ચ અને ઉદાર હૃદયવાળી સહન કરવાવાળી અને સ્નેહ ધરવાવાળી, પવિત્ર જગતપાવની દેવીના પવિત્ર ઉદાત્ત આત્માને કે તેના અમ્મર પવિત્ર પ્રાત. સ્મરણીય નામને આર્યાવૃત્તનાં કયાં પાષાણ જેવા હૃદયનાં સ્ત્રી પુરૂષનુ માથુ નહિ નમે? આધુનિક સ્ત્રીઓમાં શુ આ ખામી નથી? તેમને મળતી આધુનિક કેળવણીથી શું તેઓ કોઇ પણ રીતે ઉચ્ચ ગુણો મેળવી શકે છે? હું હિમ્મતથી ના કહુ છુ.

પતિની જ રમ્ય મૂર્તિનુ ચિતવન કરતી અને પતિના જ ગુણોનુ ગાન કરતી, અરણ્યમાં પણ હમ્મેશા રાજપતિની ચિંતા કરતી મહા કષ્ટ વેઠી વનની અન્દર સુશીલ રાજરાણી પરઆશરે રાજકુળ તીલક લવ અને કુશને ઉછેરીને તે નિર્દય સ્વામિના હસ્તમાં મુકીને પૃથ્વીમા સમાસ કરે છે. સતી સ્ત્રીઓનો પતિના પ્રની પ્રેમ કેવો અચળ અને દ્રઢ હોય છે. તેવીજ રીતે સતી સાવીત્રીએ અનેક રાજકુમારોને નિરખ્યા, તેઓના રાજ વૈભવ, તેઓની સત્તા, તેઓની શુરવીરતા ને સૌંદર્યતા વિગેરે સહિત અઢળક રાજ્ય લક્ષ્મી નિરખી પણ સઘળુએ વ્યર્થ. તેનો પવિત્ર, ઉચ્ચ અને દ્દઢ પ્રેમ કોઇ પણ એવી બાહ્ય સમૃદ્ધિ ઉપર મોહ્યો નહિ. પણ પર્ણકુટીમા રહેનાર રંક વૈભવના સર્વ સામર્થ્યહિન સત્યવાન ઉપર મોહ્યો નિર્ધન માનરહિત પદભ્રષ્ટ અધ રાજાનો યુવાન પુત્ર જટાયુક્ત રૂષીના વેષમા વલકલથી ઢકાયેલો કોદાળી અને કમંડળ લઇને આશ્રમની અન્દર કામ કરતો ને અધ માતાપતાની શુશ્રુસા કરતો જોયો. અને સાવિત્રીને મોહ લાગ્યો. માતાપતા અને પ્રધાન ને સ્વજન મંડળે વાર્યા છતાં ને નારદ રૂષીએ ક્ષણીક આયુષ્ય બતાવ્યુ તદપી પણ સતીનો નિશ્ચય ચળ્યો નહિ ને દ્દઢ પ્રેમ પાછો વળ્યો નહિ.

સતીના પ્રેમને શાની પરવા છે? તેને તો પોતાના જેવું જે શુદ્ધ સાત્વીક પ્રેમાળ હૃદયને તે હૃદય મંદીરના નિવાસી સુન્દર પવિત્ર

પુન્યશાળી આત્માની પરવા છે. સુશીલ વિચારવત સતી સ્રીઓ લૌકિક દ્દષ્ટિની બહાર હોઇને વિલાસ વૈભવની બાહ્ય સમૃદ્ધિઓને તુચ્છ ગણીને પાર લૌકિક સદ્દગુણમયી આત્મિક સમૃદ્ધિ ઉપર વધારે ને વધારે મોહ પામે છે. સતીને પોતાના સતીત્વબળથી શું અપ્રાપ્તવ્ય છે? અર્થાત પ્રભુએ તેના દાસ છે. સતી સાવિત્રી એકની એક રાજપુત્રી હોઇને અનેક વૈભવ લાડમાં ઉછરેલી હોવા છતાં વલકલ વસ્રોને ધારણ કરીને અરણ્યવાસી થઇ પિતાની આપેલી સમૃદ્ધિ પાછી વાળી તૃણની શૈયા ઉપર સુતી આશ્રમનુ હલકામાં હલકુ કામ પણ કરતી ને તે વડીલોની સેવામાં દાસીની માફક તત્પર રહેતી. શું આ સતીના પ્રેમની ઓછી દ્દટતા ને પરિક્ષા છે? સાવિત્રીના પ્રેમાળ હ્રદયની દ્દટતા, પતીનાં કુટુબીઓ પ્રતિ વત્સલતા, આત્મભોગની ઔદર્યતાને સૌજન્યતાની અવધી હતી ભારત વર્ષમા ગૃહે ગૃહે આવી પ્રાતઃ સ્મરણીય પવિત્ર રમણીઓ કયારે દિપશે? પરમાત્મા અમારી તે ઇચ્છા પૂર્ણ કરો. તે વિના ભારતનો ઉદય અમારે મન અસભવિત છે

વૈદર્ભ દેશના રાજાની પુત્રી દમયતી પોતાના સ્વયવર વખતે દેવાધીદેવોને મુકીને માત્ર પોતાના પ્રેમના બળેથી નળ રાજાને પરણી હતી, દેવોની અન્દર બેઠેલા એક સ્વરૂપી નળને ઓળખી ન શકવાથી સતીએ પ્રાર્થના કરી હતી કે "હે પરમાત્મા! જો હુ હજી સત્યનીતિથી સ્ખલીત ન થઇ હોઉ અને જો નળ ઉપર મારી દ્દટ પ્રીતિ હોય તો નળ મને પ્રત્યક્ષ થાઓ." સત્ય નીતિને હમ્મેશાં પ્રભુ સહાય છે. પરમાત્મા પ્રસન્ન થયા માયા અદ્દશ્ય થઇ અને દેવોના અધર આધર પાસે પૃથ્વી ઉપર નળ તાદ્દશ્ય થયો. સતી પોતાના સતીત્વ બળથી ઇચ્છીત પતિને પામી અને સત્યથી પ્રસન્ન થયેલા દેવો નળદમયતીને વરદાન આપીને વિદાય થયા. સસારમાં સુખ દુ:ખના તડકા છાયા વારાફરતી આવે જાય છે અને તે જ સમયે

ઇશ્વર મનુષ્યની પરિક્ષા કરે છે. નળ રાજા ધુત રમ્યો અને તેમાં સમૃદ્ધિ હારી ગયો. સતીસહ માત્ર એક એક વસ્ત્ર પરિધાન કરીને અરણ્ય વાસ કર્યો. કળીથી ભ્રમીત મનના થયેલાં નળે મચ્છ ચોર્યાનો આરોપ દમયતીને માથે મુકયો તેનાં પ્રતિ ઘણાં દુષ્ટ વાકયો વધો. ક્રોધિત થયેલા નળે તેથી પણ વધારે ક્રૂરતા કરી અને મહા વિકટ અરણ્યમાં અર્ધ વસ્ત્રભર સતીનો ત્યાગ કરીને દેવો સમક્ષ લીધેલી લગ્ન પ્રતિજ્ઞાઓ ભગ કરી દમયતી વનમાં પતિના નામનો પુકાર કરતી રાત્રી દિવસ ઝળી તદપી પણ પતિનો દોષ હૃદયમાં ચસ્યો નહિ. પણ પતિ પ્રતિ પ્રેમ બેવડો વધ્યો અને જગત જનોને નિહાળવાનો પ્રસગ મળ્યો.

દમયતી રખડતી રખડતી માસીને ઘેર દાસી થઇને રહી, ત્યાં પણ તેને માથે હાર ચોર્યાની ચોરી આવી. શી ઇશ્વર લીલા ! સતીએ પ્રભુની સ્તુતિ કરી, પ્રભુએ સહાય કરી. સતીએ શ્રાપ દેવા માંડયો, શ્રાપના ભયથી કળીયુગ નાઠો અને લાકડાનો મોર ફાટયો ને હાર નીચે પડયો દમયનીની શોધ તેના પીતા દેશોદેશ કરાવતા હતા. સુદેવ ને દમયતી મળ્યા ને પીતાને ઘેર આવી. પિતાને ઘેર આવી દમયતીએ ચારે કોર નળની શોધ અર્થે બ્રાહ્મણો મોકલ્યા ને રૂતુપર્ણના સારથી બાહુકને માટે વહેમ પડતાં દમયંતીનો ફરી સ્વયવર છે એમ આમત્રણ દઇને નળ પરિક્ષા કરી. બાહુકના વેષમાં છુપાયેલો નળ પણ દમયતીથી છાનો રહી શકયો નહિ નળ દમયતી અતે મળ્યા. ને તે પ્રસિદ્ધિમા મુકાણી. રૂતુપર્ણ રાજા લજ્જા પામી પાછો ફર્યો ને નળરાજા પુનઃ રાજ્ય સપાદન કરી સતીની સાથે આ લોકને પરલોક બન્ને સુધારી અમાપ સુખ ભોગવ્યું. શું ? આજે કેટ સ્ત્રીઓમા ધૈર્ય, શાન્તી, ને માનસિક બળ આવા ઉત્તમ હોય [illegible] સભવ છે. ? તેઓનો પ્રેમ શું આવો પવિત્ર, નિર્મળ, દઢ ને [illegible] છે હૃદયની ઘણીજ ઉડી દીલગીરીભરી લાગણીથી કહેવું પડે છે કે નહીં.

હજી આર્ય મહિલાઓની કેળવણી અપૂર્ણ છે. તેઓના હૃદયને મન અદ્દઢ છે, ને સ્વાર્થથી પરિપૂર્ણ છે. પ્રભુ તેમને જ્ઞાનથી ઉજાળી નાખી કોમળતા, ઉદારતા, ને પવિત્રતાના પાણીથી પલાળી નાખો. સત્ય, નીતિ, દયા, ધર્મ, અને પવિત્રતાની પોષક માડીઓ તે માત્ર ઉચ્ચ આર્ય દેશની પુજ્ય આર્ય મહિલાઓજ છે. પ્રભુ ! તેમને તેમના પ્રાચિન મહત્વ સપુ-ર્ણપણે પ્રાપ્ત કરાવે એવી અમારી નમ્રપણે પ્રાર્થના છે ભારત વર્ષમા પોતાની કીર્તિ અમ્મર મુકી ગયેલીઓને આ નાશવત દેહથી મર્ણને પ્રાપ્ત થયેલી છતા પણ કિર્તિરૂપી શરિરથી અમ્મર થઇ ગયેલી મહાસતીઓના અમ્મર ચારિત્રથી કઇ આર્યાના કણ, હૃદય, શરિરને ચારિત્ર પાવન થઇ જડઆત્મા જાગૃત નહિ થાય? સતી સ્ત્રીઓના ચારીત્રો પૃથ્વી ઉપર અમ્મર છે અને તે આપણે માટે છે, આર્ય મહિલાઓ, તમે તે પૂર્વની ઉચ્ચતમ આર્યાઓનુ અનુકરણ કરો દયા એજ આપણું હૃદય છે. પવિત્રતા એજ આપણુ પોષણ છે. સતીત્વ એજ આપણો શણગાર છે. ઉદારતા ને આત્મભોગ એજ આપણુ કર્તવ્ય છે સહન કરીને શાન્તી રાખવી એજ આપણે શીખવાનુ છે. સત્ય, નીતી, એજ આપણુ જીવન છે. આપણુ જીવન આપણે માટે નથી પણ તે પરોપકાર રૂપ હોઇ પરને માટે છે. પતી અને પતીના આત્મજનો અર્થે આપણે જીવીયે છીએ. આપણે જ્ઞાન સપાદન કરી તેની કિમ્મત સમજવી જોઇએ અને સદ્વિચારથી તેનો સદુપયોગ કરવો જોઇએ.

સતી શીરોમણી રાણકદેવી અને જસ્માઓડણના નામથી આર્ય દેશમા કોણ અજાણ્યુ છે? સતી રાણકદેવી એક રાજાની પુત્રી હતી, તથાપિ ભાગ્યબળે એક રંક કુભારને ત્યા ઉછરી તેનુ રત્ન થઇ હતી. જુનાગઢના રાયખેંગારની સાથે તે પરણેલી હતી સતી પ્રેમ લગ્ન વરેલી હતી અને પતીપત્નિ દૈવી પ્રેમ ધરાવતા હતાં.

સિધ્ધરાજને રાણકદેવીને વરવાનો વિચાર હતો. તેના સૌંદર્ય ઉપર મોહ્યો હતો. પણ પોતાનો સંકલ્પ પાર પડે તે પહેલા તો રાયખેંગાર તેને પરણી ગયો રજપુતનું લોહી ઉકળ્યુ અને તેનું મહાવેર લેવાનુ નકિ કર્યું સિધ્ધરાજે સોરઠને ઘેરો ઘાલ્યો અને બાર વર્ષ પર્યન્ત દારૂણ સંગ્રામ બન્ને વચ્ચે ચાલ્યો. અન્તે થાકીને સિધ્ધરાજ ગુજરાત તરફ પાછા ફરવાની તૈયારીમા હતો ત્યા ઘર ફુટયુ. રાખેંગારના ભાણેજ સિધ્ધરાજને જઇ મળ્યા ને દગો કર્યો. અડધી રાત્રે સગ્રામ થયો. રાણકદેવીના પડખામાથી ઉઠી છેલ્લું આલીગન આપી રજા માગી, ધૈર્ય આપી, રાખેંગાર વિના બખ્તર ને વિના સાજે બારીએથી કુદી પડયોને પ્રાત.કાળ થતામા તેનો અમૂલ્ય આત્મા સતીને શત્રુના હસ્તમા સોપીને સ્વર્ગમા ઇશ્વરની સમક્ષ ઉભો રહ્યો. રાણકદેવી સિધ્ધરાજના હસ્તમા પડી, સિધ્ધરાજ ને સૌંદર્યવંતી મુગ્ધ લલનાના મોહથી અધ થયો હતો, અનેક રાજવૈભવને બીજા અનેક સ્વર્ગિય સુખોની લાલચો બતાવી પણ તે વ્યર્થ ગઇ. સતીનુ મન કશાથી પીગળ્યું નહિ. રાણકદેવી જો પોતાનુ અમૂલ્ય પાતિવ્રત્ત ભગ કરે તો તેના પુત્ર રાજા થાય-સુખી ને સમૃધ્ધવાળા થાય. નહિ તો તેની દ્રષ્ટિ સમીપે તે નિર્દોષ બાળકોને મારી નાખવાનુ ઠરાવવામાં આવ્યુ. સતી રાણકદેવી ને સાંભળીને જરાયે ધ્રુજી કે ડગી નહિ. શા માટે ધ્રુજે? સો પુત્રો કરતા એ સતીને પોતાનુ પતિવ્રત્ત પ્યારૂ હોય છે ને અખૂટ સમૃધ્ધિ કરતા એ પોતાનુ શિયળ વધારે કિમ્મતી ગણે છે. રાણકદેવી સતી હતી ને તેનુ હૃદય ઉચ્ચ હતુ ને તેનો પ્રેમ પવિત્ર ને દૃઢ હતો માણેરા જેવા સો પુત્રોને નિર્દય રીતે તેને દ્રષ્ટિ સમીપે મારી નાખવામા આવે તોયે સતી સતથી ચળે તેવી નહોતી. સિધ્ધરાજે ક્રૂરતાની અવધી કરી. રાણકદેવીના બન્ને કુમળા બાળોને

તેની દ્રષ્ટિ સમીપેજ મારી નાખવામાં આવ્યા. કેવું મહા પાપ! કેવો જુલમી દેખાવ! બ્હેનો? મારી માફક તમે પણ અહિંઆ થોડાં અશ્રુ પાડો ને સતીના આત્મબળની સ્તુતી કરો. અન્તે રાણકદેવી વઢવાણના ભોગાવા તેપર સતી થવા પતીનુ શબ લઇ આવી. તેને પુર્ણ સતીત્વ ચડયુ હતું. સિધ્ધરાજે તેના પતીનુ શબ તેને સ્વાધિન કર્યું. સતીનુ સત જોવાને સિદ્ધરાજે અગ્નિ આપ્યો નહિ અને ગામના લોકોને પણ મના કરી. સતીએ ગામને શ્રાપ દીધો કે "લોકો દયા અને વિવેક હીણુ છે માટે ભોગાવો જળહીન રહેશે" સોરઠીઆણીનુ સત્ત જોવાને કરોડો મનુષ્યોનો મેળો થયો હતો. સતીએ સતીત્વ બળથી અગ્નિ પ્રગટ કર્યો ને પતીના શબ સાથે ચીતામાં પ્રવેશ કર્યો. જય અંબેના ઘોષ વચ્ચે સતીની ચીતા સળગી ઉઠી, સિદ્ધરાજને અપાર પશ્ચાત્તાપ થયો અને અપરાધની ક્ષમા માગી. સતીએ ક્ષમા આપી પણ પોતાના નિર્દોષ બાળકોના પ્રાણ લેવા માટે શ્રાપ આપ્યો કે તારો શ જશે ને તારો શત્રુ તારી ગાદીનો ભોકતા થશે. ક્ષમા દેવી ક્ષમા. િદ્ધરાજ બોલ્યો પણ સતીને કર્ણ પ્રિય થયુ નહિ. માત્ર જય અંબે, જય અંબેના ગગને અથડાતા ઘોષ વચ્ચે રાણકદેવીનો દેહ પતીના દેહ સાથે રાખનો ઢગલો થઇ પચત્વને પામ્યો, અને તેનો પવિત્ર આત્મા પોતાના પતીના આત્મા સહ પરમાત્મામાં જઇ મળ્યો. રાણકદેવી આ નશ્વર સૃષ્ટિ ઉપર તેનાં ઉત્તમ સદગુણથી પરિપૂર્ણ ઉત્તમ ચરિત્રથી અમ્મર કિર્તિ સપાદન કરી ક્ષર રૂપે હજી અમ્મર થઇને રહેલ છે. રાણકદેવી! પવિત્ર દેવી, મહા સતી, તારા સદગુણો ચદન કસ્તુરી અને બરાસની માફક બ્હેકી રહ્યા હતા અને હજી પણ તેની સૌગંધિ અમારી આસપાસ પ્રસરી રહેલી છે અને અમારી ઘ્રાણ નાસિકાને તે આનદ આપે છે. અને અમારા જડ આત્માને ઉન્નતને ઉદ્દાત્ત કરે છે. વઢવાણના પવિત્ર ભોગાવાના કિનારે તુ સતી થઇ, દેવી? તારી

રેત પણ અમારે વંદન કરવાને લાયક છે. તારી દેરી કે જે તારા સ્મારક ચિન્હરૂપે હજી પણ ત્યા મોજુદ છે. મારાં નિર્માલ્ય નેત્રે તે પવિત્ર સ્થળના દર્શન કરીને પોતાના આત્માને કૃતાર્થ માન્યો હતો. મહા સતી તને હજારોવાર વંદન છે. આર્ય મહિલાઓના પવિત્ર પ્રેમાળને ભોળા પણ અજ્ઞાનતાથી અધમતાને પામેલા હૃદયોમાં જળાહળતી જ્ઞાનની જ્યોતિ પ્રગટી, તારા સદ્‌ગુણોનું તારી કિર્તિનુ અને તારા પવિત્ર આત્મતેજનુ ક્યારે આવાહન થશે? આધુનિક અબળાઓનું શીથીલ નૈતિકબળ ક્યારે દ્રઢતાને ધારશે? આર્ય અબળાઓ સતીત્વ સાચવવા સબળાઓ થઇને ઘુમતી અમારી દ્રષ્ટિએ ક્યારે પડશે? પહેરવા ઓઢવાને ખાવાની નહિ જેવી વાતો માટે પતી અને સમ્બધીઓથી કલેષ કરતી ને દુનીઆના વૈભવ વિલાસને વિષયમાજ મોક્ષ માનનારી આર્ય સ્ત્રીઓ ઉચ્ચત્તમ શ્રેષ્ઠ માનસિક-બળને પ્રાપ્ત કરી તેવી અધોગતિનુ નિરાકરણ ક્યારે કરશે? અમને આ ભવિષ્ય પ્રશ્નોને ઉત્તર આપો અને શુભ આશિષ આપો, કે જેથી આગળ વધવાને સમર્થ થઇ શકીએ.

સ્ત્રી રત્ન જસ્મા ઓડણની દંત કથા ગુજરાતના ભાગ્યેજ કોઇ સ્ત્રી કે પુરૂષથી અજાણી હશે ગુર્જર નૃપાધિપ મહારાજા સિધ્ધ રાજે પાટણ પાસે સહસ્ત્રલીંગ સરોવર બાંધવાની શરૂઆત કરી અને તે ખોદવાને વાસ્તે માળવેથી અનેક ઓડ તથા ઓડણોને બોલાવવામા આવ્યા હતા. ઓડ જાતીમા જસ્મા અને તેનો પતી મુખ્ય આગેવાન હતા. જસ્મા અપ્રતિમ સૌંદર્ય ધરાવતી મુગ્ધ લાવણ્યમયી સ્વાર્ગિય દેવાગના જેવી રૂપવતી રંભાની પ્રતી મૂર્ત્તિ જેવી હતી. સિધ્ધરાજ હમેશા કામ જોવાને વાસ્તે આવતો અને તે જસ્માનાં સૌંદર્યથી મોહ પામ્યો. રાજ મહેલમાં શોભે તેવૃ રત્ન આમ ધુળમાં ટકાતુ રાજાને રૂચ્યું નહિ. રાજાએ જસ્માને

પોતાની પટરાણી કરવાને ઇચ્છયુ. પોતે તેના દાસની માફક છે અને ગુજરાતની રાણી થવા કહ્યુ. આ શુ જસ્માનુ ઓછુ ભાગ્ય ? પણ સતીને મન આ ભાગ્ય નહિ પણ હિણભાગ્ય લાગ્યું. જસ્માએ રાજાને ઘણોએ વાર્યો પણ તેમણે માન્યુ નહિ. મોહીત થયેલા રાજાએ સતીને લલચાવવાને ગુર્જરપતીનો રાજવૈભવયુક્તગૃહસુખને પગની ઠોકે ઉછળતી લક્ષ્મીના વિલાસ વૈભવ વિગેરે અનેક લાલચો આપી પણ નિરર્થક. સતીનુ મન કશાથીએ લોભ્યુ નહિ પતી પ્રેમ શીવાય આ લોકમા એવી કઇ વસ્તુ છે કે જેથી સતીનુ મન રીઝે અર્થાત પતી પ્રેમ જે શીયલ વૃત્ત શીવાય છેજ નહિ. અનેક યુક્તિ પ્રયુક્તિને શામદામ, ને ભેદથી સમજાવ્યા છતા પણ નિસ્ફળ થયેલો ગુર્જરપતી હમ્મેશા જસ્માના દર્શન કરતો ને મનથી નવી નવી યોજનાઓ યોજતો. તળાવનુ કાર્ય સપુર્ણ થતા સર્વ ઓડોનો રજા આપવામા આવી પણ જસ્માને રોકવામા આવી. વખતે નાશી જાય માટે મજુરીનું ધન પણ આપ્યુ નહિ. રાજાના હૃદયનુ પાપ સતી કળી ગઇ ને પતીને સમજાવી સર્વ ઓડોની સાથે રાત્રે નાસી છુટયાં. આ વાતની રાજાને ખબર થતા ઘણા મનુષ્યોના સૈન્ય સહ પાછળ પડયો ને પાદરમાજ જસ્માને પકડી પાડી. રાજાને જોઇ, પુત્ર પતિના હસ્તમાં આપી અન્ય સાહ્ય ન નિરખતા જસ્માએ કટાર કાઢી પોતાના પેટમા મારીને જળ હળતા સતિત્વપૂર્ણ પવિત્ર જીવનનો અત આણ્યો. સતીનો પવિત્ર પુન્યશાળી આત્મા આ દુનિયામાં પોતાની અમ્મર ક્રિર્તિના અમ્મર ગાન ગવાતા મૂકીને પરમાત્મામા લીન થઇ ગયો. અને અન્તે સિદ્ધરાજ પશ્ચાત્તાપથી પરિપૂર્ણ હૃદયે સતીનાં સતીત્વનું સત્કીર્તિન કરતો પુન: પાટણમાં આવ્યો. જસ્મા, જસ્મા, ઓ પતિ વૃત્તની પ્રતિમા જેવી, સતી સ્ત્રીઓનાં શણગાર રૂપ, સાધ્વીઓની સુગધરૂપ, જે આર્ય અબળાઓનાં અલંકાર જેવી તુ ઓડણ હલકી અવિદ્યામય જ્ઞાતીમાં

જન્મી, પણ જેમ સમુદ્રના કાદવમાંથી અમૂલ્ય રત્ન મળી આવે છે તેમ તું પણ હતી. ધન્ય છે તારી જન્મ દેનારી જનનીને કે જેના ઉદાર ઉદરે તને પોષણ આપ્યું છે. સતી! સિધ્ધરાજ જેવા સૌંદર્ય વાલા, શુરવીર, સત્તા અને સદ્ગુણ વિભુશીત ગુર્જર પતીના રાજ વૈભવ રંગ વિલાસ એ સર્વેને તુચ્છ ગણ્યાં તે શા માટે! તારા પતીવૃત્તના પ્રભાવે, તારા સતીત્વની સાચી ટેકે, સતીને પતિ પ્રેમની જળ હળતી જ્યોતિ શીવાય અન્ય શેની પરવા હોય છે? આ ઉપરથી દુનીઆને જે દેખાય છે કે પ્રેમ એ જગતથી પર વસ્તુ છે. જ્યાં સત્ય, નિર્મળ, પવિત્ર ને દૃઢ પ્રેમ હોય છે ત્યાં આ વિશ્વ ને વિશ્વ સમૃધ્ધિના વૈભવોની કિમ્મત નથી પ્રેમને પ્રેમની માત્ર કિમ્મત્ત છે. પ્રેમ પ્રેમને માત્ર ચાહ્ય છે. લૈલા અને મજનુંનની માફક પ્રેમનેજ લેખે છે તે શીવાય દુનીઆની અખુટ લાલચો તેને તુચ્છ છે. પ્રેમ એજ તેને સ્વર્ગ ને મોક્ષ છે. આપણે અવલોકી ગયા એ સતીઓ જો કે સદ્વિદ્યાયુક્ત હતી તોપણ તે મ્હોટી વિદ્વાન નહોતીઓ, તેમજ કોઈ નવલ *કથાકાર કે મહા કવિ નહોતી સાયન્ટીસ્ટ કે મ્હોટી હુન્નર બાજ નહોતી. દેશ વિદેષની ભાષાઓમા પારગત નહોતી નવિ ફેશનને અનુસરી ચિત્ર વીચીત્ર રંગના વસ્ત્ર પરિધાન કરી જાણતી નહોતી. ફેસનમાં સમજતી નહોતી છતાં એ સાધ્વી સ્ત્રીઓ આર્યવૃત્તમા અમ્મર થઇ ગઇઓ છે. ને તેમનાં કિર્તિ કુસુમોની સુગધી હજી સુધી આ જગતમાં દિન દિન અધિકતાને ધારણ કરતી અમર થઇને ઉજ્જવળપણે શોભી રહી છે. પ્રાચીન સતીઓનાં જેવો પતીપ્રેમ, તેઓના જેવી દૃઢતા, ને તેઓના જેવા શીલ સદ્ગુણને ધારણ કરતી ભારતની રમણીઓ થાય એવી ઇચ્છા છે સતીને પોતાના પતિ પ્રતી પ્રેમ હોય છે. 'ચોમાસાની સપૂર્ણ વેગભરી સરિતાને જેમ રોકી

શકાતી નથી, તેમ સતીના હૃદયમાં રહેલાં પતિ પ્રતિના પ્રેમ વેગને પણ રોકી શકાતો નથી. આધુનિક સ્ત્રીઓ પોતે ગમે તેટલી વિદ્યાકળા સાૈદર્ય ને લક્ષ્મી સયુકત હોય પણ જ્યાં સુધી તેઓ પ્રાચીનકાળની સદ્દગુણશીલ સપન્ન સાધ્વી સતી સ્ત્રીઓની પ્રણાલીકાઓ દ્દઢ પતીપ્રેમ, પુર્ણ સતીત્વ, અખડીત શિયલ વૃત્ત. ને કાયા વાચા, ને મનસાએ કરીને પવિત્ર દયાયુકત પતિવૃત્તને ધારણ કરતી નથી ત્યા સુધી તેનુ સઘળું સામર્થ્ય વ્યર્થ છે. આધુનીક સ્ત્રીઓનુ જ્ઞાન હજી ઘણે અશે અપૂર્ણ છે તે જ્યારે આપણે પ્રાચીન કથા વાર્તા ઇતીહાસને પુરાણો માંહેલા સતી સ્ત્રીઓના ઉચ્ચતમ ગુણ યુકત આશ્ચર્ય પમાડતા ચારિત્રો વાંચીએ છીએ ત્યારે જણાઇ આવે છે અને તુરતજ આપણા હૃદયમા જે આપણે વાસ્તે અને કેળવણી પામેલી આર્ય ભાગિનીએ વાસ્તે ગર્વ હોય છે તે ઉતરી જઇને આપણા અનેક દોષો આપણને તાદૃષ્ય થાય છે, આધુનીક સ્ત્રીઓને હસી કાઢવાનુ સાહસ કરે છે. પણ તે તેમની ભૂલની પરપરા છે કારણ આધુનિક સ્ત્રીઓના મન હૃદય તુકાને સ્વાર્થિ છે. અુધ્ધ ને શકિતહીન, અદ્દઢ ને અસ્વસ્થ છે. નીતિ ધર્મની-કેળવણીથી તેઓ વિમૂખ છે. માટેજ તેઓ સત્ય રહસ્યને શોધી શકવાને અસમથ નિવડે છે. દરેક સ્ત્રીઓની અવસ્ય ફરજ છે કે તેઓએ અપવિત્ર દોષોથી દુર રહેવુ જોઇએ કારણ ભવિષ્યના સ્ત્રી પુરૂષોની તેઓ માતાઓ છે બાળકનાં હિદોળાની દોરી તેઓને હાથ છે. ગૃહરાજ્યની રાણીને પ્રજાની પાલક પોપક છે. બાળકોની પહેલી નિશાળ તે તેની માતા અને ગૃહ છે. પુરૂષોના ચારિત્રનો આધાર પણ સ્ત્રીઓની ઉપરજ આધાર રાખે છે. માટે હમ્મેશા સ્ત્રીઓ તો ઉત્તમ ગુણયુકત ચારિત્રવાળી હોવીજ જોઇએ, સદ્દગુણી સ્ત્રીથી મર્મ પતીનો સસાર પણ સફળ નિવડે છે.

સ્નેહ અને સમ્બધિજનોમા સંપને સ્નેહ વધી ગૃહ રાજ્ય સુખ-શાન્તિમય સ્વર્ગ થાય છે એથી ઉલટી રીતે સ્ત્રીત્વથી હીન નીચ બુધ્ધિની અજ્ઞાન સ્ત્રી મળવાથી સગા સ્નેહિઓમા કલેષને દ્વેષ વધી કુસપનું બીજ રોપાય છે ને ગૃહ રાજ્ય તે અનેકપાપની-પેટી રૂપે નર્કસ્થાન નિવડે છે. પુરૂષોનું ડહાપણ બહાર છે. સ્ત્રીઓનું ગૃહની અન્દર છે માટે સદ્‍ગુણી સ્ત્રી વિનાનો ગૃહ સસાર સુખી નીવડી શકતો નથી. માટે સસારને શ્રૃષ્ટિનો આધાર તે પ્રકૃતિ રૂપ સ્ત્રીઓ ઉપર છે માટેજ સ્ત્રીઓ અનેક સદ્‍ગુણો યુકત ઉત્તમ ચારિત્રવાળી હોવી જોઇએ. આધુનિક સ્ત્રીઓનો મોટો ભાગ અક્ષર જ્ઞાન પ્રાપ્ત થતાં ઉધ્ધત્તને ઉછૃખલ બની જઇ પતી અને મુરબ્બીઓની અવજ્ઞા કરે છે. ગૃહ રાજ્યનુ અધિકારપણુ પ્રાપ્ત થતાં અનેક આશ્રીત સ્વજનોને જાણ્યે, કાયાએ, વાચાએ, અને મનસાયે કરીને દુ:ખી કરે છે. ગૃહની અન્દર મહા કલેશ ને કંકાસ તેમ જ બીજી અનેક ખટપટો ઉભી કરે છે પોતે અહં પદને ધારણ કરી ગર્વથી અધ થયેલી હોય છે. દુનીયાને પણ પોતાથી બુધ્ધિહીણને તૃણવત લેખે છે, ઇશ્વરની બ્હીક હોતી નથી તો મનુષ્યોની તો કયાંથી હોય? આ સર્વ તેમની સપુર્ણ અજ્ઞાનતાનુ પરિણામ છે. કારણ જ્યા સુધી સપૂર્ણ જ્ઞાન મનુષ્યોને પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તે ગર્વથી અધ હોઇને અનેક દુષ્કૃત્યો કરી બેસે છે. માટે જ્ઞાન એ જ જીવનદીપ અને દૈવી ચક્ષુ છે. જ્ઞાન વિના સારાસારનો વિચાર મનુષ્યને પ્રાપ્ત થતો નથી.

विद्याविहीननर.पशू-મનુષ્યને પશુપણાથી મુકત કરી સંપૂર્ણ મનુષ્ય કરનાર તે વિદ્યાને જ્ઞાનજ છે. અને તે સર્વનાં સુફળ રૂપે શીયળવતી સાધ્વી સ્ત્રી પતી પ્રેમને મોક્ષને મુકિત માને છે. સતી સ્ત્રીઓનાં હૃદય મદીરમાંના પ્રેમ સીંહાસન ઉપર પતીની

પ્રેમ મુર્તિનુ પ્રતિષ્ટાન કરેલુ હોય છે, પતી એજ દેવ છે. સતી સ્ત્રી પોતાની કાયીક, શારિરીક. ને માનસિક સઘળી શક્તિઓથી હૃદયેશ્વર પતિનાજ પુજનને યજન કરે છે. સતી સ્ત્રીઓનો પ્રેમ સ્વર્ગિય છે, અગમ્ય છે, અકથ્ય છે, અલૌકિક છે, અવર્ણનિય છે, અખડ જ્યોતિમય દૈવી છે. આ લોકને પરલોકને યશસ્વી કરનાર છે.

શ્લોક.

पतिही देवो नारीणा पति र्बन्धु पति र्गति. ।
पत्यु र्गति समा नास्ति दैवत्त ना यथा पति ॥

પ્રભો ? હે શરણાગતના રક્ષક, પાલકપોષક સમર્થ પિતુ, ભારત ભુમીના સણગારરૂપ રમણીય રામાઓ ભારતના ગૃહે ગૃહે પ્રાચિન સતીઓના જેવુ અલૌકિક સતીત્વને પ્રગટાવી શિયળ સપૂર્ણ પતિ પ્રેમની જળહળતી જ્યોતિના અવર્ણનીય અખડીત તેજથી પુન ઉજ્જાળી નાખો.

પ્રમુખે આ બ્હેનના વિચારો વાણી અને વિજ્ઞાનના વખાણ કર્યાં. અને તેમનું ભાષણ "વિહત્રી" બ્હેનદ્વારા "વસત" મા પ્રકટ કરાવ્યુ.

સહચરીનો સસાર આ વિજ્ઞાનથી કેટલો મહત્તાવાળો થયો હશે, તેની કલ્પના સામાન્યજ થઇ શકશે'

વાચનાર? હવે આપણે આ કથાના અતીમ ભાગ પુર્ણ થઇ ગયો છે. સહચરીનાં સુખ અને શાન્તિનો ભવ-પ્રવાસ ચાલુ થઇ ગયો છે ભગીરથ, પાઠશાળાનો અધ્યક્ષ બનેલો છે. અને તે દેશ-સેવાનાં કામમા પણ મથન કરી રહેલો છે. સંસારથી સતૃપ્ત થયો છે. તેમના ભવ્ય વ્યવહારમાં જે કઇ બોધરૂપ બન્યું, તે જાણીને કથા સમાપ્ત કરીશું; અને "ઘેલી" ચાર કથાની ઉપનામને વધાવીને આનન્દ પામીશુ.





( ૮ ) દમ્પતીનું પ્રેમ । જીવન-સહચરી ને ભગીરથ ( ૨૪૮ )

# પ્રકરણ ૩ જું.



## પાપ નિવારણ! પશ્ચાતાપ!!

સહચરી હવે પોતાના સસારની રાગી બની ગઇ; માતા મધુરી હવે નવજીવનની અવધીના દ્વારપર પહોંચી! સસાર-વ્યવહારના અનેક આડાં-અવળા કષ્ટોની ખાડી ઉલ્લઘીને અતે સ્વસ્થ થઇ; દુઃખ પછી સુખ, તેમ મધુરીની વૃદ્ધાવસ્થા બહુજ સુખમય બની ગઇ. પોતાનો પુત્ર અને બન્ધુ, બન્ને, સીવ્હીલ સરવીસની પરિક્ષામાં પાસ થયાં, ને તેમને બન્નેને અયોધ્યા પ્રાંતમાંજ સરકારી નોકરી મળી! રાજ્યભક્ત પોપણ છતા, દેશકાળની સ્થિતિનું ભાન ભૂલ્યા નહિ! તેમનો પ્રયત્ન યશસ્વી નીવડયો. અને આ પ્રભાવે, મધુરીએ હવે કાયમનો નિવાસ કાશીમાજ રાખ્યો!

આહા! અહીયા તેમને ગુણવતીનો ભેટો થઇ ગયો. વાચનાર જાણતા હશે, કે નીલમ-માણેકનુ એક ઉપપાત્ર જે "**સન્તતિ**" ના ત્રીજા-ચોથા ભાગમા પ્રવાસે ચડેલ છે, ને દુધ-સાકરમાં મળ્યુ, આ કથા, બીજા ગ્રથમાં વાચીશુ! માત્ર પશ્ચાતાપના અગારામાં દઝાતી, અભાગી મદારિકા તરફ દયા દષ્ટિ કરીએ.

મદારનુ જીવન કેવળ અસુખી નીવડયુ, તેનુ કારણ તેણે મરણ પથારીએ કરેલા પશ્ચાતાપથી સમજાય છે.

પિતાની લાડકી, અને પાછળથી માતા વિનાની અનાધાર તથા સ્વતત્ર બનવાથી, તે સ્વચ્છદી બની ગઇ! કોઇનો ડર નહિ, વ્યવહારનુ ભાન નહિ, કેળવણીની નવા જમાનામાં નકલ કરવા જતા, ખોટા સુધારાના પવનમા ઉડી, ને અતે પ્રેમની ધૂન, કામના ધુમામા મળી જવાથી સદગુણી સ્ત્રી ધર્મના અપવાદમા આવી,

આખરે ન લગ્નનો કરાર પળાયો, કે ના પુનર્લગ્નથી પલોટાઇ ગઇ ! ! ભ્રમિત મનની ભામિનીએ આખરે લગ્ન કર્યું ના કર્યું, છેવટે રીબાઇ, પશ્ચાતાપ કરીને, પોતાની ભૂલ માની પ્રભુના ચરણમા પહોચી ! મરતી વખતે બોલી કે,

"કોઇ પણ કન્યા અનાધાર રહી, સ્વચ્છંદપણે વર્તશે, તે અપવાદી જીવન ગાળી આ અધોગતીએ પહોચશે !"

અફસોસ ! મદારના ગુજરવા પછી એકાદ માસમા આપણો નાયક સુમન પણ તેની સાથેજ ગયો !

ભગીરથ એક રીતે નિવૃત્ત થયો, અને પતિના વારસાની દરકાર વિના, ભાગ્યવતી સહચરીનાં શુભ પગલાથી શાન્તિના મદિરમા સુખમય જીવન ગુજારવા લાગ્યો. દમ્પતી સુખી થયા !

વાચનાર ! આ ચાર 'ઘેલી" ની કથાનો તને જે જે રસ ભાવે, તે ગ્રહણ કરીને તમારા જીવનને સુખી બનાવજે—અસ્તુ —



## કિન્ડરગાર્ટન–ફ્રૉબેલની વીસ બક્ષિસો
( પ્રાઇસ–લીસ્ટ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ પહેલી | બક્ષિસ | (૭ રંગના ઊનના દડા) | બોક્સ | ૩ | ૨– ૦ |
| ૨ બીજી | ,, | (લાકડાના ગોળો ઘન ઇ.) | ,, | ૩ | ૧– ૮ |
| ૩ ત્રીજી | ,, | (ઘનના આઠ કકડા) | ,, | ,, | ૦–૧૦ |
| ૪ ચોથી | ,, | (ઇટાકારના ,, | ,, | ,, | ૦–૧૦ |
| ૫ પાંચમી | ,, | (આખા કાપેલા ઘન) | ,, | ,, | ૧– ૨ |
| B | ,, | (ઘન–નળાકાર–બીલ્ડીંગ | ,, | ,, | ૧– ૮ |
| ૬ છઠી | ,, | (ઇટાકાર કાપેલા) | ,, | ,, | ૧– ૨ |
| ૭ સાતમી | ,, | (પાંચ જાતના કાર્ડ બોર્ડ) ૩ ૨–૪ રંગીન વુડન | | | ૭– ૮ |
| ૮ આઠમી | ,, | (સળીયો) | ,, | ,, | ૧– ૮ |
| ૯ નવમી | ,, | (કડીઓ) | ,, | ,, | ૧–૧૨ |
| ૧૦ ડ્રોઇંગ | ,, | (ચિત્રો પેન સહિત) | ,, | ,, | ૨– ૪ |
| ૧૧ એમ્બ્રોયડરીંગ (ભરતકામ) | | | કાર્ડ | ,, | ૧–૧૨ |
| ૧૨ સોઇંગ અને પીકીંગ | | | | ,, | ૧– ૮ |
| ૧૩ પેપર ફોલ્ડીંગ | | | બોક્સ | ,, | ૩– ૪ |
| ૧૪ પેપર કટીંગ | | | ,, | ,, | ૩– ૪ |
| ૧૫ પેપર વીવીંગ (સાદડી ગુંથવાનું) | | | ,, | ,, | ૨– ૪ |
| ૧૫ સ્ટીક્સ લેઇંગ | | | ,, | ,, | ૨–૧૪ |
| ૧૬ મેઝર (ફુટ પટ્ટી) | | | ,, | ,, | ૦– ૬ |
| ૧૭ પેપર સેઇંગ | | | ,, | ,, | ૧– ૮ |
| ૧૯ કોર્ક વર્ક્સ | | | ,, | ,, | ૨– ૪ |
| ૨૦ ક્લે મોડલીંગ (માટીના આકારો ઇ.) | | | | ,, | ૫– ૪ |
| H રંગીન (૭ રંગના) ઘનનું બોક્સ | | | | ,, | ૧– ૦ |
| B ૬ બક્ષિસનું એકજ | | | ,, | ,, | ૧૦– ૦ |
| C દસ બક્ષિસનું ,, | | | ,, | ,, | ૧૨– ૦ |
| D વીસ બક્ષિસનું ,, | | | ,, | ,, | ૪૦– ૦ |

☞ જથાબંધ સામટા સામાન પર કમીશન મળશે

## બાળ કેળવણીનું સાહિત્ય.

| | | |
|---|---|---|
| ૧ મુળાક્ષરો (પદ વાક્ય) શીખવવાનું બોક્સ | ૩ | ૧—૦ |
| ૨ મુળ ભાગ (સચિત્ર) પહેલી ચોપડી દરેક | | ૦—૩ |
| ૩ આંક અક્ષર શીખવવાનું મણકાનું બોક્સ | રૂ. ૧—૨ થી | ૨—૧૨ |
| ૪ હિસાબ શીખવવાની મણકાની ઘોડી | ૩ ૧-૧૦ થી | ૮—૮ |
| ૫ કિન્ડરગાર્ટન બક્ષિસ ૧ થી ૨૦ | | ૫૦—૦ |
| ૬ સ્લેટો પથ્થરની આંકેલી-ડબલ માટી | ૩—૪ થી | ૪—૪ |
| ૭ સ્લેટો કાર્ડ બોર્ડની આંકેલી | ૦-૧૦ થી | ૧—૮ |
| ૮ સ્લેટો કાર્ડ બોર્ડની મોટી ઘોડી સાથે | . | ૩—૮ |
| ૯ ચિત્રો (સ્લેટ-કાગળ) પર પાડવાના બોક્સ (સચિત્ર) | ... | ૧—૪ |
| ૧૦ ,, (રંગ પેનથી) પાડવાના બોક્સ | ,, ... | ૧—૮ |
| ૧૧ ,, (મોડેલથી) પાડવાના બોક્સ | ,, . | ૩—૬ |
| ૧૨ ચિત્ર બુકો (૭ રંગો સાથે) તરેહવાર | ૦-૧૨ થી | ૨—૮ |
| ૧૩ રંગાકારનાં બોક્સો (ફીગર લેઇંગ) | ૧—૩ થી | ૩—૮ |
| ૧૪ ચિત્રો ગોઠવવાના પઝલ બોક્સો ૦-૧૨થી | ૧-૧૨ થી | ૩—૮ |
| ૧૫ બીલ્ડીંગ બોક્સ (નમુના સાથે) | ૦-૧૨ થી | ૩—૪ |
| ૧૬ પશુ-પક્ષીઓના કાર્ડ-પેકેટ (૮) દરેકના | | ૧—૮ |
| ૧૭ મીકેનીકલ એનીમલ્સ નં ૧ થી ૮ દરેકના | | ૨—૬ |
| ૧૮ A B C લેટર પીસીસ | ૦-૧૨ થી | ૩-૧૨ |
| ૧૯ ,, વર્ડ બીલ્ડીંગ (ઘોડી સાથે) | | ૧-૧૨ |
| ૨૦ ,, પિક્ચર બોક્સ અને બ્લોક્સ | ૧—૮ થી | ૬—૮ |
| ૨૧ ,, સચિત્ર બુકસો તરેહવાર | ૦—૪ થી | ૨—૮ |
| ૨૨ કિન્ડર ગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી (સચિત્ર બોક્સ એકના | | ૧૦—૦ |
| ૨૩ કિન્ડર ગાર્ટન ગુજરાતી ગ્રંથમાળા . | ... | ૪—૦ |
| ૨૪ ભરત ચિત્રનાં બોક્સ .. . | ૦-૧૨ થી | ૩—૪ |
| ૨૫ દુનિયાના સિક્કા (વાવટા સાથે) કાર્ડ દરેકના | | ૦—૪ |
| ૨૬ મ્યુઝીકલ ટમ્બેલ્સ-દરેકના .. | | ૦—૮ |
| ૨૭ કિન્ડરગાર્ટન ગાઇડ-રંગીન ચિત્રો સાથે (ઇંગ્લીશ) | | ૮-૧૨ |
| ૨૮ ઇંગ્લીશ ઓબજેક્ટ લેસન પીક્ચર્સ-ચાર્ટ .. | | ૨—૪ |
| ૨૯ પ્રાણીવર્ણનનો મોટો નકશો (૫૨) હિંદી ચિત્રોનો (ગુજ-હિંદી) | | ૪—૦ |
| ૩૦ પેરેડાઇઝ ઓફ ચાઇલ્ડહુડ (કિં બક્ષિસો) . | | ૮-૧૨ |

# કિન્ડરગાર્ટન-ફ્રોબેલની વીસ બક્ષિસો.

( પ્રાઇસ-લીસ્ટ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ પહેલી | બક્ષિસ | (૭ રંગના ઉનના દડા) | બોકસ | ૩ | ૨–૦ |
| ૨ બીજી | ,, | (લાકડાનો ગોળો ઘન ઇ) | , | ૩ | ૧–૮ |
| ૩ ત્રીજી | ,, | (ઘનના આઠ કકડા) | ,, | ,, | ૦–૧૦ |
| ૪ ચોથી | ,, | (ઇંટાકારના ,, | , | ,, | ૦–૧૦ |
| ૫ પાંચમી | ,, | (આખા કાપેલા ઘન) | ,, | ,, | ૧–૭ |
| B | , | (ઘન-નળાકાર-બીલ્ડીંગ | , | ,, | ૧–૮ |
| ૬ છઠી | . | (ઇંટાકાર કાપેલા) | ,, | ,, | ૧–૨ |
| ૭ સાતમી | ,, | (પાંચ જાતના કાર્ડ બોર્ડ) | ૩ | ૨–૬ રંગીનલુડન | ૭–૮ |
| ૮ આઠમી | ,, | (સળીયો) | ,, | ,, | ૧–૮ |
| ૯ નવમી | ,, | (કડીઓ) | ,, | ,, | ૧–૧૨ |
| ૧૦ ડ્રોઇંગ | ,, | (ચિત્રો પેન સહિત) | ,, | , | ૨–૬ |
| ૧૧ ઇમ્બ્રોઇડરીંગ (ભરતકામ) | | | કાર્ડ | ,, | ૧–૧૨ |
| ૧૨ સીવીંગ અને પીકીંગ | | | | ,, | ૨–૮ |
| ૧૩ પેપર ફોલ્ડીંગ | | | બોકસ | ,, | ૩–૬ |
| ૧૪ પેપર કટીંગ | | | ,, | , | ૩–૪ |
| ૧૫ પેપર વીવીંગ (સાદડી ગુંથવાનું) | | | , | ,, | ૨–૬ |
| ૧૫ સ્ટીકસ પ્લેઇંગ | | . | . | ,, | ૨–૧૬ |
| ૧૬ મેઝર (ફુટ પટ્ટી) | | . | . | ,, | ૦–૬ |
| ૧૭ પેપર સ્લેટીંગ | | . | . | ,, | ૧–૮ |
| ૧૯ કાર્ડ વર્કસ | | . | | ,, | ૨–૬ |
| ૨૦ ક્લે મોડલીંગ (માટીના આકારો ઇ) | | | | ,, | ૫–૬ |
| H રંગીન (૭ રંગના) ઘનનું બોકસ | | | . | ,, | ૧–૦ |
| B ૬ બક્ષિસનું એકજ | | ,, | . | ,, | ૧૦–૦ |
| C દસ બક્ષિસનું ,, | | ,, | | ,, | ૧૨–૦ |
| D વીસ બક્ષિસનું ,, | | ,, | . | , | ૪૦–૦ |

☞ જથાબંધ સામટા સામાન પર કમીશન મળશે.

## બાળ કેળવણીનું સાહિત્ય.

| | | | |
|---|---|---|---|
| ૧ | મુળાક્ષરો (૫૬ વાક્ય) શીખવવાનું બોક્સ | ૩ | ૧—૦ |
| ૨ | મુળ ભાગ (સચિત્ર) પહેલી ચોપડી દરેક | | ૦—૩ |
| ૩ | આંક અક્ષર શીખવાનુ મણકાનુ બોક્સ રૂ. | ૧—૨ થી | ૨—૧૨ |
| ૪ | હિસાબ શીખવાની મણકાની ઘોડી ૩ | ૧—૧૦ થી | ૮—૮ |
| ૫ | કિન્ડરગાર્ટન બક્ષિસ ૧ થી ૨૦ | | ૫૦—૦ |
| ૬ | સ્લેટો પથ્થરની આકેલી-ડબલ માટી | ૩—૪ થી | ૪—૪ |
| ૭ | સ્લેટો કાર્ડ બોર્ડની આકેલી | ૦—૧૦ થી | ૧—૮ |
| ૮ | સ્લેટો કાર્ડ બોર્ડની મોટી ઘોડી સાથે . | . | ૩—૮ |
| ૯ | ચિત્રો (સ્લેટ-કાગળ) પર પાડવાનાં બોક્સ (સચિત્ર) ... | | ૧—૪ |
| ૧૦ | ,, (રંગ પેનથી) પાડવાના બોક્સ , | ... | ૧—૮ |
| ૧૧ | ,, (મોડેલથી) પાડવાના બોક્સ ,, | ... | ૩—૬ |
| ૧૨ | ચિત્ર બુકો (૭ રંગો સાથે) તરેહવાર | ૦—૧૨ થી | ૨—૮ |
| ૧૩ | રંગવાનાના બોક્સો (ફીંગર લેઇંગ) | ૧—૩ થી | ૩—૮ |
| ૧૪ | ચિત્રો ગોઠવવાના પઝલ બોક્સો ૦—૧૨થી | ૧—૧૨ થી | ૩—૮ |
| ૧૫ | બીલ્ડીંગ બોક્સ (નમુના સાથે) | ૦—૧૨ થી | ૩—૪ |
| ૧૬ | પશુ-પખીઓના કાર્ડ-પેકેટ (૪) દરેકના | | ૧—૮ |
| ૧૭ | મીકેનીકલ એનીમલ્સ નં ૧ થી ૮ દરેકના | | ૨—૪ |
| ૧૮ | A B. C લેટર પીસીસ | ૦—૧૨ થી | ૩—૧૨ |
| ૧૯ | ,, વર્ડ બીલ્ડીંગ (ઘોડી સાથે) | | ૧—૧૨ |
| ૨૦ | ,, પિક્ચર બોક્સ અને બ્લોક્સ | ૧—૮ થી | ૬—૮ |
| ૨૧ | ,, સચિત્ર બુકસો તરેહવાર | ૦—૪ થી | ૨—૮ |
| ૨૨ | કિન્ડર ગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી (સચિત્ર બોક્સ એકના | | ૧૦—૦ |
| ૨૩ | કિન્ડર ગાર્ટન ગુજરાતી ગ્રંથમાળા .. | ... | ૪—૦ |
| ૨૪ | ભરત ચિત્રના બોક્સ .. . | ૦—૧૨ થી | ૩—૪ |
| ૨૫ | દુનિયાના સિક્કા (વાવટા સાથે) કાર્ડ દરેકના | | ૦—૪ |
| ૨૬ | મ્યુઝીકલ ટમ્બેલ્સ-દરેકના .. | ... | ૦—૮ |
| ૨૭ | કિન્ડગાર્ટન ગાઈડ-રંગીન ચિત્રો સાથે (ઇંગ્લીશ) | | ૮—૧૨ |
| ૨૮ | ઇંગ્લીશ ઓબજેક્ટ લેસન પીક્ચર્સ-ચાર્ટ . | | ૨—૪ |
| ૨૯ | પ્રાણીવર્ણનનો મોટો નકશો (૫૧) હિંદી ચિત્રોનો (ગુજ-હિંદી) | | ૪—૦ |
| ૩૦ | પેરેડાઇઝ ઓફ ચાઇલ્ડહુડ (કિં બક્ષિસો) | | ૮—૧૨ |

કિન્ડરગાર્ટન સ્ટોલ.
ગિરગામ બેક રોડ, મુંબઇ } ગો. ક. દેલવાડાકર.

## હેલવાડાકર સિરિઝ.

| "બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૨૦," | રૂ આ પૈ |
|---|---|
| ૧ કિન્ડરગાર્ટન વાચન-માળા મૂળ ભાગ (સચિત્ર) | ૦—૩—૦ |
| ૨ કિન્ડરગાર્ટન વાચન-માળા (પ્હેલી ચોપડી) | ૦—૩—૦ |
| ૩ કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના (ત્રીજી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૬ બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ | ૦—૨—૦ |
| ૬ બાળ કસરત ભાગ ૨ જો . | ૦—૨—૦ |
| ૭ શિશુશિક્ષણ (સંક્ષિપ્ત કવિતામાં-નવી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૮. બાળ કહાણિયો (બીજી આવૃત્તિ) . .. | ૦—૨—૦ |
| ૯ બાળ બાગ ભાગ ૧-૨ દરેકના (ત્રીજી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૧૧ કિન્ડરગાર્ટન પાઠમાળા (વાચન-પદાર્થ પાઠ) | ૦—૨—૦ |
| ૧૨ બાળ શિક્ષણ ગરબાવાળી (સુધારેલી ત્રીજી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૧૩ સંગીત-સતીમંડળ (સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન) | ૦—૪—૦ |
| ૧૪ બાળ-ખેલ (સચિત્ર-કિન્ડરગાર્ટન, ચોથી આવૃત્તિ) | ૦—૫—૦ |
| ૧૫ બાળકોની રંગભૂમિ (નાના નાટકો-નવી આવૃત્તિ) | ૦—૨—૦ |
| ૧૬ બાળ જ્ઞાન (સૃષ્ટિ પદાર્થ શિક્ષણ) ,, | ૦—૨—૦ |
| ૧૭ બાળ ગીત (હાવ ભાવ સહિત ત્રીજી આવૃત્તિ) | ૦—૨—૦ |
| ૧૮. કિન્ડરગાર્ટન—પદાર્થ પાઠ .. | ૦—૨—૦ |
| ૧૯ કિન્ડરગાર્ટન ડ્રોઇંગ બુક ભાગ ૧ | ૦—૨—૦ |
| ૨૦ કિન્ડરગાર્ટન ડ્રોઇંગ બુક ભાગ ૨ | ૦—૨—૦ |

આ પુસ્તકો. સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ઇનામ-લાઇબ્રેરી' તરીકે તથા શાળા શિક્ષકોને વાપરવા માટે મંજુર થયાં છે

રચનાર—**ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર,**

ઠે માણેક બીલ્ડીંગ અમૃતવાડીને નાકે,

ગિરગામ બેક રોડ, નં. ૪ **મુંબઈ**